# મહાગુજરાત પ્રકાશનો

**૧૨ નિઃસંતાન અને બે વાતો :**

અનુ : **શ્રી નગીનદાસ પારેખ**

ચેક, જર્મન અને અંગ્રેજી ભાષાની ત્રણ વિખ્યાત કૃતિઓનો અનુવાદ. શ્રી રામનારાયણ વિ. પાઠકની પ્રસ્તાવના સાથે

કિં. ૨-૦-૦

**૧૩. વિશ્વ પરિચય :**

અનુ : **શ્રી નગીનદાસ પારેખ**

ટાગોરનું વિશ્વની બાબતમાં દરેકે વાંચવા લાયક જ્ઞાનમય પુસ્તક.

કિં. ૧-૮-૦

**૧૪. શાને આ ભૂખમરો ? :**

લેખક : **શ્રી મીનુ મસાણી**

કિં. ૦-૮-૦

**૧૫. ઓસરતો રૂપિયો :**

લેખક . **શ્રી સી. એન. વકીલ**

કિં ૧-૦-૦

**૧૬. હિંદનું અટવાયલું અર્થકારણ :**

લેખક : **ડૉ. રાવ**

કિં. ૧-૦-૦

**૧૭. પ્રગતિના પંથે :**

પ્રગતિની દૃષ્ટિએ જ્ઞાતિનો પ્રશ્ન ચર્ચતું પુસ્તક.

કિં. ૧-૦-૦

**૧૮. મૃત્યુંજય :**

મૂળલેખક : **શ્રી અરવિંદ ઘોષ**

કિં. ૧-૮-૦

શ્રી દિલીપકુમાર રાયકૃત

# તીર્થસલિલ



અનુવાદક

નગીનદાસ પારેખ




સોલ એજન્ટ

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધીરસ્તો : અમદાવાદ.

કિંમત : ૪-૪-૦

# અનુવાદકનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧. | સુંબન અને બીજી વાતો [ વિવિધ ] | ૧૯૨૮ |
| ૨. | કાવ્યપરિચય ભા. ૧–૨ [ શ્રી રા. વિ. પાઠક સાથે ] | ૧૯૨૯ |
| ૩. | પરિણીતા [ શ્રી શરચ્ચંદ્ર ] | ૧૯૩૧ |
| ૪. | ખાદીનું વ્યાપક અર્થશાસ્ત્ર [ જેઠાલાલ ગાંધી સાથે ] | ૧૯૩૧ |
| ૫. | વિસર્જન [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૨ |
| ૬. | પૂજારિણી અને ડાકઘર [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૨ |
| ૭. | પલ્લીસમાજ [ શ્રી શરચ્ચંદ્ર ] | ૧૯૩૩ |
| ૮. | ચંદ્રનાથ [ શ્રી શરચ્ચંદ્ર ] | ૧૯૩૩ |
| ૯. | સ્વદેશી સમાજ [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૪ |
| ૧૦. | સાબરમતી [ સંપાદન ] | ૧૯૩૪ |
| ૧૧. | ઘરે બાહિરે [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૫ |
| ૧૨. | ચતુરંગ અને બે બહેનો [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૬ |
| ૧૩. | સત્તાવન [ પંડિત સુંદરલાલ ] | ૧૯૩૮ |
| ૧૪. | નૌકા ડૂબી [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૩૮ |
| ૧૫. | ઉપેન્દ્રની આત્મકથા | ૧૯૩૯ |
| ૧૬. | કલ્કી અથવા સંસ્કૃતિનું ભાવિ [ શ્રી રાધાકૃષ્ણન ] | ૧૯૩૯ |
| ૧૭. | ગીતાંજલિ અને બીજાં કાવ્યો [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૪૨ |
| ૧૮. | તીર્થસલિલ [ શ્રી દિલીપકુમાર રાય ] | ૧૯૪૨ |
| ૧૯. | પૂર્વ અને પશ્ચિમ [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૪૨ |
| ૨૦. | નિઃસંતાન [ વિવિધ ] | ૧૯૪૨ |
| ૨૧. | વિશ્વપરિચય [ શ્રી રવીન્દ્રનાથ ] | ૧૯૪૪ |
| ૨૨. | કાવ્યવિચાર [ શ્રી સુરેન્દ્રનાથ દાસગુપ્ત ] | ૧૯૪૪ |
| ૨૩. | ગ્રામોદ્યોગ પ્રવૃત્તિ [ શ્રી કુમારપ્પા ] | ૧૯૪૫ |

# પ્રકાશકનું નિવેદન

આ બીજી આવૃત્તિ ૧૯૪૫માં પ્રગટ કરવાની જરૂર ઊભી થયેલી, પરંતુ અનિવાર્ય પરિસ્થિતિને અંગે તેમ નથી કરી શકાયું તે બદલ વાચકવર્ગ અને અમને સહકાર આપનાર પુસ્તકવિક્રેતાવર્ગ જરૂર ક્ષમા આપશે. આ પુસ્તકે જનસમાજનું ઘણું સારું ધ્યાન ખેંચ્યું છે અને એક કાયમી પુસ્તક તરીકે ઠીક આદર પામ્યું છે. આ પુસ્તકને દરેક પુસ્તકાલયમાં, સંસ્થામાં અને ધાર્મિક તેમ જ આધ્યાત્મિક બાબતમાં રસ લેનાર દરેક વ્યક્તિના ઘરમાં સ્થાન હોવું જોઈએ એવો અભિપ્રાય ઘણા ભાઈઓએ અમને આપ્યો છે તેની નોંધ લેતાં અમને ઘણો આનંદ થાય છે. ભાઈ શ્રી નગીનદાસે જણાવ્યું છે તેમ શ્રી. રાધાકૃષ્ણનનો 'એમંગ ધી ગ્રેટ' નામે પ્રગટ થયેલ અંગ્રેજી પુસ્તકમાંથી આમુખ આ આવૃત્તિમાં લેવામાં આવ્યો છે. તેથી પુસ્તકની શોભા અને કિંમત વધ્યાં છે. જનસમાજે આ પુસ્તકને ખૂબ સત્વર અપનાવી લેવા બદલ ઉપકાર. શ્રી ગુર્જર ગ્રંથરત્ન કાર્યાલયે આ પુસ્તકની બીજી આવૃત્તિ સોલ એજંટ તરીકે પ્રકટ કરી છે તે બદલ તેમનો આ સ્થળે ઉપકાર માનીએ છીએ.

મુંબઈ:
તા. ૧૧ : ૧૦ : ૧૯૪૬

**ભોગીલાલ ચોકસી**
પ્રકાશક

# નિવેદન

## બીજી આવૃત્તિનું

આ બીજી આવૃત્તિમાં એક વસ્તુ નવી ઉમેરી છે—શ્રી રાધાકૃષ્ણનનો આમુખ. પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી શ્રી દિલીપકુમારે અંગ્રેજી પુસ્તક 'એમંગ ધ ગ્રેટ' નામે પ્રગટ કર્યું, તેમાં લખેલો એ આમુખ ગુજરાતીમાં લેવાની પરવાનગી સૌજન્યપૂર્વક આપવા માટે હું શ્રી નાલંદા પ્રકાશનનો આભાર માનું છું.

અનુવાદમાં કેટલેક ઠેકાણે શબ્દના ફેરફાર કર્યા છે, તે સિવાય આ આવૃત્તિ પહેલીનું પુનર્મુદ્રણ જ છે.

ગાંધીજયંતી ૧૯૪૬

**અનુવાદક**

# નિવેદન

ઓગણીસસો ચાળીસના ઉનાળાની રજા પાસે આવી હતી. એવામાં ભાઈ શ્રી ત્રિભુવનદાસ લુહારે ખૂબ વખાણ કરીને શ્રી દિલીપકુમાર રાયનું બંગાળી પુસ્તક 'તીર્થંકર' મને વાંચવા આપ્યું, અને બને તો એમાંનો શ્રી અરવિંદવાળો ભાગ ગુજરાતીમાં ઉતારવાનું સૂચવ્યું. પણ હું જેમ જેમ વાંચતો ગયો તેમ તેમ મને લાગતું ગયું, કે આ આખું જ પુસ્તક ગુજરાતીમાં ઉતારવા જેવું છે, એટલે મેં તે રજા દરમિયાન જ રવીન્દ્રનાથ સિવાયનો બાકીનો ભાગ કરી નાખ્યો.

ત્યાર પછી એ કટકે કટકે 'પ્રસ્થાન'માં પ્રગટ કરવા આપ્યું, એટલે એના વાચકોમાં એ માળાએ ઠીક ઠીક રસ જગાડ્યો અને તેનાથી ઉત્તેજાઈ એ પુસ્તકરૂપે પ્રગટ કરવાનો મૂળ વિચાર દૃઢ થયો.

મૂળ પુસ્તક ચારસો પાનાનું છે. તેમાંથી પ્રસ્તાવના, અર્પણો, ઉતારા વગેરે બાદ કરીએ તો તેના આ પ્રમાણે ભાગ પડે છે:

| | |
|---|---|
| રોલાં | ૮૪ |
| ગાંધીજી | ૩૬ |
| રસેલ | ૬૨ |
| રવીન્દ્ર | ૧૬૨ |
| અરવિંદ | ૭૮ |
| | ૩૮૨ |

આમાં રવીન્દ્રમાં એકતાલીસ અને શ્રી અરવિંદમાં ચાલીસ પાનાં પત્રોમાંથી ઉતારાનાં છે. શ્રી અરવિંદના પત્રોને તો હું અડ્યો જ નથી. એ પત્રો મહત્ત્વના તો છે જ, પણ એના અનુવાદ માટે જોઈતી તૈયારી મારી નથી. પુસ્તકનું કદ મર્યાદામાં રાખવાના હેતુથી રવીન્દ્રનાથ સાથેના વાર્તાલાપ અને પત્રો બંનેમાંથી મેં થોડું થોડું છોડી દીધું છે.

વળી પાનાં બચાવવા ખાતર મેં લાંબા ફ્રેંચ કે અંગ્રેજી ઉતારા અને ગીતોના અંગ્રેજી અનુવાદ આપ્યા નથી. એક માત્ર શ્રી અરવિંદ સાથેના વાર્તાલાપમાં મેં આ બાબતમાં અપવાદ કર્યા છે, તે એટલા ખાતર કે એમના મૂળ લખાણનો અનુવાદ એ કેવળ ભાવાનુવાદ જ છે.

જેમની સાથેના વાર્તાલાપ અહીં સંગ્રહાયેલા છે તે પાંચ વિભૂતિઓમાં ત્રણની તો આપણે ત્યાં ઓળખાણ આપવાની હોય નહિ, બે વિદેશી મનીષિઓ વિષે ટૂંક પરિચય આપ્યો છે.

મહાત્માજી સાથેની પહેલી વાતચીતનો શ્રી મહાદેવભાઈએ તે સમયે 'નવજીવન'માં આપેલો હેવાલ મેં ઉતાર્યો છે, અને તેમાં અને પુસ્તકના હેવાલમાં ગીતોની બાબતમાં એકવાક્યતા નથી. આ વિશે શ્રી દિલીપકુમાર અને શ્રી મહાદેવભાઈ બંનેને મેં પૂછ્યું છે. ગીતો તો શ્રી મહાદેવભાઈએ ઉતાર્યાં છે, તે જ ગાયેલાં પણ પુસ્તક લખતી વખતે એ ગીતોના અંગ્રેજી અનુવાદો તૈયાર નહોતા એટલે જે બે ગીતોના અનુવાદ તૈયાર હતા તે મૂકેલાં છે, એમ શ્રી દિલીપકુમારે જણાવ્યું હતું. પણ શ્રી મહાદેવભાઈએ 'નવજીવન'માં 'ચાકર રાખોજી' એ ભજનનો જે પાઠ આપેલો છે, તે શ્રી દિલીપકુમારે ગાયેલો પાઠ નથી. પણ તે બાબતમાં શ્રી મહાદેવભાઈનું કહેવું છે કે એમણે તો 'ચાકર રાખોજી' એ ગીત ગાયું એટલો ખ્યાલ રાખેલો અને પછી લખતી વખતે પોતાને પરિચિત પ્રચલિત પાઠ ઉતારેલો.

પુસ્તકનો અનુવાદ પ્રગટ કરવાની પરવાનગી મેળવી આપવા માટે અને અનુવાદમાં પણ મારી કેટલીક શંકાઓનું નિવારણ કરવા માટે હું શ્રી અંબાલાલ પુરાણીનો અને શ્રી દિલીપકુમાર રાયનો આભારી છું. પુસ્તકમાં શ્રી દિલીપકુમારનો ફોટો મૂકી શકાયો તે પણ એ બે સજ્જનોના સદ્‌ભાવને જ આભારી છે. એક ફ્રેંચ ખંડનો અંગ્રેજી અનુવાદ કરી આપવા માટે હું મારા જૂના અધ્યાપક શ્રી બાબુરાવ ઠાકોરનો આભારી છું.

૨૦–૫–૪૨ **નગીનદાસ પારેખ**

# પરિચય

**રોમાં રોલાં :** [૧૮૬૬] — વિખ્યાત ફ્રેંચ લેખક. પારીસ અને રોમમાં શિક્ષણ પામ્યા હતા. એમણે નવલકથાઓ, નિબંધો, નાટકો, જીવનચરિત્રો અને વિવેચનલેખો લખ્યાં છે. એમણે પારીસના એકોલ નોર્મલમાં ઈ. સ. ૧૮૯૫–૧૯૦૪ સુધી કળાના ઇતિહાસના અધ્યાપક તરીકે અને સોરબોન વિદ્યાપીઠમાં ૧૯૦૪–૧૦ સુધી અધ્યાપક તરીકે કામ કર્યું હતું. ૧૯૧૩માં એમને ફ્રેંચ વિદ્યાપીઠનું 'ગ્રાંડ પ્રાઈઝ' મળ્યું હતું, અને ૧૯૧૬માં સાહિત્યનું નોબેલ ઇનામ મળ્યું હતું. એઓ પોતે માનવબંધુત્વમાં માનનાર છે, અને શાંતિવાદના પ્રચારક છે. એમની દસ ખંડમાં લખાયેલી વિશ્વવિખ્યાત નવલકથા 'જીન ક્રિસ્ટોફર' એક સંગીતકારનું જીવન આલેખે છે. ગાંધીજીનાં લખાણો વાંચીને એઓ તેમના પ્રત્યે આકર્ષાયા અને તેમનું બધું સાહિત્ય મંગાવી, તેનો અભ્યાસ કરી એમણે તેમનું નાનું પણ અદ્વિતીય જીવન લખ્યું. ત્યાર પછી સ્વામી રામકૃષ્ણ પરમહંસ અને સ્વામી વિવેકાનંદનાં ચરિત્રો પણ એમણે લખ્યાં. એ ઉપરાંત, મહાન સંગીતકાર બીટોવન, મહાન સ્થપતિ માઇકલ અંજલો, હેંડલ, ટૉલ્સ્ટૉય વગેરેનાં ચરિત્રો પણ એમણે લખેલાં છે. બીજી ગોળમેજી પરિષદ વખતે પાછા વળતાં મહાત્માજી એમને મળ્યા હતા. આ પુસ્તકમાં આપેલો એમનો અને ગાંધીજીનો ભેગો ફોટો આ મુલાકાત વખતનો જ છે, અને તે હરિજન આશ્રમ સાબરમતીના વ્યવસ્થાપક મુ. શ્રી નરહરિભાઈ પરીખના સૌજન્યથી અત્રે પ્રસિદ્ધ થઈ શક્યો છે.

**બર્ટ્રાન્ડ રસેલ :** [૧૮૭૨] — અંગ્રેજ તત્ત્વચિંતક, ગણિતશાસ્ત્રી અને કેળવણીકાર. એમણે કેમ્બ્રિજ વિદ્યાપીઠમાં શિક્ષણ લીધું હતું, પછી ત્યાંની જ ટ્રિનિટી કૉલેજમાં અધ્યેતા (ફેલો) નિમાયા

હતા, ૧૮૯૫. ૧૯૧૦–૧૬ સુધી ત્યાં લેક્ચરર હતા. યુરોપમાં જ્યારે પહેલું મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે ફરજિયાત ભરતીનો વિરોધ કરનારામાં એઓ હતા અને શાંતિવાદી તરીકે એમને જેલમાં પૂરવામાં આવ્યા હતા. એ જ કારણે એમનું અધ્યેતા પદ પણ ગયું. ત્યાર પછી ૧૯૧૮માં અમેરિકાના લશ્કર ઉપર હુમલો કરતા લેખ માટે એમને ફરી જેલમાં જવું પડ્યું હતું. હમણાં બે અઢી વરસ ઉપર એમને અમેરિકાની એક વિદ્યાપીઠે અધ્યાપક તરીકે બોલાવ્યા હતા ત્યારે એમના સ્ત્રીપુરુષના સંબંધ વિશેના વિચારોને કારણે જ લોકોનો એટલો બધો વિરોધ થયો કે એમને એ સ્થાન છોડવું પડ્યું હતું. આખી દુનિયાના મહાન વિચારકોમાં એમની ગણના થાય છે. એમનાં જાણીતાં પુસ્તકો નીચે પ્રમાણે છે: 'ઇન્ટ્રોડક્શન ટુ મૅથેમૅટિકલ ફિલોસૉફી' (૧૯૧૯), 'પ્રિન્સીપિયા મૅથેમૅટિકા' (૧૯૧૩), 'એન આઉટલાઇન ઑવ ફિલોસૉફી' (૧૯૨૭), 'ઑન એડ્યુકેશન' (૧૯૨૬), 'મૅરેજ ઍંડ મૉરલ્સ (૧૯૨૯), 'કૉન્કવેસ્ટ ઑવ હૅપિનેસ' (૧૯૩૦), 'વિચ વે ટુ પીસ' (૧૯૩૬), 'વ્હાઇ આઇ એમ નૉટ એ ક્રિશ્ચિયન' (૧૯૨૭).

**દિલીપકુમાર રાય:** વિખ્યાત બંગાળી નાટકકાર સ્વ. શ્રી દ્વિજેન્દ્રલાલ રાયના એકના એક પુત્ર. ગણિતના વિદ્યાર્થી. સંગીતના શોખીન. હિંદુસ્તાન અને યુરોપમાં ફરી ફરીને બંને દેશની સંગીત પદ્ધતિઓનો અભ્યાસ કરેલો. અનેક મહાપુરુષોને મળેલા, તેમની સાથે જીવનના અનેક પ્રશ્નોની ચર્ચા કરેલી. અત્યારે પૉંડિચેરીમાં શ્રી અરવિંદ આશ્રમમાં સાધક–જીવન ગાળે છે.

# આમુખ

**પોંડીચેરીના** અરવિંદ આશ્રમવાળા શ્રી દિલીપકુમાર રાયે આપણા કેટલાક મહાન સમકાલીનો — કલાકાર રોમાં રોલાં, સંત ગાંધી, વિચારક બર્ટ્રાંડ રસેલ, કવિ રવીન્દ્રનાથ ટાગોર અને ઋષિ શ્રી અરવિંદ સાથેના પોતાના વાર્તાલાપ અને પત્રવ્યવહાર આ પુસ્તકમાં સંગ્રહેલા છે. લેખક શ્રી દિલીપકુમાર રાય તીર્થંકર છે, સત્યશોધક યાત્રી છે, જ્ઞાનના પિપાસુ છે, અને તેમણે પોતાના પુસ્તકને 'વિભૂતિઓના સાંનિધ્યમાં' એવું નામ આપ્યું છે.

વિભૂતિ એટલે શું? આપણે માપી જોખી શકાએ એવો વિભૂતિનો કોઈ ગુણ જણાતો નથી, તેમ છતાં જ્યારે આપણને તેનો ભેટો થાય છે ત્યારે આપણે તેને ઓળખી શકીએ છીએ. જે ઉદાત્ત મનના અને વીર હૃદયના માનવીઓ કદી પણ શંકામાં ઘેરાયા વગર અને હાર સ્વીકાર્યા વગર પોતાના ધ્યેય તરફ આગળ ધસતા રહે છે, તેમનામાં વિભૂતિમત્તાનાં દર્શન થાય છે. રવીન્દ્રનાથ ટાગોર કહે છે: 'દરેક જમાનાના દરેક દરેક દેશમાં મૂઠીભર માણસો પ્રકાશના કણ બનીને બેઠા હોય છે, જેમણે હિંમતભેર એવું જાહેર કર્યું હોય છે કે અમે એકલા પડી ગયા છીએ તોયે કોઈથી ડરતા નથી. તમે તેમની મશ્કરી કરો, તેમની સતામણી કરો, અરે પ્રાણ સુધ્ધાં લો, પણ તેઓ કદી સામો ઘા કરવાના નથી, કારણ, તેઓ પોતાના હૃદયમંદિરમાં વિરાજતા ઈશ્વરના નાદને સનાતન નિષ્ઠા અને પ્રેમપૂર્વક વરી ચૂકેલા છે.'

જે વરિષ્ઠ આત્માઓના અનેક મહત્ત્વના અને તાકીદના વિષયો ઉપરના સુચિંતિત નિર્ણયો આ પુસ્તકમાં રજૂ કરવામાં આવ્યા છે, તેઓ ગંભીર નમ્રતા અને ઊંડી અંતર્દષ્ટિ ધરાવનારા પુરુષો છે, સાંપ્રદાયિક વિચારોમાંથી તેમણે મુક્તિ મેળવેલી છે અને ભારે મંથનપૂર્વક અસીમ ક્ષિતિજને તેઓ પહોંચેલા છે. તેમણે જીવનના

રહસ્યભૂત પ્રશ્નો સાથે બાથ ભીડેલી છે અને નિર્ણાયક સત્યો પ્રાપ્ત કરેલાં છે. જેમનામાં ચેતનનો એક તણખો પણ હોય તે જીવન અને વિચારણાના જે રહસ્યભૂત પ્રશ્નોએ પૂર્વ કાળના વિચારકોનું ધ્યાન ખેંચ્યું હતું તે પ્રશ્નો ઉઠાવ્યા વગર રહી શકે જ નહિ. હું કોણ છું? મારું અસ્તિત્વ કયાં કારણોને આભારી છે અને કઈ સ્થિતિમાં મારે પાછાં જવાનું છે? મારી આસપાસ કોણ વસે છે અને તેમની સાથે મારે કેવા પ્રકારનો સંબંધ છે? કાન્ટે મુખ્ય મુખ્ય સમસ્યાઓને ત્રણ પ્રશ્નના રૂપમાં રજૂ કરી હતી: હું શું જાણી શકું? મારે શું કરવું જોઈએ? હું શાની આશા રાખી શકું? પાંચ આગળ પડતી વ્યક્તિઓએ આ અંતિમ પ્રશ્નો વિશે ઊંડા વિચાર કર્યા છે અને પુષ્કળ કષ્ટ અને મંથનને પરિણામે તેઓ એવા સર્વગ્રાહી વિચારો ઉપર પહોંચ્યા છે કે જે તેમને હરીફાઈને ધોરણે ચડેલાં અર્ધસત્યોથી તેમ જ અસંકલિત જ્ઞાનથી ઊપજતા કંટાળામાંથી ઉગારી લે છે. ફરી ફરીને થતાં યુદ્ધોની કરુણ ઘટનાથી પીડાઈને લગભગ નિરાશાને કાંઠે પહોંચેલા વિશ્વને જોઈને આપણે જે ધાર્મિક સિદ્ધાંતો સ્વીકારવાની વાતો કરીએ છીએ અને તેની સાથે જે સામાજિક કાર્ય કરવું જોઈએ એ બે વચ્ચે સંબંધનો જે અભાવ છે તેની સામે તેઓ રોષથી સળગી ઊઠે છે.

૧

પુસ્તકનું પ્રારંભનું પ્રકરણ રોમાં રોલાંના તાજેતરમાં થયેલા અવસાનની અને આ યુદ્ધનાં વરસોમાં અનેકોને મહામૂલી હૂંફ સમી થઈ પડેલી તેમની સનાતન મૂલ્યો પ્રત્યેની વીરત્વભરી વફાદારીની સ્મૃતિ તાજી કરે છે. તેમણે આ જગત અને તેની કરુણતા પ્રત્યે કાળની મર્યાદાથી મુક્ત એવી દૃષ્ટિએ જોવાનો પ્રયત્ન કર્યો હતો. 'આધુનિક કળાના ઈતિહાસમાં સૌથી વધુ વીરત્વભરી શક્તિ સમા તેમ જ દુઃખીઓ અને પુરુષાર્થીઓના સર્વોત્તમ મિત્ર સમા' બીટોવનનું જીવન લખીને ૧૯૦૩માં તેમણે પહેલવહેલી

નામના મેળવી. એ પુસ્તકે સંગીતનો ખાસ અભ્યાસ કરનાર વિદ્યાર્થીઓ કરતાં ખૂબ બહોળા વાચકવર્ગનું ધ્યાન ખેંચ્યું. રોમાં રોલાંને સંગીત ઉપર કેવળ કળા તરીકે જ નહિ પણ સમય અને તેની સીમાઓ ઉપર વિજય મેળવનાર એક સાધના લેખે પ્રેમ હતો. ૧૯૦૪માં તેમણે પોતાનું વિખ્યાત 'ઝાં ક્રિસ્તોફ' પ્રકટ કરવાનું શરૂ કર્યું. ક્રિસ્તોફ પોતે પણ એક સંગીતકાર અને પોતાના ધ્યેય ખાતર કષ્ટો વેઠનાર હતો, અને એ મહાન કૃતિનો છેલ્લો ખંડ ૧૯૧૪ના યુદ્ધની બરાબર બાર મહિના પહેલાં બહાર પડયો. યુદ્ધ પણ રોમાં રોલાંની આત્માના વિજય અને માનવી મહત્ત્વ ઉપરની શ્રદ્ધાને ન ડગાવી શક્યું. એમણે ઝાં ક્રિસ્તોફ પાસે એરિગોનના શબ્દોમાં જે બોલાવરાવ્યું છે તે એઓ પોતાને વિશે કહી શકત કે 'હું પ્રેમને માટે જન્મ્યો છું, નહિ કે દ્વેષ માટે.' તેમનાં પુસ્તકોમાંથી આપણી ખાતરી થાય છે કે, માનવનો આત્મા તો પૂર્વમાં શું કે પશ્ચિમમાં શું બધે સરખો જ છે. 'અનાવૃત આત્માને તો પૂર્વ પણ નથી અને પશ્ચિમ પણ નથી; એવી વસ્તુઓ તો કેવળ વસ્ત્રો છે. સમસ્ત વિશ્વ તેનું નિવાસસ્થાન છે, અને આપણામાંના દરેકમાં તેનો વાસ હોવાથી તે આપણા સૌનો છે.' એઓ રામકૃષ્ણ, વિવેકાનંદ, ટાગોર અને ગાંધીમાં પ્રકટ થયેલ હિંદના પ્રાચીન જ્ઞાન પ્રત્યે આકર્ષાયા એમાં નવાઈ પામવા જેવું નથી. 'હે ટાગોર, હે ગાંધી, તમે હિંદની સરિતા સમા છો: સિંધુ અને ગંગાની પેઠે તમે તમારી બાથમાં પૂર્વને અને પશ્ચિમને સમાવી લો છો. ગાંધી મહાત્મા છે, ત્યાગી અને કર્મવીરોમાં શ્રેષ્ઠ છે. ટાગોર પ્રકાશના વિશાળ સ્વપ્ન સમા છે; બંને દ્વેષના હળથી ખેડાયેલી આ દુનિયાની ધરતી પર સ્વયં ઈશ્વરમાંથી જ આવ્યા છે.' તેઓ હિંદ આવવા માટે ઝંખ્યા કરતા હતા, જો કે કદી આવી શક્યા નહોતા. ૧૧મી જૂન ૧૯૨૩ને રોજ ટાગોરને લખેલા એક પત્રમાં તેમણે લખ્યું હતું: 'પ્રિય મિત્ર, હિંદમાં આવીને તમને મળવાનું મને એટલું બધું મન

થાય છે! મારા બધા મનોવેગો એ દિશામાં જ વળે છે. આ શિયાળામાં હું એ યોજના પાર નહિ ઉતારી શકું એવી મને આશંકા રહે છે. પણ એક વાર એશિયાની સફર કરવાની અને શાંતિનિકેતન-માં થોડો સમય ગાળવાની હું આશા સેવી રહ્યો છું. મારે તમારી પાસે એટલું બધું શીખવાનું છે! અને હું માનું છું કે ત્યાં મારે કોઈ જીવનકાર્ય, કોઈ પૂર્વનિર્ણીત ધર્મ આજીવન બજાવવાનો હશે. યુરોપ અને એશિયાનું મિલન ભાવી સૈકાઓમાં માનવ જાતનું ઉત્તમોત્તમ કાર્ય થઈ પડવું જોઈએ. મારે મન તો હિંદુસ્તાન આ ઘડીથી માંડીને પરદેશ રહ્યો નથી, તે બધા દેશોમાં સૌથી મહાન છે, જેમાંથી એક વાર હું આવ્યો હતો તે પ્રાચીન દેશ એ છે. ફરી વાર મારા અંતરમાં ઊંડે ઊંડે હું એને અનુભવી રહ્યો છું.'[1] રોમાં રોલાં મૈત્રીના દૂત હતા.

'જે મહાન ઇન્ડો-યુરોપિયન કુટુંબને ભૂંડા સ્થળભેદે ગુનો ગણાય એટલી ભયંકર રીતે વિભક્ત કરી નાખ્યું છે, તેને ફરી એક વાર ભેગું કરવાનો આપણે પ્રયત્ન કરીએ.' દુનિયામાં કદી કોઈ પણ મહાન કાર્ય એવા માણસો વગર થયું નથી જેમને માનવજાત ઉપર શ્રદ્ધા હોય, માનવજાત કરતાં ઉચ્ચતર અને મહત્તર છતાં માનવજાતમાં વસતી એવી કોઈ વસ્તુ ઉપર શ્રદ્ધા હોય. રોમાં રોલાંનું એકેએક કાર્ય આ શ્રદ્ધાની સાખ પૂરે છે.

૨

"જે ઉત્તમ જીવન ગાળે તે સૌથી મહાન કળાકાર" હોય તો ગાંધીજી એ પદના મહાન અધિકારી છે. "કળા એટલે સાદાઈમાં સૌંદર્ય સિવાય બીજું શું? અને તપસ્યા શું છે? — કૃત્રિમતા અને ઢોંગથી મુક્ત રોજિંદા જીવનમાં મિથ્યાદૃષ્ટિથી સરલ સૌંદર્યનું ઉચ્ચતમ

---

૧. ૧૯૪૫ના જાન્યુઆરી માસના 'હિંદુસ્તાન'માંના કે. આર. કૃપાલાનીના 'રોમાં રોલાં: ટોલ્સ્ટોય પછીના સર્વશ્રેષ્ઠ યુરોપિયન' એ નામેના લેખમાં પૃષ્ઠ ૪ ઉપર લીધેલો ઉતારો.

પ્રકટીકરણ, ખરું ને?" ગાંધીજીના જીવનમાં એકી સાથે કળા પણ છે અને તપસ્યાયે છે. એ કહે છે તે માને છે અને ઉપદેશે છે તે આચરે છે.

એક પ્રકારની વ્યક્તિગત પરલોકપરાયણતા હોય છે જેને સ્વાર્પણ કહી શકાય; પણ એ પરલોકપરાયણતા જો સમાજથી વિમુખ થઈ જાય તો તે ધર્મના ઇન્કાર સમી બની રહે. જેઓ જબરદસ્તોને તેમના સિંહાસનો પરથી નીચે પછાડી પાડવામાં અને દીનહીનોને ઊંચે ચડાવવામાં પોતાની શક્તિ ખર્ચી રહ્યા છે તેમને અદૃશ્ય સત્ય ઉપર શ્રદ્ધા ન હોય તો આસ્તિકોએ શરમના માર્યા ધૂળભેગા થઈ જવું જોઈએ, કારણ, જે કામ ખરી રીતે તેમનું છે તે તેમણે બીજાઓ ઉપર છોડી દીધું છે. આપણા રાજકારણી પુરુષોમાં ધર્મ–ભાવનાની ઊણપ છે અને આપણા ધાર્મિક પુરુષોમાં સામાજિક કાર્યના ઉત્સાહની ઊણપ છે. ધર્મ તો જુલમ, આક્રમણ અને અન્યાયનો કટ્ટો શત્રુ હોવો જોઈએ. જ્યારે તે આમાંની કોઈ વસ્તુ ચલાવી લે છે, જ્યારે તે સત્તા અને પ્રતિષ્ઠા સાથે માંડવાળ કરે છે, જ્યારે તે અનિષ્ટનાં બળો સાથે થિગડિયા સમાધાન કરે છે, ત્યારે તે કંગાળ, સત્ત્વહીન અને નિર્વીર્ય બની જાય છે. ધર્મ ક્રાંતિકારી હોવો જોઈએ. નહિ તો એનો કાંઈ અર્થ જ નથી. ગાંધીજીએ રાજકારણમાં ધર્મભાવના દાખલ કરી છે. એમને મન યુદ્ધ એ મોટામાં મોટો ગુનો છે. બધા સાચા ધાર્મિક વૃત્તિના માણસો એ જ દૃષ્ટિ ધરાવે છે. ઑક્સ્ફર્ડની કૉન્ફરન્સ ઑવ નૉન રોમન ચર્ચીઝ તરફથી ૧૯૩૭ના જુલાઈમાં પ્રકટ થયેલ 'મૅસેજ' યુદ્ધની ચર્ચા કરતાં કહે છે: 'જગતના એકેએક રાષ્ટ્રમાં હવે તો દૃઢમૂલ થયેલા યુનિવર્સલ ચર્ચે તેમને જોઈને યુદ્ધને અપવાદ કે સંકોચ વિના વખોડી નાખવું જોઈએ. યુદ્ધ એટલે જ પાપનું ફળ અને પ્રકટીકરણ."[૨]

પારકાં પાપ ધોવા માટે વપરાતી કષ્ટસહનની પદ્ધતિ ગાંધીજી

૨. ધ ચર્ચીઝ સર્વે ધેર ટાસ્ક, પૃ. ૫૯.

અન્યાય અને શોષણ દૂર કરવામાં વાપરે છે. તેઓ મુખ્યત્વે માનવજાતના સેવક છે, તેમ છતાં તેઓ હિંદની ભૂમિ ઉપરથી માનવજાત માટે કામ કરે છે. આપણે ફળો એકઠાં કરવા સારુ ઝાડને કાપી નાખવાની જરૂર નથી. માનવ સમાજને સંપૂર્ણ બનાવવા ખાતર આપણે કુટુંબ કે રાષ્ટ્રનો નાશ કરવાની જરૂર નથી. એમના મૂળમાં જ સડો પેસાડનાર સ્વાર્થી વૃત્તિને રૂંધી દઈને એમનો સાચી દિશામાં વિકાસ સાધીને આપણે તેમનું રૂપાંતર કરવાનું છે. સ્વદેશપ્રેમ એ કંઈ ઉખાડી નાખવા જેવો દુર્ગુણ નથી, વિશ્વસમાજની સેવામાં વાપરવા જેવું બળ છે. જ્યારે ગાંધીજી હિંદના સ્વાતંત્ર્ય માટે લડે છે ત્યારે તેમાં કોઈ પણ જાતની સંકુચિત ભાવના નથી હોતી. તેમને મન સ્વતંત્રતા એટલે કેવળ રાજકીય સત્તાની પ્રાપ્તિ નહિ, પણ જેમાં બધી વસ્તુઓનું રૂપાંતર થઈ ગયું હશે અને બધા સ્વરૂપનો માનવી જુલમ બંધ થઈ ગયો હશે એવા નવા જીવનમાં પ્રવેશ. એ સાધવા માટે નવા શિક્ષણની, નવી શિસ્તની, ઈશ્વર ઉપર ભક્તિની તથા માનવીની નિઃસ્વાર્થ સેવાની જરૂર પડશે.

૩

શ્રી દિલીપકુમાર રાયની બર્ટ્રાન્ડ રસેલ સાથેના વાર્તાલાપની નોંધ એ બતાવે છે કે કોઈ માણસને વિશે આદર બંધાવા માટે તેની સાથે એકમત થવાની જરૂર નથી. શ્રી દિલીપકુમાર રાયનો એવો અભિપ્રાય છે કે ઉચ્ચતર માનવમૂલ્યો, કળાનુભવની શક્તિ, નૈતિક ભાવના અને ધાર્મિક અંતઃપ્રેરણાનો ખુલાસો ભૌતિક, યાંત્રિક કે પ્રકૃતિવાદી ઉત્ક્રાંતિ દ્વારા થઈ શકતો નથી, અને તેથી તેઓ એમ માને છે કે પ્રકૃતિવાદી ઉત્ક્રાંતિ દ્વારા એ મૂલ્યોનો ખુલાસો કરવા મથતો રસેલનો વૈજ્ઞાનિક માનવવાદ દાર્શનિક માન્યતા તરીકે સ્થૂલતર અન્ય ભૌતિકવાદો કરતાં વધુ સંતોષકારક નથી. પૂર્ણની ઇચ્છા અને સનાતન સત્ત્વ ઉપર શ્રદ્ધા એ જો ધર્મનાં લક્ષણો હોય તો બર્ટ્રાન્ડ રસેલે ધર્મનું તત્ત્વ અનુભવ્યું છે એમ ન કહી શકાય. આમ છતાં

તેમનો ગભીર માનવપ્રેમ, ઢોંગ અને પાખંડ પ્રત્યેનો તેમનો તિરસ્કાર, દલિત રાષ્ટ્રો અને પ્રજાઓની તેમની હિમાયત — એ બધાંને કારણે તેમણે જુવાનોના પ્રેમ અને કલ્પના ઉપર અધિકાર પ્રાપ્ત કર્યો છે. "આપણને એવી નીતિ જોઈએ છે જેનો પાયો જીવનના પ્રેમ ઉપર હોય, વિકાસજનિત આનંદ ઉપર હોય, અને ભાવાત્મક સિદ્ધિઓ ઉપર હોય...બીજાઓને સુખી જોઈને જે માણસ સુખી, ઉલ્લસિત, ઉદાર અને આનંદિત રહેતો હોય તે 'સારો' ગણાવો જોઈએ...જે માણસ ક્રૂરતા કે શોષણ દ્વારા સંપત્તિ મેળવતો હોય તે આજે આપણે જેને 'અનીતિમાન' માણસ કહીએ છીએ તેવો ગણાવો જોઈએ, અને તે નિયમિત દેવળમાં જતો હોય તોયે તેવો જ ગણાવો જોઈએ." રસેલ પોતાના "ચિત્તાકાશને અગમ્યવાદનાં વાદળોથી" મુક્ત રાખવા માગે છે અને તેમ છતાં પીડાતી માનવજાત પ્રત્યે તેમને એક પ્રકારનો અગમ્ય એવો સુકુમાર પ્રેમ છે. ડહોળાયેલી વિચારસરણી, વગર અક્કલના નિષેધો અને વહેમો તેઓ સાંખી જ શકતા નથી. ૧૯૦૩માં 'ઇન્ડિપેન્ડન્ટ રિવ્યુ'માં તેમણે આપેલા 'એ ફ્રીમેન્સ વર્શિપ' (સ્વતંત્ર માણસની ભક્તિ) નામના એક વિખ્યાત નિબંધમાં તેઓ આપણી સમક્ષ જેનો ભ્રમ ભાંગી ગયો છે એવા એક બુદ્ધિવાદીની ફિલસૂફી રજૂ કરે છે. પાછળથી એમણે એ નિબંધ પોતાના અગમ્યવાદ અને તર્ક ઉપરના ગ્રંથમાં દાખલ કર્યો હતો અને એવી ટીપ લખી હતી કે એમાંની જીવન પ્રત્યેની એકંદર દૃષ્ટિ હજી પણ એના લેખકને મુખ્યત્વે એવી લાગે છે કે કોઈ જાતની કટ્ટર ધાર્મિક માન્યતાઓ વગરના માણસો જો આંતર પરાજય કે વ્યર્થતા ટાળવા માગતા હોય તો તેમણે એનો સ્વીકાર કરવો જોઈએ. ચિરસ્મરણીય શબ્દોમાં બર્ટ્રાન્ડ રસેલ આપણને કહે છે:

"માનવનું જીવન તો ગાઢ રાત્રિમાં, અદૃશ્ય દુશ્મનોથી વીંટળાઈને, થાક અને દુઃખની યાતના ભોગવતાં ભોગવતાં, જ્યાં

પહોંચવાની બહુ થોડા આશા રાખી શકે અને જ્યાં કોઈ જ લાંબો સમય ન ટકી શકે એવા લક્ષ્યસ્થળ પ્રત્યેની યાત્રા છે. જેમ જેમ યાત્રા આગળ વધે છે, તેમ તેમ એક પછી એક આપણા સાથીઓ સર્વશક્તિમાન કાળની મૂક આજ્ઞાને વશ વર્તીને દૃષ્ટિ પાર થતા જાય છે. તેમને મદદ કરવા માટે આપણને બહુ જ ઓછો સમય મળે છે, બહુ જ ઓછા સમયમાં તેમનાં સુખદુઃખોનો નિર્ણય થઈ જાય છે."

તેઓ આપણા મન ઉપર દુન્યવી વસ્તુઓની ક્ષણભંગુરતા ઠસાવે છે, પણ સ્વર્ગના કોઈ ખજાનાની ઝાંખી કરાવી તેનું સાટું વાળતા નથી. આમ છતાં તેઓ આપણને ભલા અને દયાળુ થવાનું કહે છે :

> " તેમના માર્ગ ઉપર ઉષ્માભર્યો તડકો નાખવો, તેમના દુઃખશોકને સમભાવના મરહમથી હળવો બનાવવો, તેમને નિત્ય જાગ્રત પ્રેમનો વિશુદ્ધ આનંદ આપવો......નિરાશાની પળોમાં શ્રદ્ધા જગાડવી એ આપણું કામ બનો."

રસેલ એટલું સમજતા લાગતા નથી કે જે માનવ વ્યક્તિ આખા વિશ્વનો ન્યાય તોળવા બેસી શકે છે, જેનામાં એટલી બુદ્ધિ છે કે આ પૃથ્વીના ઇતિહાસમાં તેનું જીવન તો એક ક્ષણિક પ્રસંગ છે એમ સમજી શકે છે, જેણે એવો અંતરનાદ વિકસાવ્યો છે, જે જગતમાં પ્રવર્તી રહેલા બગાડ અને દારિદ્ર્ય સામે બળવો પોકારે છે, તે કંઈ અનેક પ્રાકૃતિક ઘટનાઓમાંની કેવળ એક ઘટના નથી, અનેક પદાર્થોમાંનો એક પદાર્થ નથી. જો એ એટલું જ હોત તો તે પોતાની નિરાશાની ઘડીએ શી રીતે શ્રદ્ધા જાળવી શકત ? રસેલનો માનવપ્રેમ આપણને ગૌરવપૂર્વક મૃત્યુને ભેટવા માટે કદાચ તૈયાર કરશે, પણ તે આપણને આશાપૂર્વક જીવવાને પ્રેરે છે ખરો ? જ્યારે રસેલ આપણને "આપણા સાથીઓના માર્ગ ઉપર ઉષ્માભર્યો તડકો નાખવા, તેમના દુઃખશોકને સમભાવના મરહમથી

હળવો બનાવવા, તેમને નિત્ય જાગ્રત પ્રેમનો વિશુદ્ધ આનંદ આપવા, નિરાશાની પળોમાં શ્રદ્ધા જગાડવા"નું કહે છે ત્યારે તેઓ આપણને એમ માનવાને ઉત્તેજે છે કે, માનવજાતની સ્થિતિ સુધારવા માટે આપણે ઘણું કરી શકીએ એમ છીએ અને કોઈ સંગીન અંતઃપ્રેરણા આપણને એમ કરવા પ્રેરી રહી છે. ચાલો, આપણે એને મદદ કરીએ, તેને સાથ દઈએ. ઈશ્વરસાક્ષાત્કારનો એક પ્રકાર એવો પણ છે, જે આપણે આ દુનિયા ઉપરના માનવજાતના ભાવિને બચાવી લઈને પામી શકીએ. માનવજાત એ સાક્ષાત્કારને પહોંચવા મથી રહી છે.

૪

રવીન્દ્રનાથ ટાગોર હિંદી નવજાગૃતિના સાચા મહાન વિભૂતિ હતા. તેઓ જે જમાનામાં જીવી ગયા તેના ઉપર તેમણે રોશનીનો પ્રકાશ વર્ષાવ્યો હતો; તેઓ એવા વિરલ પુરુષોમાંના એક હતા, જેમને વિષે કશી પણ અત્યુક્તિ વગર કહી શકાય કે તેમના જમાનાના કે તેના પછીના જમાનાના માણસો તેમના જેવો બીજો પુરુષ જોવા પામવાના નથી. તેઓ સાચા અર્થમાં કવિ હતા અને તેથી તેમણે પોતાના જીવનનું સાર્થક્ય કર્તવ્યથી ભાગવામાં નહિ પણ પ્રવૃત્તિમાં શોધ્યું હતું. તેમનું જીવન અને કાર્ય માનવ-ચિત્તને મુક્ત કરવા પાછળ ખર્ચાયાં હતાં. માનવ સમાજની અંદર રહીને એક યા બીજે રૂપે તેને જોખમમાં મૂકનાર બેવકૂફીઓ, અન્યાયો અને વિચારના ગોટાળાઓ સામે માનવજાતને તેઓ સતત જાગ્રત રાખવા માગતા હતા. બીજાઓને હાથે થતા હિંદુસ્તાનના શોષણ સામે જેમ તેઓ લડ્યા હતા તેમ જ હિંદીઓના ચિત્તની આંતરિક ગુલામી સામે પણ ઝૂઝ્યા હતા. આપણે જો બહારના જાલીમને પદભ્રષ્ટ કરવા માગતા હોઈએ તો તેને માટે આપણે આપણા અંતરમાં જ જે સિંહાસન બાંધી રાખ્યું છે તેનો પણ નાશ કરવો પડશે. જેમનાં ચિત્ત સ્વાધીન છે તેમના ઉપર

કોઈ પણ જાલીમ સત્તા ચલાવી શકતો નથી. પોતાની વિશ્વભારતી દ્વારા ટાગોરે સાર્વત્રિક નીતિનિયમોના પાયા ઉપર રચાયેલો વિશ્વસંઘ સ્થાપવાનો પ્રયાસ કર્યો હતો.

૫

ઋષિ શ્રી અરવિંદ આપણા લેખકની હાર્દિક શ્રદ્ધાના અધિકારી છે. શ્રી અરવિંદ અગમ્યના સાધકોની બૌદ્ધિક પ્રખરતાનું મહાન દૃષ્ટાંત છે. એવાઓની પાસે આપણે જઈએ છીએ તે તેમની બૌદ્ધિક ઝીણવટમાં ભાગ લેવા નહિ, જીવનનો શબ્દ સાંભળવા. તેમના વિચારની પ્રશાંત ઉદાત્તતા, અત્યુત્તમ કળાથી તેમણે ઢાંકી દીધેલી તેમની વિશાળ વિદ્વત્તા, દૈવી જીવનની તેમના આત્માએ પૂરેલી સાખ — એ બધા ગુણો પાંચમા પ્રકરણમાં જે ખંડો ઉતારવામાં આવેલા છે તેમાં પ્રકટ થાય છે.

આપણે એક નવા યુગના પ્રારંભના કાળમાં વસીએ છીએ. આજની જટિલ પરિસ્થિતિમાંથી પેદા થયેલાં અવ્યવસ્થા અને ગૂંચવાડાની અને લાંબાં સ્થળાંતરનો છેદ ઉડાવી દેનાર, એક અઠવાડિયામાં પૃથ્વીપ્રદક્ષિણા કરવાની અને કલકત્તા અને સાનફ્રાંસિસ્કો જેવાં દૂર દૂરનાં સ્થળો વચ્ચે દૂરના ટેલિફોન દ્વારા વાતચીત કરવાની આપણને શક્તિ આપનાર વિજ્ઞાનની સિદ્ધિઓની વચ્ચે તીવ્ર વિરોધ છે. જગતની આ વ્યર્થતાનું કારણ માનવચિત્તમાં પેદા થયેલા સંકલનાના અભાવમાં રહેલું છે, આ બધા સૈકાઓ થયાં આપણા વિચારમાં વ્યાપી રહેલી છિન્નભિન્ન ચેતનામાં રહેલું છે. જ્યાં સુધી વિષમ અને વક્ર દૃષ્ટિવાળા માણસો સત્તા કબજે કરતા અને ટકાવી રાખતા રહેશે ત્યાં સુધી માનવજાતનું ભાવિ જોખમમાં રહેવાનું. આજના જમાનાના માણસની મુખ્ય જરૂરિયાત સંકલનાની છે, તેની પોતાની જાતમાં જ એકરાગ જગાડવાની છે. પછી એનો પડઘો જગત સાથેના તેના સંબંધોમાં પડ્યા વગર નહિ રહે. એવા

સંકલિત માનવનો અમલ દાખલ કરવો એ શ્રી અરવિંદના જીવન અને ઉપદેશનો મુખ્ય હેતુ છે.

ઈશ્વરનો શબ્દ ક્રિયાશીલ અને સનાતન છે. દૈવી ચેતના સમસ્ત માનવજાતિના આત્માની ઉપર છવાયેલી તથા અંદર વ્યાપેલી રહેલી છે. ઇતિહાસ માનવના શિક્ષણનાં પગથિયાંની નોંધ રાખે છે. માનવજાતિના દરેક યુગના સંતો અને ઋષિઓએ માનવના જીવંત આત્માને સોંપાયેલા બૃહત્-વર્ધમાન શબ્દને વ્યક્ત કર્યો છે, અને જે સત્યો અને સિદ્ધાંતો લોકોએ પોતે પણ અસ્પષ્ટ ઝંખના કે અનિર્દિષ્ટ અજંપા તરીકે અનુભવ્યાં હતાં તે તેમને સમજાવ્યાં છે.

બર્ટ્રાંડ રસેલ સિવાયના શ્રી દિલીપકુમાર રાયના ગુરુઓ બધી પ્રકટ સૃષ્ટિના સિદ્ધાંત સમા ઈશ્વરને અને દૈવી પ્રકૃતિને ચાહવાની, જાણવાની અને તેમાં એક થઈ જવાની માણસની શક્તિને માને છે. એ સંપર્ક અથવા અપરોક્ષ અનુભૂતિ સાધવી એ માનવ જીવનનું અંતિમ ધ્યેય અથવા પરમ પુરુષાર્થ છે. આ પાંચે પાંચ ગુરુઓ માને છે કે માનવજાત હજી પૂરેપૂરી અસ્તિત્વમાં આવી નથી. હજી એ મથામણ કરી રહી છે, અને તેનો આદર્શ માત્ર ઉત્તરોત્તર વધુ સ્પષ્ટ થતો જાય છે. માનવજાત હજી ઘડાઈ રહી છે અને તેને ઘડવાની જરૂર છે. એને માટે નવી શિસ્તને, નવા નિયમને અથવા ધર્મને અનુસરવાની જરૂર છે, અને એનો માર્ગ શ્રી અરવિંદનાં લખાણોમાં પુષ્કળ દાખલાઓ આપીને ગભીરતાથી સમજાવેલો છે.

વિરલ સૌકર્ય અને સૌંદર્યથી લખાયેલું અને માનવજાતના કલ્યાણની ગંભીર નૈતિક જવાબદારીની ભાવનાને કારણે ઉન્નત બનેલું આ અમૂલ્ય પુસ્તક આપણને આપવા બદલ આપણે શ્રી દિલીપકુમાર રાયના ખૂબ ઋણી છીએ.

**સર્વપલ્લી રાધાકૃષ્ણન**

# ૧. રોમાં રોલાં

> કોણ પ્રતિમાઓને તોડી નાખશે ? કોણ પોતાના મતાંધ અનુયાયીઓની આંખ ઉઘાડશે ? કોણ તેમને સમજાવશે કે તેમના આત્માનો કે ધર્મનો કે જગતનો કોઈ દેવ પોતે સર્વોત્તમ દેખાતો હોય તોય તેને બીજા ઉપર બળાત્કારે આરૂઢ થવાનો અને તેમની અવજ્ઞા કરવાનો અધિકાર નથી ?
>
> —રોમાં રોલાં

**રોલાંની** સાથે મારી વાતચીત અને પત્રવ્યવહાર ૧૯૧૯માં શરૂ થયાં—ફ્રેંચ ભાષામાં. દરેક વખતે મુલાકાત થયા પછી તેમની સાથેની વાતચીત હું તરતોતરત બંગાળીમાં ટપકાવી લેતો. પછીથી એ બધી નોંધનો અંગ્રેજી અનુવાદ કરી તેમને ૧૯૨૮ના જુલાઈમાં મોકલી આપી. રોલાંએ મારી વિનંતીથી તરત જ તે બધી સ્વહસ્તે સુધારી પ્રગટ કરવાની રજા આપી. સુધારા તેમણે ફ્રેંચ ભાષામાં કર્યા હતા—અહીં બંગાળી અનુવાદ આપવામાં આવ્યો છે. આમ છતાં તેમની અનુપમ સુંદર ભાષા અને નિરૂપણનું લાલિત્ય અને તેજ ઘણાંખરાં અનુવાદમાં ઊતરી શક્યાં નથી. તેમના એક પત્રનો અનુવાદ શરૂઆતમાં જ આપું છું, કારણ કે તેને લીધે તેમનું વક્તવ્ય અને વિચાર કંઈક અંશે વિશદ થાય એમ છે. એ પત્ર પણ મેં તેમને ૧૯૩૦ના મે મહિનામાં મોકલ્યો હતો. તેમણે સામાન્ય ફેરફાર કરી મને પ્રગટ કરવાની રજા આપી.

વિલનવ-સ્વીત્ઝર્લૅંડ

૨૮–૮–૧૯૨૮

પ્રિય દિલીપકુમાર,

જે વાતચીતો તમે મને મોકલી હતી તે પાછી મોકલું છું. રવીન્દ્રનાથની સાથે તમારે જે વાતચીત થઈ હતી તે કેટલી સુંદર છે!

તમારી નોંધમાં મેં ઠેકાણે ઠેકાણે સુધારા કર્યા છે — જ્યાં જ્યાં તમે મારું કહેવું બરાબર સમજી શક્યા નહોતા. હું આશા રાખું છું કે તમે મારા હસ્તાક્ષરમાં કરેલા સુધારાઓ વાંચી શકશો.

જરા વધારે સુબોધ થાય એટલા માટે આ પત્રમાં બીજી બેએક વાત લખવાની હું જરૂર જોઉં છું.

પહેલી વાત એ કે ટૉલ્સ્ટૉયને હું તુર્ગેનિવ કરતાં ખૂબ ઉચ્ચ ભૂમિકા પર માનું છું. માત્ર હું જ નહિ, પણ ખૂબ થોડા ફ્રેંચ લોકો એક સાથે એ બંને જણનાં નામ લેશે — ટૉલ્સ્ટૉય કે જેને પ્રકૃતિનો એક પ્રચંડ શક્તિપ્રપાત કહી શકાય, જેઓ 'યુદ્ધ અને શાંતિ' નવલકથાના સ્રષ્ટા છે, તેઓ અને તુર્ગેનિવ જેને બહુ બહુ તો અદ્‌ભુત કલાકાર કહી શકાય— એ બંને જણ જુદા જુદા જગતના વાસી છે.

બીજી વાત એ કે પ્રગતિ વિષેના મારા વિચારને તમે જરા વધારે પડતા દુઃખવાદના રંગે રંગી નાખ્યા છે. મને એક વાતની નવાઈ લાગે છે કે હું પાશ્ચાત્ય હોવા છતાં પ્રગતિની ચાલુ ભાષા વિના મને ચાલે છે, અને તમે હિન્દુ હોવા છતાં તમને એનું દુઃખ થાય છે!

ગમે તેમ હો, મારે માત્ર એટલું કહેવું છે કે પ્રગતિવાદી હોવાનું મારે કોઈ પ્રયોજન નથી, કારણ કે મને શ્રદ્ધા છે કે વર્તમાનના અંતરમાં જ ચિરંતન શાશ્વત સત્ય ધબકી રહ્યું છે. મુક્તિ કોઈ અનિશ્ચિત ભાવિમાં નથી રહેલી, પણ તે તો રહી છે સાક્ષાત્

વર્તમાનના અંતરમાં. અને દરેક જણે પોતપોતાની મુક્તિ, પોત-પોતાની અંતિમ સિદ્ધિ ખોળી લેવાની હોય છે. સમગ્ર માનવજાતિ પ્રત્યેક મનુષ્યમાં નિહિત રહેલી છે — જેમ શાશ્વત ચેતના પ્રત્યેક ક્ષણની શિખામાં બળે છે તેમ. એટલા માટે જ પ્રગતિની દલીલને હું બહુ મહત્ત્વની માનતો નથી.

મારી સંદિગ્ધતા અને અશ્રદ્ધા તમને ખટકી છે, પરંતુ ઈસુની અંતિમ ક્ષણની વાણી વિષેના મારા મતમાં સંદિગ્ધતા કે અશ્રદ્ધાનું મિશ્રણ ક્યાં છે? ક્રૂસ ઉપર પ્રાણત્યાગ કરવા પહેલાં તેઓ બોલ્યા હતા: "Eli, Eli, lama subactani?" અર્થાત્—"પિતા, પિતા, તમે મારો કેમ ત્યાગ કર્યો છે!" ઈસુનું આ મર્મભેદક રુદન કલ્પનાશ્રવણથી જેટલી વાર સાંભળું છું તેટલી વાર મારા હૈયામાં કંઈનું કંઈ થઈ જાય છે. એ વેદનામાં તમને સંદિગ્ધતા કે અશ્રદ્ધા ક્યાં દેખાઈ? આ આકાશની નીચે જેટલી દુર્ઘટનાઓ બની છે તે બધીમાં ઈસુની આ નિરાશા સૌથી વધુ શોકજનક મને લાગે છે. જરા કલ્પના તો કરો કે આવો દેવતુલ્ય મનુષ્ય જેનો આત્મા હિંમતથી અમર હતો, તે માણસોને માટે પોતાનું બલિદાન દેવાની પહેલાંની જ ક્ષણે પોતાની વાણીમાં આસ્થા ખોઈ બેઠો! શા માટે ખોઈ બેઠો? કારણ, માણસની પરિસ્થિતિમાં જે જન્મ્યો હોય તેણે માણસ-ની વેદનાની ખાઈમાં તો ઊતરવું જ પડે, માણસનું અપમાન અને સ્વપ્નભંગની હતાશા ભોગવવાં જ પડે. જગતમાં એથી વધારે દુઃખ-જનક, એથી વિશેષ મહિમામય દૃશ્ય બીજું કયું હોઈ શકે!

પરંતુ એટલા માટે એવું તો કશું મારા જોવામાં આવતું નથી જેને લીધે હું કહું કે હું હાર કબૂલ કરું છું. જીવનસંગ્રામમાંથી પાછા હઠવાની કલ્પના સુદ્ધાં મને આવતી નથી.

બલ્કે એથી ઊલટું જ: મારા 'શ્રદ્ધાની ટ્રેજડી' નામના નાટકના દરેક નાયકને અને મારા 'મહાન જીવનચરિત્રો'માંના દરેક

ચરિત્રને જગતની દૃષ્ટિએ હારેલા સિવાય બીજું શું કહી શકાય ! પરંતુ છતાં તેઓ આ એક જ વાણી ઉચ્ચારે છે :

"J'ai devance la victoire, mais je vancrai" :

"વિજય આવશે—મારા મૃત્યુ પછી—તેમાં નુકસાન શું?—કારણ, હું જાણું છું કે મારી શ્રદ્ધા સાચી છે."

હું તો માત્ર એવા માણસો માટે જ લખું છું જેઓ પોતાનું બલિદાન આપી શકે એમ છે વેદનાના, શ્રદ્ધાના અગ્નિહોત્રમાં—એવી કોઈક શ્રદ્ધા જેને તેઓ ચાહે છે, પણ કોઈ ખોટી આશાના મોહથી નહિ, ઝટ સફળતા મેળવવાને માટે પણ નહિ. હું એવા માણસોને માગું છું જેઓ પોતાના સમકાલીનોને પોતે કેટલા હરાવ્યા તેનો હિસાબ સુદ્ધાં રાખતા નથી.

માયા સંબંધે તો વિવેકાનંદે ૧૮૯૬માં જે પહેલું વ્યાખ્યાન કર્યું હતું તે વાંચજો. જગતનાં દુઃખ પ્રત્યેની તેમની દૃષ્ટિ સાથે મારી દૃષ્ટિનો અજબ મેળ છે — તેમની વીર્યસાધના સાથે પણ યુરોપમાં હંમેશાં એવા કેટલાક ભાવુકો કામ કરતા આવ્યા છે — જો કે એ બાબતમાં હિન્દ યુરોપને મોટે ભાગે ખોટું સમજતું આવ્યું છે, જેમ યુરોપ પણ હિન્દને ખોટું સમજતું આવ્યું છે.

ત્રીજી વાત એ કે કલા વિષેની તમારી વાતચીતમાં પણ મેં કલમ ચલાવી છે, એમ તમે જોશો. એ વિષે હજી પણ કંઈક કહેવાની જરૂર લાગે છે.

અકૃત્રિમ કલાકારનું જીવન મને કદી પણ આત્માભિમાની સુખની સાધનારૂપ લાગતું નથી. હું જાણું છું કે યુરોપના શ્રેષ્ઠ કલાકારો બધા જ (દાખલા તરીકે, માઇકલ એન્જેલો, બીટોવન, રેમબ્રાન્ટ) ઇસુની પેઠે જ "Hommeo de Donleur"— વેદનાસંભવ

હતા. એટલું જ નહિ પણ કદાચ આપણે એમ પણ કહી શકીએ કે સાચી પ્રતિભાને પહેલાં દુઃખ, નિઃસંગતા, સંદેહ અને સાર્વજનીન એરસમજૂતની અગ્નિપરીક્ષામાંથી પસાર થવું પડે છે. ટોલ્સ્ટોય તો એથી પણ ખૂબ આગળ જતા. મને તેમણે જે પત્ર લખ્યો હતો તેમાં તેમણે કહ્યું હતું કે સાચા કલાકાર અને ખોટા કલાકાર વચ્ચે એ જ તફાવત હોય છે. તેમણે લખ્યું હતુંઃ "Qu'ils doivent sacrifier á leur foi, áleur art leur bonheur terré-stre" – અર્થાત્ કલાકારે પોતાની શ્રદ્ધા — માન્યતાને ખાતર, પોતાની કલાને ખાતર ઐહિક સુખશાંતિ છોડવાં પડશે. એટલા માટે સાચા કલાકારનું જીવન મોટા ભાગના માણસોને દુઃસહ લાગે છે — એવા જીવનનો પાયો ત્યાગ કેમ ન હોય? કલાકારના જીવનનો આધાર તેનો આંતર આનંદ, તેની સર્જક પ્રતિભા હોય છે. એમ ન હોત તો તે એક ક્ષણ જીવતો રહેત ખરો? ક્યારનો ગૂંગળાઈ મર્યો હોત. ઓથેલો જોઈને શ્રીમતી માલવિદાને આટલી બધી અસર થઈ એની કલ્પના કરતાં પણ તમને નવાઈ લાગી, પરંતુ તમને ખબર છે કે સોફોકિલસનું કઠોર વિયોગનાટ્ય 'યુડિપસ' જોઈને આ હૃદયહીન વિલાસી પેરીસના પ્રેક્ષકો બરાબર એ જ પ્રમાણે હલી ઊઠ્યા હતા. વેદના ગંભીર થતાં થતાં આખરે એવી બની જાય છે કે પછી તે તીવ્ર આનંદનું રૂપ ધારણ કરે છે. પશ્ચિમનો દરેક મહાન કવિ આ વાત માને છે. એટલે આ જાતના મિસ્ટિસિઝમને પૂર્વની વિશેષતા ન કહી શકાય. એની સાથે માત્ર સર્વગૌરવપૂર્ણ સુંદરતા — જે મહાન કલાની સ્વભાવસહચરી છે — તે હોવી જોઈએ. બીટોવનના આખરી જીવનમાં તેમનું શ્રેષ્ઠ સંગીત અથવા દાખલા તરીકે વાગનર-ના પર્સિફલનો દીર્ઘ નિઃશ્વાસ આત્માની આ અસહ્ય વેદનાને લીધે મહિમાન્વિત થઈ ગયાં છે. તો પણ જે જીવન પારકાને માટે પોતાનું પણ બલિદાન આપે છે, તેના ગૌરવની સ્વર્ગીય તૃપ્તિ કેવળ તેમને જ મળે છે જેઓની અનુભવસંપત્તિ એથી પણ વિશેષ ગંભીર છે. એ

બધી કસોટીમાંથી માણસ બહાર આવે છે જેમ પોલાદ અગ્નિમાંથી —એનું જ નામ પાવકશુદ્ધિ. આપણી આત્મિક શક્તિ વિષે કોઈ પણ જાતની શંકા સેવવી નહિ — એ શક્તિ જ બધાં મોટાં સર્જન-કાર્યોના મૂળમાં રહેલી હોય છે. આપણે સૌ પહેલી જરૂર એ શક્તિની છે. એવું માત્ર બીટોવને જ કહ્યું હતું એમ નથી, વિવેકાનંદ પણ એમ કહી ગયા છે. શક્તિ વિના કોઈ પણ મહાન વસ્તુ થઈ શકતી નથી; શક્તિ હોય તો નિસ્તેજ સંતાન થવાં અસંભવિત બને છે.

સ્નેહપૂર્વક તમારું હસ્તધૂનન કરું છું.

સ્નેહાસક્ત

**રોમાં રોલાં**

૧૯૨૦ ના જુલાઈ મહિનામાં મારી રોલાં સાથે પહેલી મુલાકાત થઈ, સ્વીઝર્લૅંડના ચિત્રસમા ગામ શ્નેકમાં. તે વખતે તેમની સાથે મોટા ભાગની વાત હિન્દુ સંગીત વિષે જ થઈ. તેઓ મને પિયાનો સંભળાવતા, હું તેમને હિન્દુ સંગીત સંભળાવતો. હિન્દુ સંગીત વિષે તેઓ થોડું જાણતા હતા. તેઓ મને કહેતા હતા કે મને હિન્દુ સંગીતનો વિકાસ ખૂબ ગમે છે. તેઓ એમ પણ કહેતા હતા કે આપણા સંગીતનો આદર ભવિષ્યમાં યુરોપમાં જરૂર થશે. એટલે લગભગ રોજ આપણાં જુદાં જુદાં ગીતોની સ્વરલિપિ વિશદ વ્યાખ્યા સાથે યુરોપમાં ફેલાવવાનું કહેતા. શરૂઆતમાં તેમની સાથે ખૂબ ચર્ચા થતી. હું કહેતો, અમારા સંગીતની સારી કદર યુરોપમાં થાય એમ જ નથી, કારણ કે અમારા સંગીતની સૂક્ષ્મ કારીગરીને માટે યુરોપના સંગીતજ્ઞોના કાન તૈયાર નથી. તેમણે મને પાછળથી ૩૧–૭–૨૨ તારીખે લખેલા એક પત્રમાં લખ્યું હતું: “તમારા એ મત સાથે હું બિલકુલ સંમત થતો નથી કે કોઈ પણ માણસ હિન્દુ સંગીત (અથવા કોઈ પણ ઉચ્ચ વિકાસ પામેલ સંગીત) ને સમજી શકે નહિ, જો તે તે સંગીતનો વિશેષજ્ઞ ન હોય. હું એમ માનું છું કે

શ્રેષ્ઠ કલા અનભિજ્ઞને પણ અસર કરે જ કરે. કદાચ પૂરેપૂરી ન કરે, કદાચ બહુ ઊંડી પણ ન કરે — પરંતુ મારી તો એ માન્યતા છે કે કોઈ પણ સાચા સર્જનમાં એવું કંઈક ઉપાદાન હોય છે જ, જે બધાં જ માણસોની આધ્યાત્મિક ભૂખ શમાવે — કોઈની ઓછી કોઈની વધારે. 'આ લો, આ મારા પ્રાણનું લોહી, એથી સૌની ભૂખતરસ શમો' -- એ વચનો કેટલાય કાળ પૂર્વે ઈસુએ ઉચ્ચાર્યાં હતાં. તમે શું એમ કહેશો કે ઈસુએ માત્ર મૂઠીભર ખ્રિસ્તીઓને ખ્રિસ્તીપણાનો પાઠ આપવા પોતાના પ્રાણ અર્પ્યા હતા? એક મહાન કલાકાર વ્યથા સહન કરે, સ્વપ્ન સેવે, સર્જન કરે તે માત્ર મૂઠીભર દીક્ષિત શિષ્યોને માટે — એમ તમે ઇચ્છો છો? સાચા સંગીતનો પ્રકાશ તો મંત્રની પેઠે પડે છે — વિધાતા ઇચ્છે ત્યાં......અધિકારી પસંદ કરવાનું કામ આપણું નથી: આપણું કામ ગીત ગાઈ જવાનું છે."

અતુલપ્રસાદનું બાઉલ ગીત યાદ આવ્યું:

મિછે તુઈ ભાવિસ મન<br>
(તુઈ) ગાન ગેયે જા ગાન ગેયે જા આજીવન.<br>
પાખિટા વને વને ગાહે ગાન આપન મને<br>
(ઓરે) નાઇ વા યદિ કેહ શોને–<br>
(તુઈ) ગેયે જા ગાન અકારણ.

તો પણ આ બાબતમાં રોલાં સાથે એકમત થવું મુશ્કેલ છે. કારણ મહાન કલાના રસોપભોગનો થોડો આધાર ગ્રહીતાની ગ્રહિષ્ણુતા અને સૌકુમાર્ય ઉપર જ છે. મહાન કલાની મહત્તમ અપીલ સમજવા માટે ચેતનાનો થોડો વિકાસ તો થયેલો હોવો જ જોઈએ. એમ છતાં રોલાંની એ વાત સાચી છે કે સર્જક સર્જન તો ગ્રહીતાની ગ્રહિષ્ણુતાનો વિચાર કર્યા વિના જ કરવું જોઈએ — અધિકારીનો વિચાર કરવાનું કામ તેનું નથી, તેનું કામ તો પોતાની

પ્રેરણાને પૂર્ણપણે મૂર્ત કરવાનું છે. એ લાખ વાતની એક વાત છે. આ સંબંધમાં રોલાંનાં બીજાં પણ કેટલાંક વચનો ધ્યાનમાં રાખવા જેવાં છે. તેમણે મને લખ્યું હતું: "જે સુંદર ગીતો તમે મારી આગળ ગાયાં હતાં તેને લીધે મેં જાણે નવેસર અનુભવ્યું હતું કે તમારા અને અમારા સંગીત વચ્ચે અંતર કેટલું ઓછું છે — તમે એ અંતર જેટલું બધું માનો છો તેટલું તો નથી જ......મને લાગે છે કે તમો — તમે, રવીન્દ્રનાથ, કુમારસ્વામી — ઘણી વાર એ અંતરને જરા વધારીને જુઓ છો, એટલે જ યુરોપિયનોની સંગીતગ્રહિષ્ણુતાનો ખ્યાલ તમે અંગ્રેજ અને અમેરીકનો ઉપરથી બાંધો છો— જેઓ સંગીતપ્રેમની બાબતમાં દુનિયામાં સૌથી પાછળ છે. જો તમે ફ્રાંસ કે જર્મનીના સંગીતજ્ઞોના સંસર્ગમાં આવત — રશિયનોની તો વાત જ શી — તો તમને માલમ પડત કે તેઓ તમારા સંગીતનું સૌન્દર્ય કેટલી સહેલાઇથી સમજી શકે છે. હું એ વાત કબૂલ કરું છું કે ઘણું એ લોકો નહિ સમજી શકે (જેમ કોઈ ફ્રેંચ ગમે તેટલો શેક્સપિયરભક્ત હોય તોયે એક અંગ્રેજ શેક્સપિયરને જેટલો સમજી શકશે તેટલો તે નહિ સમજી શકે તેમ), પરંતુ તમારા સંગીતના ઊંડા વિશ્વજનીન રસની અપીલ અમને પણ થયા વિના રહે જ નહિ એ ચોક્કસ માનજો. આ આર્ય–યુરોપિયન પરિવારનું કુળ એક જ છે – એમની વચ્ચે અંતર પેદા કરવાનું પાપ ધોવાઈ જાઓ— આવો, આપણે ફરી ભાઈ ભાઈ થવાનો પ્રયત્ન કરીએ — તો પછી આપણું મિલન દેવભોગ્ય થશે."

*

**રોલાંની** સાથે મારી બીજી મુલાકાત સ્વીઝર્લૉંડના લુગાનો શહેરમાં થઈ હતી. ત્યાં ૧૯૨૨ના ઑગસ્ટમાં મને આમંત્રણ આવ્યું હતું 'આંતરજાતીય નારીજાતિના શાંતિ અને સ્વાધીનતાના સંઘ'માં સંગીત વિષે કંઈક ભાષણ કરવા અને ગીત ગાવા.

તે ભાષણમાં મેં જે કહ્યું હતું તેનો સાર એ કે હિંદી સંગીતનો શ્રેષ્ઠ વિકાસ અત્યાર સુધી રાગ સંગીતમાં થતો આવ્યો છે — અને એ સંગીતમાં કલાકાર ડગલે ને પગલે સર્જક થઈ શકે છે — તાન આલાપ ચાલ ચલનમાં તે પ્રત્યેક ક્ષણમાં રાગને સાચવીને રસ-સર્જન કરી શકે છે. એ સર્જનામાં જ તેની સર્જક પ્રતિભાની સાર્થકતા રહેલી છે. એની સાથે પ્રસંગવશાત્ મેં એમ પણ કહ્યું હતું—પાછળથી રોલાંએ લખ્યું પણ હતું—કે યુરોપી સંગીતમાં હાર્મનીનો વિકાસ ઘણે ભાગે મેલડી (Melody) ને ભોગે થયો છે. આમ છતાં એની ખોટ સ્વરસંગતિથી — હાર્મનીથી પુરાઈ જાય છે.

એના જવાબમાં રોલાંએ લખ્યું હતું: "એ તો કબૂલ કરવું જ જોઈએ કે જે સંગીતકલાનો પાયો હાર્મની હોય તેની મેલડીને ખૂબ નુકસાન વેઠવું જ પડે. પરંતુ ઊલટ પક્ષે કેવળ મેલડી જ જેનો જીવનાધાર હોય તેને પણ પુષ્કળ આનંદથી વંચિત રહેવું પડે છે, જેને પરિણામે તેને કંઈક મળે છે અને કંઈક છોડવું પડે છે. આમાં એણે જે વસ્તુ છોડી દીધી હોય તે જ તેની પાસે માગવી એ યોગ્ય નથી."

રોલાંની સાથે મારી બીજી મુલાકાત ૧૯૨૨ના ઑગસ્ટની ૧૬મી અને ૧૭મી તારીખે તેમની સ્વીસ કુટિરમાં થઈ હતી. તે વાતચીતનો હેવાલ મેં ત્યારે જ લખી રાખ્યો હતો. તેમાં સહેજસાજ સુધારો અહીં કર્યો છે:—

બે વરસ પછી રોલાં સાથે મુલાકાત થઈ. તેમની સાથે જે જે વાતચીત થઈ તે લખી રાખવા માટે કલમ પકડી છે. હું જાણું છું કે સત્યનિષ્ઠ રહેવાના હજારો પ્રયત્ન કરવા છતાં પણ માણસ કદી બીજા માણસના ભાવ હૂબહૂ પકડી શકતો નથી; તેને તે પોતાને અનુકૂળ બનાવી લે છે. તો પણ બને ત્યાં સુધી રોલાંના અભિપ્રાયોને જ પ્રાધાન્ય આપી લખી જઈશ — પોતાના અભિપ્રાયોને પાછળ રાખીશ.

હું આ કરી શકીશ કે નહિ તે કહી શકતો નથી, તો પણ આદર્શને મનના પ્રદીપથી સળગતો રાખવો એ હંમેશાં સારું છે.

રોલાંના અભિપ્રાયોનું વર્ણન કરવા પહેલાં જેઓ તેમના સંબંધે વિશેષ જાણતા નથી, તેમને માટે એ અસાધારણ મનુષ્યનું થોડું વર્ણન આપવું ઠીક લાગે છે. યુરોપમાં અનેક વિખ્યાત વિવેચકોનું માનવું છે કે રોલાંનું ચરિત્ર માનવચરિત્રના વિકાસના ઇતિહાસમાં એક અતિ સુંદર વિકાસ છે. માત્ર એઓ ખૂબ મોટા કલાવિદ છે એટલા માટે જ નહિ, પણ એટલા વિશાળ હૃદયની સાથે આટઆટલી વિદ્યા અને સંસ્કારનો યોગ આ જગતમાં વિરલ હોય છે. રોલાં સંગીતના, ચિત્રવિદ્યાના અને સ્થાપત્યના પ્રથમ શ્રેણીના સમજદાર છે. પારીસમાં જ્યારે "યુરોપી સંગીતનો ઇતિહાસ" એ વિષે કલાસમાં એઓ ભાષણ આપતા ત્યારે તે સાંભળવા માટે અનેક ઠેકાણેથી માણસો આવતા. સંગીતના એમના જેવા મહાન ઉદાર સમાલોચક જગતમાં ખૂબ ઓછા હશે. એઓ ખૂબ ઉચ્ચ કોટિના પિયાનિસ્ટ છે. ઘણા લોકોનું માનવું છે કે, આ સૈકાની એક ઉત્તમ નવલકથા તે એમની વિશ્વવિખ્યાત 'ઝાં ક્રિસ્તોફ' છે. પરંતુ રોલાં મનુષ્ય તરીકે તેમનાં લખાણ કરતાં ખૂબ મોટા છે. કલા, સેવા અને વિશ્વના માનવો પ્રત્યેના ઉજ્જવળ વિશ્વાસના આ ઉદ્‌ગાતાને દેશદ્રોહી હોવાનો આરોપ પણ સહન કરવો પડ્યો છે, નાની નાની સતામણીઓની તો વાત જ શી? કલાવિદો હમેશાં સંસારથી જરા દૂર રહે છે એવું કહેવાય છે — એ આરોપ નાપાયાદાર છે એમ પણ આપણે કહી શકતા નથી. પરંતુ ટોલ્સ્ટોયે જે રીતે એનું સમાધાન કરવાનો પ્રયત્ન કર્યો હતો — એટલે કે કલાને આત્મસર્વસ્વ કહીને જીવનમાંથી કાપી નાખીને — રોલાંએ એ માર્ગ લીધો નથી. તેઓ જનહિત અને કલાપરિશીલન બંનેય સાથે કરતા આવ્યા છે, જેમકે, નોબેલ પુરસ્કારના બધા રૂપિયા એમણે રેડક્રોસને માટે આપી દીધા હતા— જો કે તે વખતે એમની સ્થિતિ બહુ સારી નહોતી. કલા એમને મન

હંમેશાં અપરિહાર્ય જ રહી છે. રોલાંએ લખ્યું છે:—" હું કલાને ચાહતો આવ્યો છું પ્રાણ મનના સમસ્ત આવેગપૂર્વક. બાળપણથી જ હું કલા વડે પોષાતો આવ્યો છું — ખાસ કરીને સંગીતથી. એ પાથેય વિના જીવનમાર્ગે પ્રયાણ કરવું મારે માટે અસંભવિત થઈ પડયું હોત. એટલું જ નહિ, પણ હું એટલે સુધી કહી શકું છું કે સંગીત મને આહાર કરતાં ઓછું જરૂરી લાગતું નહોતું."

રોલાંનું જીવન આપણા દેશના લોકોએ જાણવું જોઈએ. હમણાં એમનાં અનેક જીવનચરિત્રો બહાર પડયાં છે. તેમાં વિખ્યાત ઑસ્ટ્રિયન લેખક અને મનીષી સ્ટિફન ઝ્‌વીગનું જીવન જ મને સૌથી શ્રેષ્ઠ લાગે છે. તેમણે પોતાની પ્રસ્તાવનામાં એક જગ્યાએ જે લખ્યું છે તેનો ભાવાર્થ આ પ્રમાણે છે:—" રોલાંની સાથે પરિચય થવો એ કેવળ મારા જીવનનો સૌથી મોટો લાભ છે એમ નથી, બહુ મહાન પુરુષોને માટે પણ એમ જ છે. * * * યુરોપમાં આ યુગમાં કોઈ પણ માણસ આટલું શુભ્ર, ઋજુ, પવિત્ર સાધકનું જીવન ગાળી શકે, એ એક ભારે આશાની વાત છે." પ્રસંગવશાત્ મને યુરોપના એક બીજા મહાપ્રાણ મનીષી બર્ટ્રાન્ડ રસેલનાં વચન યાદ આવે છે. તેમણે મને વાતવાતમાં તે દિવસે કહ્યું હતું: " રોલાં! I admire him profoundly." (હું એમનો ભારે ભક્ત છું.)

રોલાંએ તેમના અભ્યાસખંડમાં ભગવદ્ગીતા વગેરે અનેક સંસ્કૃત પુસ્તકોના ફ્રેંચ અનુવાદ બતાવ્યા. મેં કહ્યુ: "આપ ભારતીય દર્શનાદિથી માહિતગાર રહો છો એ ખૂબ આનંદની વાત છે – ખાસ કરીને અમારે મન — કારણ કે હિંદુધર્મ વિષે લોકો વિશેષ કશું જાણતા નથી, માત્ર બૌદ્ધધર્મ વિષે જાણે છે. એનું કારણ કદાચ એ હશે કે હિંદુધર્મ સદા બહિર્મુખ બનવાને નારાજ રહેતો આવ્યો છે, જ્યારે બૌદ્ધધર્મ મિશનરી હતો."

રોલાંએ કહ્યું કે, ભારતીય દર્શન કલા વગેરે ખરેખર તેમને ખૂબ ગમે છે. હિંદીઓનો સંસર્ગ પણ તેમને તૃપ્તિકર થાય છે.

કલાકારોની આત્મપરતા વિષે તેમને પ્રશ્ન પૂછતાં તેઓ બોલ્યા : "કેમ, કલાકારો શું અનેક વેળા કલાને ખાતર અનેક વ્યક્તિગત દુઃખો અને કષ્ટો સહન કરતા જોવામાં આવતા નથી?"

"પરંતુ જગતનાં દુઃખકષ્ટની વચમાં કલાકારોની અનાસક્તિ અને અલગપાણું ઘણી વાર ભાવવિલાસિતા અને લહેરીપણાની કોટિમાં નથી પહોંચી જતાં? માણસોનાં દુઃખકષ્ટ પ્રત્યે તે ઘણી વાર સહાનુભૂતિ દર્શાવતો નથી — એનું કારણ એ દર્શાવી શકતો જ નથી એ નથી શું?"

રોલાંએ કહ્યું: "તમે શું એમ માનો છો કે જગતનાં દુઃખ હળવાં કરવામાં કલાકારનાં સર્જનનું મૂલ્ય ઓછું છે? હું એક સમયે ગરીબ હતો, થિયેટરમાં ખૂબ દૂરની ગૅલેરીમાં જ બેસી શકતો. ત્યારે મેં મારી સગી આંખે જોયું છે કે, આખા દિવસની મહેનત પછી થાકેલા, કંટાળેલા, દીનદુઃખીઓ સંગીતથી કેવો ગાઢ આનંદ પામે છે. બીટોવનની એક સિમ્ફનીનું મૂલ્ય એક મોટા સામાજિક સુધારા કરતાં લેશ પણ ઓછું છે એમ તમો માનો છો? વળી, સમાજની ઉન્નત સ્થિતિમાં કલાનું જે મૂલ્ય હોય છે, તેના કરતાં માણસનાં દુઃખકષ્ટો વધી ગયાં હોય ત્યારે કલાનું મૂલ્ય લગારે ઘટતું નથી બલ્કે વધે છે. કારણ, બહિર્જગતમાં માણસનાં દુઃખ વધવાની સાથોસાથ તેને મન અંતર્જગતની સાંત્વનાનું મૂલ્ય પણ વધી જાય છે — ખરું ને? એક દાખલો લો : ઝારના સમયના રશિયાનો દાખલો લઈએ તો માલમ પડશે કે તે અમાનુષિક અત્યાચારના સમયમાં તેમનાં રમકડાં, કારીગરી, લોકસંગીત વગેરેનો જાણે ધોધ જ ફાટી નીકળ્યો હતો— એ બધાં નાશ નહોતાં પામ્યાં. કારણ, તે સમયે બહારના દબાણથી દબાતો માણસનો અદમ્ય આત્મા પોતાના સર્જન વડે તેના બોજાને હળવો કરવાનો પ્રયત્ન કરતો. તે સિવાય, એક માણસ કંઈ જગતનો બધો બોજો લઈ શકતો નથી. તમે એકલા કંઈ ખલાસી, વેપારી, ખેડૂત બધાનું કામ કરી સમાજનું બધી બાજુથી રક્ષણ નહિ કરી શકો.

કલાકાર જે કંઈ કરી શકે છે તે માત્ર તેના જ બીબામાં ઢળાયું હોય છે. બીટોવન જો મનુષ્યનાં દુ:ખકષ્ટના પ્રશ્નથી અકળાઈ જઈને મારો મત પૂછવા આવત તો હું તેમને કહેત: 'તમને પગે પડું છું, તમે એ બધાંની ચિંતા કરશો નહિ. મનુષ્યનું જીવન ક્ષુદ્ર છે. તમારે જે આપવાનું છે તે આપી જાઓ. હવે વિલંબ કરશો નહિ, કારણ, તમારું અકસ્માત્ મરણ થવાથી જગતને જે નુકસાન થશે તે બીજા કોઈથી ભરપાઈ થવાનો સંભવ નથી; કારણ તમે કરી શકશો તે બીજો કોઈ જ કરી શકવાનો નથી'. બધા જ માણસોને આ વાત લાગુ પડે છે."

"આપ શું એવું નથી માનતા કે કલાની આરાધનાની બાબતમાં ગરીબ દુ:ખીઓને પણ કંઈક કહેવાનું છે? તેઓ શું એવો પ્રશ્ન ન ઉઠાવી શકે કે અમે શું કરવા સમાજની આ વિષમતામાં ભાગીદાર બનીએ, જેને લીધે માત્ર મૂઠીભર લોકો આ કલાવિલાસમાં મગ્ન રહે છે અને બાકીના બધા જ સવારથી સાંજ સુધી મહેનત મજૂરી કરી એ લોકોને સુખ સગવડ પૂરાં પાડે છે? તેઓ શું એમ ન કહી શકે કે અમારે ન્યાય જોઈએ છે — સમાન તક જોઈએ છે?"

"બેશક, જે સમાજના અત્યાચારથી સેંકડો પ્રતિભાવાન વ્યક્તિ પોષણ અને તકના અભાવે સુકાઈ જાય છે, તે સમાજની આમૂલાગ્ર નવી રચના તેઓ જરૂર માગી શકે. અને એટલા માટે પ્રત્યેક બુદ્ધિજીવીના સહકારની જરૂર છે — માત્ર તેનું સર્જનકાર્ય તેણે ન છોડવું. એક શ્રેષ્ઠ ચિત્રકાર કહેતા કે સમાજનો કોઈ પણ મહાન કલાકાર વિષમતા અને અન્યાયના પાયા ઉપર રચાયેલી સમાજની આ બધી વ્યવસ્થાથી આઘાત પામ્યા વિના રહી જ ન શકે. કારણ, તેના સર્જનની પ્રેરણા ઐક્યના અનુભવમાં રહેલી છે; અને અત્યાચાર અને અન્યાયના મૂળમાં અનૈક્ય રહેલું છે. આથી અન્યાય, પીડન, નિષ્ઠુરતા એવાં કુત્સિત છે કે તેને ખટક્યા વિના રહે જ નહિ."

"આપની વાત મને ખૂબ ગમી, મોસિયે રોલાં. મને યાદ આવે છે કે યેટ્સે તેમની ***Rose in the Heart*** નામની અનુપમ કવિતામાં પણ આ જ વાત કહેલી છે:

**"All things uncomely and broken**
**all things worn-out and old:**
**The cry of the child by the roadway,**
**the creak of a lumbering cart.**
**The heavy steps of the pluoghman**
**splashing :the wintry mould:**
**Are wronging your image that blossoms**
**a rose in the deeps of my heart."**

[ જે કૈં વિરૂપ વળી ભગ્ન રહ્યું ધરામાં
જે કૈં ઘસાઈ ગયલું, વળી જીર્ણ જે જે:
રસ્તે જતા ગભરુ બાળક કેરું રોવું,
ગાડા તણો અતિશ કર્કશ ખડખડાટ.
શિયાળુ ધૂળ ઊડવી સઘળે, જતા કો
ખેડૂતના ધરણીને દળતા પદો વા:
એ સર્વ અંતરગુહા મહીં જે ખીલંત
મૂર્તિ-ગુલાબ તવ, તેહ કરંત મ્લાન. ]

"યેટ્સે ખરું જ કહ્યું છે — આપણી નીતિના મૂળમાં સૌંદર્યની પ્રેરણા કેટલી કેટલી રીતે પ્રચ્છન્ન રહીને કામ કરે છે તે સહેજ વિચાર કરીએ તો માલમ પડી આવે. થયું છે એવું કે રોગને વિષે મતભેદ નથી — પણ કલાકારને તમે શો ઉપાય કરવાનું કહો છો? દરેક માણસને આત્મોન્નતિની તક અને અવકાશ આપવાં એ સમાજનું કર્તવ્ય છે — એ ખરું છે. પણ એ કર્તવ્ય કરવું જેટલું સહેલું છે તેટલું એનો માર્ગ શોધી કાઢવો એ સહેલું નથી. દિલીપ, એનો

શા ઉપાય, કહો! એટલે આખરે દરેકની આગળ પ્રશ્ન વ્યક્તિગત બનીને જ આવે છે: એટલે કે કયા ઉપાયથી આપણે સમાજની ઉત્તમોત્તમ વ્યવસ્થા કરી શકીએ — માણસોની સેવા કરી શકીએ, એમ જ ને? આ બાબતમાં મને એમ લાગે છે કે શિક્ષણનું પહેલું કર્તવ્ય એ છે કે માણસના આત્માની વાણીને રૂપ આપવું — તેના ધ્યાનની પ્રતિમાને બહાર પ્રગટ કરવી. સામાજિક વ્યવસ્થામાં ધ્યાન આપવાનો જો તેને વખત રહે તો તેણે કરવું જોઈએ, જેમ ગેટે કરતા હતા: તેમને જ્યારે સર્જનની પ્રેરણા નહોતી મળતી ત્યારે તેઓ અનેક જાતનાં સામાજિક કાર્યો કરતા હતા. પરંતુ જ્યારે સર્જનનો પ્રકાશ ચેતી ઊઠતો તેમના મનોદીપમાં ત્યારે તો તે જ સર્વસત્તાધીશ બની જાય ને?"

"પરંતુ એ પ્રકાશથી કેટલા જણાનો અંધકાર દૂર થવાનો હતો? બેચાર જણનો જ ને?"

"એમ શા માટે? પણ અહીં એક વાત કહેવાની જરૂર છે. અલ્પશિક્ષિત અને શિક્ષિતમન્ય — એ બંને શ્રેણીના લોકોના હૃદયમાં ઉચ્ચ કલા આનંદના તરંગો જગાડતી નથી. કારણ, વ્યવહારજ્ઞાનશૂન્ય યંત્રના જેવા શિક્ષણના દબાણથી તેમના હૃદયના રસનું ઝરણું સુકાઈ જાય છે. પરંતુ અશિક્ષિત અને સાચા ઉચ્ચ શિક્ષિતોના મનમાં કલા હંમેશાં આદર અને આશ્રય પામે છે. જો કે તેઓ એને ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુએથી જુએ છે. આમ છતાં અશિક્ષિતોના મનમાં પણ કલાપ્રેમનાં બીજ વવાયેલાં હોય છે, એ વસ્તુ ભૂલી જઈએ તે ન ચાલે. મને મારા બાળપણની વાત યાદ આવે છે. મને તે વખતે તદ્દન અધમ સંગીત ગમતું હતું; પણ મેં તેને શ્રેષ્ઠ સંગીતના સિંહાસન ઉપર જ બેસાડ્યું હતું, જેની પૂજા હું પાછળથી કરતાં શીખ્યો. હવે અશિક્ષિત અવસ્થામાં મેં જે સંગીતને પસંદ કર્યું હતું તેને સલામ કોણ ભરતું હતું? મારી સુંદરની કલ્પના જ.

બરાબર તે જ પ્રમાણે અશિક્ષિતો કદાચ કઈ કલાનું કેટલું મૂલ્ય તે અનુશીલન વિના નક્કી નહિ કરી શકશે; પરંતુ તેનું કારણ એ નથી કે તેમના હૃદયમાં કલાપ્રેમ નથી. સામાન્ય માણસો મહાન કલાને પિછાની શકતા નથી—પિછાનવાની સાધના કરી નથી હોતી માટે. ઉચ્ચશિક્ષિત અને અશિક્ષિત એ બંનેય વર્ગના લોકો કલાના પૂજારી હોય છે—અલ્પશિક્ષિત જ અરસિક હોય છે. માત્ર આપણે કલાને જુદી જુદી બાજુથી જોઈએ છીએ. નિત્શેનું *L'origine de la Tragedie* પુસ્તક ખૂબ સુંદર છે. તેમાં તમે જોશો કે તેમણે બે અતિમાનવ ચીતરેલા છે; આપોલિનારિયન (ઉર્ફે આપોલોના ભક્ત: એ લોકો વિચાર, વિવેક, સ્થૈર્ય, બુદ્ધિની દિશામાંથી જીવનનો ઉપભોગ કરવાનો પ્રયત્ન કરે છે) અને દાયોનીસિયન ઉર્ફે દાયોનિસ્યુસના ચેલા. એ લોકો જીવનને માણસના પ્રાથમિક સંરાગ (passion) દ્વારા ઉપભોગ કરવા પ્રયત્ન કરે છે. (અહીં રોલાંએ les forces de la terre શબ્દો વાપર્યા હતા.) એ બંને વર્ગો ખોટા છે. જીવનની એ બંને દૃષ્ટિઓનો સમન્વય થવો જોઈએ. મોટા ભાગના ઉચ્ચશિક્ષિત લોકો કલામાંથી આપોલિનારિયન લોકોની રીતે રસ શોધે છે. અશિક્ષિત લોકો દાઈયોનિસિયનની રીતે. માણસના હૃદયમાં કલાનો સાચો રસોપભોગ માત્ર ત્યારે જ સંભવી શકશે જ્યારે તે બુદ્ધિના વિકાસની સાથે હૃદયાવેગ અને પ્રાણતારુણ્યનો સમન્વય કરતાં શીખશે."

"એ સમન્વયનો માર્ગ શો—પદ્ધતિ શી?"

"જગતના સહુ શ્રેષ્ઠ કોટિના કલાવિદોમાં એક પ્રકારની સ્વાભાવિક સમજશક્તિ હોય છે, એ તમે જોઈ શકશો. બીટોવનની રચનામાં માનવહૃદયના પ્રાથમિક આવેગની સાથે માનવમનની બુદ્ધિની અપીલ પ્રગટ થઈ છે તે પણ એક પરમ સમન્વયને લીધે. સાધારણ માણસના આવેગનો પ્રવાહ ઉંમરની સાથે સાથે સુકાઈ જ જાય છે હમેશાં. પરંતુ મહાન કલાકારો પોતાની આવેગ-પ્રવણતા ઠેઠ સુધી

તાજી રાખે છે, કારણ કે આવેગની આ સદાની તાજગી, સતેજતા તો તેમની કલાવૃત્તિનો મુખ્ય આધાર છે. વાગનરે પોતાનો પ્રખ્યાત પર્સિફલ ઓપેરા ૬૩ વરસની વયે લખ્યો હતો, એ ઉપરથી માલમ પડે છે કે ઉંમરના ઘડપણ સાથે તેમના હૃદયને ઘડપણ આવ્યું નહોતું."

"પણ એ વાગનરની શું ટૉલ્સ્ટૉયે ચોથી શ્રેણીનો કલાકાર કહીને નિંદા કરી નહોતી?"

રોલાંએ વિચાર કરતાં કરતાં કહ્યું: "ટૉલ્સ્ટૉયનું એવું થયું છે કે તેમના સ્વભાવમાં ખૂબ આત્મવિરોધ હતો. એક એક ઉછાળો અથવા સ્વપ્નનો હિલોળો આવતો અને તેમને ક્યાંના ક્યાં લઈ જતો — અને તે વખતે તેઓ આવી અતિશયોક્તિઓ કરવામાં જ રાચતા. દાખલા તરીકે, માનવકલ્યાણની શુદ્ધ બુદ્ધિના ઝોકમાં ને ઝોકમાં તેમણે એક વાર આવા જ જુસ્સાથી કહી નાખ્યું હતું કે ગ્રહનારાની ગતિનો હિસાબ રાખવાથી શું વળવાનું છે — જેનાથી દુઃખીનાં દુઃખ દૂર થાય તે કામો સિવાય બાકીનાં બીજાં બધાં જ કામો અકર્મ છે. આવી ન માનવા જેવી વાત ટૉલ્સ્ટૉય બોલી શક્યા હતા, તેનું કારણ એ કે તેમનામાં દાઈયોનીસિયન મનોવૃત્તિઓ અવારનવાર કંઈક વિશેષ પ્રમાણમાં ઊછળી આવતી. એટલે કલા વિષે તેમના મતને વધારે મહત્ત્વ આપવું એ ભૂલ છે."

"પણ તમને એમ નથી લાગતું કે ઘણી વાર આપણે કલાને મહાન ગણીએ છીએ તે કલા પ્રત્યેના કોઈ પ્રેમને લીધે નહિ—પણ એના મૂળમાં આપણાં સુખસગવડનું સૂચન રહેલું હોય છે તેને લીધે? કારણ, કલાના અનુશીલનમાં જીવન એકંદરે સુખમાં જ જાય છે ને?

"હું એ વિષે ઝાઝી માથાઝીક કરતો નથી. એક તો કલાનો જે આનંદ હોય છે તેની એક પરમ સાર્થકતા છે જ. માણસના જીવનમાં પરસેવાના આનંદની સાર્થકતા એ જ ચરમ અથવા એક માત્ર સત્ય છે એવું નથી. એટલુંજ નહિ, પણ આપણા દાઈયોની-

સિયન મૂલ સંસ્કારોની અવજ્ઞા કરવી એ બરાબર નથી. તેને લીધે પણ જીવનમાં અપૂર્ણતા આવે છે. બીજી વાત એ છે કે, જીવનમાં કોઈ પણ વ્યક્તિગત ગભીર આનંદ આત્મકેન્દ્ર હોતો જ નથી. જીવન ખૂબ વિચિત્ર છે, દિલીપ. જેમાં મને આનંદ પડે છે તેમાં સૌને ભલે આનંદ ન પડતો હોય, બીજા ઘણાને આનંદ પડે છે. જીવનમાં હજારો અનૈક્યો હોવા છતાં એને લીધે જ મિલન સંભવિત બને છે."

"તો આપ શું એમ કહેવા માગો છો કે આનંદ એ જ સાચો માર્ગ છે?"

"નથી? તમારાં શાસ્ત્રોમાં પણ શું કહ્યું નથી કે જીવ-જગત આનંદમાંથી જન્મેલું છે? બેશક આનંદનો અર્થ હું સુખ નથી કરતો — સ્વસ્તિ અને શાંતિ, સુખ અને આનંદ એના છંદ જ જુદા હોય છે. બધા જ મહાન આનંદના મૂળમાં જ અનાસક્તિ અને નિર્વાસના રહેલી હોય છે. જે આનંદને માટે લૂંટાલૂટ કરવાની જરૂર પડે છે તે આનંદ જ નથી — આનંદનો વ્યભિચાર છે. કલાનો આનંદ મોટો એટલા માટે છે કે એમાં લૂંટાલૂટ કરવાની નથી — ગૃધ્નુતા નથી. સૌને માટે એનાં દ્વાર ખુલ્લાં છે — તેના મૂળમાં દાન રહેલું છે — તે દ્વાર ખોલી નાખે છે — સંચય કરતું નથી — અસ્પૃશ્યતા તેને ગમતી નથી. આવા આનંદના સ્પર્શથી પણ આપણી ચિત્ત-શુદ્ધિ થાય છે — એ નૈતિકતાનો ઉપદેશ દીધા વગર પણ જીવનમાં ફરી શ્રદ્ધા લાવે છે. શી રીતે આમ બને છે તે જાણો છો? માલવિદા ફાન મેસેનબુલ નામે મારાં એક સ્ત્રીમિત્ર એક વખત શોકથી ગાંડાં જેવાં થઈ ગયાં હતાં. એ વખતે તેમણે શેક્સપિયરના ઓથેલોનો અભિનય જોયો એથી તેમને એટલો બધો આનંદ થયો હતો કે તેમને ખાતરી થઈ કે આ જીવનનું મૂલ્ય છે. અને છતાં ઓથેલોમાં કોઈ મહાન વસ્તુ છે જ નહીં."

૧૭-૮-૨૨

**આજે** ફરી રોલાં મહોદયને ત્યાં ગયો હતો. વાતવાતમાં મેં કહ્યું : "આપ માનવવાદી છો. આપને એમ લાગે છે કે માનવવાદનો ઝટ પ્રચાર થઈ રહ્યો છે?"

રોલાં બોલ્યા : "ક્યાં છે? મને તો ક્યાંય દેખાતો નથી."

જરા આશ્ચર્ય પામી હું બોલ્યો : "પણ એ બાબત જગતમાં માણસોનાં મન ધીમે ધીમે ઉદાર થતાં જાય છે ને?"

રોલાં ડોકું ધુણાવી બોલ્યા : "તે પણ ક્યાં છે? ખરા માનવવાદી ખૂબ ઓછા છે. એવા પણ માનવવાદી અથવા શાંતિવાદી પડ્યા છે જેઓ બીજાને યુદ્ધથી દૂર રહેવાનો ખૂબ ગંભીર થઈને ઉપદેશ આપે છે, પરંતુ પોતાના દેશ ઉપર આક્રમણ થાય છે ત્યારે કહે છે—સ્વદેશનું અને સ્વજનનું પહેલાં રક્ષણ કરવું જોઈએ; જેમકે સ્વીડન અને નોર્વેના અનેક યુદ્ધવિરોધીઓ."

"પરંતુ એ તો ભારે નિરાશાજનક વાત છે કે માણસ એક આઈડિયાને માટે પ્રાણાર્પણ કરે છે, છતાં તે આઈડિયાની પ્રતિષ્ઠા થતી નથી."

"તમે શું કહેવા માગો છો? આ જગત પ્રગતિશાલ છે એમ તો કહી શકાય એમ નથી. બલકે સ્થિતિ ઊલટી જ છે : ઇતિહાસ આપણી આંખમાં આંગળી ઘાલીને બતાવે છે કે માણસ ચડે છે અને પાછો પડે છે. હમણાં પ્રાગૈતિહાસિક માણસોનાં ચીતરેલાં જુદાં જુદાં અતિકાય પ્રાણીઓનાં ચિત્રો મળી આવ્યાં છે. તે ઉપરથી એમ જણાય છે કે તે લોકો એ કલામાં ખૂબ સંસ્કૃત હતા. પરંતુ ત્યાર પછી એકાએક કાંઈક કારણે એ સંસ્કૃતિ નાશ પામી ત્યારપછી જે માણસો આવ્યા તેમને ફરી જંગલી દશાથી શરૂઆત કરવી પડી, ધીરે ધીરે ઊંચે ચડવું પડ્યું. તો પણ એમાંયે આ એક ગૌરવની વાત નથી કે માણસનો અંતરાત્મા તેની પાશવિક વાસના, અંધ અજ્ઞાનતા અને લાખો ક્ષુદ્રતાના બોજાને લીધે વારંવાર પડે

છે, પરંતુ વારંવાર પાછો એવો થાય છે? આ મહાયુદ્ધના વિરાટ ધ્વંસથી કયા સહૃદય માણસને દુઃખ નથી થયું? હત્યાની તાંડવ-લીલાથી આપણે કેટલી અમૂલ્ય સંપત્તિ જરા વારમાં ગુમાવી બેઠા છીએ તેનો કંઈ હિસાબ નથી. પણ તે છતાંયે માણસ પાછો ઊઠશે. આખરે શું થશે એ તો કોણ કહી શકે? પરંતુ પરિણામનો વિચાર કર્યે પણ શો લાભ થવાનો છે? જેટલું થઈ શકે એમ હોય તેટલું ચાલો, આપણે કરી છૂટીએ."

"પરંતુ માણસના ભવિષ્યમાં જ જો આપણને આસ્થા ન રહી તો પછી શાના ઉત્સાહથી આપણે કમર બાંધવાના?"

રોલાં કરુણ હાસ્ય હસ્યા, બોલ્યા: "માણસના ભાવિમાં સરલ ભાવે વિશ્વાસ કાયમ રાખી શકીએ તો કદાચ કામ વધારે થાય એ ખરું, પરંતુ તે પણ કેટલું? એટલું જ નહિ, પણ મહાપુરુષોના જન્મને લીધે પણ કેટલા માણસો આજે પ્રેરણા પામે છે? બુદ્ધ કે ઈસુને આજે કેટલા જણ ખરેખર માને છે?"

"પરંતુ તેઓને એક પ્રકાશ મળ્યો હતો એ વાતનો આપ અસ્વીકાર કરો છો?"

"એ પણ કોણ કહી શકે? ઈસુના મનમાં કયું દ્વન્દ્વ જાગ્યું હતું, તેની કોઈ પણ ચોક્કસ માહિતી આપણને છે નહિ — ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે, મરણની ક્ષણે ઈસુના છેલ્લા શબ્દો, 'ઈશ્વર, તેં કેમ મારો ત્યાગ કર્યો?' એવા હતા."

"તો પછી આપ કહેવા શું માગો છો?"

"હું માત્ર એટલું કહું છું કે અન્યાય, અવિચાર અને અસત્યની વિરુદ્ધ આપણે ચાલો યુદ્ધ માંડીએ, પછી જે થવાનું હશે તે થશે. હું તો આ વસ્તુ ચોક્કસ માનું છું, કારણ, મારું અંતર મને કહે છે કે માણસનું દુઃખ દૂર કરવું એ પણ એક સર્જન જ છે. આપણા વિકાસમાં જેટલી મુશ્કેલીઓ આવે તેની સાથે ઝઘડવાને જ તો આપણે જન્મ્યા છીએ."

"પણ જો કામ જ આગળ ન વધ્યું, તો પછી સંદેહ શી રીતે દૂર થાય, રસ્તાનું ભાથું પણ આપણને ક્યાંથી મળે?"

"કામ આગળ વધે છે એમ કહીને તમે શું કહેવા માગો છો? આપણે જ્યાં જઈ રહ્યા છીએ એ શું કોઈ જાણે છે?—જાણી શકે એમ છે? ધારો કે સમાજના જે બધા અન્યાય અત્યાચાર આપણે આજે જોઈએ છીએ, તેનું નિવારણ જો આજ જ આપણા હાથમાં આવી ગયું, અને ધારો કે આપણે કરી પણ નાખ્યું, બધું પતી ગયું. પણ પછી? તમે શું એમ કહેવા માગો છો કે, આજ આપણામાંના શ્રેષ્ઠ માનવપ્રેમીને પણ જેટલી જાતના અન્યાય અત્યાચાર નજરે ચડ્યા છે, તેનું આમૂલ નિરાકરણ થઈ જાય એટલે આપણું કામ પૂરું થઈ જશે? અસંભવિત છે. આ સૃષ્ટિનો અંત ક્યાં છે? આપણું કામ તો માત્ર જાણવાનું છે—વધારે ને વધારે જાણવાનું; અસમાનતા અને અત્યાચારની સામે ઝઘડવાનું—વધારે ને વધારે ઝઘડવાનું. પ્રગતિ? જગતનાં દુઃખ કષ્ટોનો નાશ? એ તે કદી થવાનું છે? ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે કરોડો ક્ષુદ્ર પ્રાણી પશુ કીટ પતંગોના મરણ ઉપર જ આપણું જીવન અવલંબેલું છે? કદાચ દુઃખ થોડું હળવું થશે પાછળથી. પરંતુ દુઃખનું સમાધાન થઈ જ જશે, એવું કોણ કહી શકે? એટલે હું તો માનું છું કે આપણાથી શક્ય હોય એટલું તો ચાલો આપણે કરી છૂટીએ—એના ફલનો વિચાર કરી માથું દુખવવાનો કંઈ અર્થ નથી. સેવા, સંગીત, કાવ્ય—એમાંથી આનંદ મળે છે, તો ચાલો આપણે એનું સેવન કરીએ. જ્ઞાનથી જો આપણને તૃપ્તિ મળતી હોય તો ચાલો જ્ઞાન મેળવીએ. એથી વિશેષ આપણે શું કરી શકવાના હતા? માણસની સભ્યતા જો સદા પ્રગતિશીલ જ હોત તો આજ માણસ ગૌરવને કેવે ઉચ્ચ શિખરે ચડી ગયો હોત તેનો તો જરા વિચારો કરો! પરંતુ નિયતિના અંધ નિયમના અકલ ઉડાવને પરિણામે યુગ યુગની સંચેલી સંપત્તિ ધૂળમાં રગદોળાય છે—નિષ્ઠુર ભૂમિકંપથી મણિપ્રાસાદ ભાંગી તૂટીને એકાકાર

થઈ જાય છે. ફરી આપણે રચીએ છીએ : એક હાથે આંખનાં આંસુ લૂછી ફરી હાસ્યનાં, આનંદનાં વિજયગીતો ગાઈએ છીએ. શા માટે? કારણ કે જીવનનો મૂલ છંદ જ સર્જનનો છે. એટલે મને લાગે છે કે પ્રગતિની ચિંતા કરવાનો કંઈ અર્થ નથી. પ્રયત્નનું ગૌરવ એ જ આપણી છાતીનો શ્વાસ છે...એ સિવાય માણસ શાની શોધમાં દોડી રહ્યો છે, અને શા માટે જીવવા ચાહે છે? મને લાગે છે કે આજકાલ તે તેને પોતાને ખાતર પણ જીવતો નથી, બીજાને ખાતર પણ તે કશું સર્જતો નથી — તે એવું કંઈક ચાહે છે, જે તેના સર્વસ્વ કરતાં મોટું હોય — કંઈક એવું કે જેનો આભાસ જીવનની કોઈ કોઈ પુણ્ય ક્ષણે મળે છે."

*

વાત વાતમાં મેં કહ્યું: "તુર્ગેનિવ આપને કેવા લાગે છે?"

"તુર્ગેનિવ એક મહાન કલાકાર હતા. તેમની લેખનશૈલી અદ્‌ભુત હતી."

"તમને શું લાગે છે, કલાકાર તરીકે તેઓ ટોલ્સ્ટોય કરતાં ઉચ્ચ કોટિના ખરા?"

"એ કહેવું મુશ્કેલ છે. તુર્ગેનિવનું મન આપણાં મનની ખૂબ નજીક હતું. ટોલ્સ્ટોયનું મન વધારે રશિયન હતું. ટોલ્સ્ટોયની શક્તિ તુર્ગેનિવના કરતાં ઘણી વધારે હતી — તેમની ગંભીરતા પણ ખૂબ વધારે હતી, તેમને કહેવાનું પણ અપાર હતું. સૌથી વિશેષ તો તેમની પ્રતિભા વિરાટ હતી — એટલી વિરાટ કે તેમની પ્રબળ રાક્ષસી શારીરિક આકાંક્ષાઓને પણ જીતીને તે કલામાં મહિમામયરૂપે પ્રગટ થઈ. તેઓ વિરાટ પુરુષ હતા : તુર્ગેનિવ અદ્‌ભુત; વિરાટ નહિ."

"તુર્ગેનિવ પણ મનથી અને પ્રાણથી કલાકાર હતા. પોતાના 'મેમ્વાર્સ ઑવ એ રેવોલ્યુશનિસ્ટ'માં ક્રોપોટ્‌કિને એક ઠેકાણે લખ્યું છે કે તુર્ગેનિવે તેમને એક દિવસ એમ કહ્યું હતું કે તેમના

'ફાધર્સ એન્ડ ચિલ્ડ્રન'ના નાયક બેઝેરોવને મારી નાખતી વખતે તેઓ એટલું તો રોયા હતા !"

"મોટા કલાકારોની બાબતમાં એવું ઘણે ભાગે થાય જ છે. બાલઝાક — એમનાં લખાણ તમે કંઈ વાંચ્યાં છે ?"

"ના."

"તેમણે એક દહાડો પોતાના એક મિત્રને રસ્તામાં જોઈને ખૂબ ઉશ્કેરાટપૂર્વક, શિષ્ટાચાર પણ ભૂલી જઈને પહેલા જ શબ્દો આ ઉચ્ચાર્યા : 'અમુક ( તેઓ ત્યારે એક નવલકથા લખવામાં રોકાયેલા હતા, તેનું એક પાત્ર ) મરી ગયો ( il est mort ).'"

"બાલઝાકના એક નાના જીવનચરિત્રમાં મેં વાંચ્યું છે કે તેઓ ખૂબ મહેનત કરતા હતા. એમને વિષે આપને શું લાગે છે ?"

"બાલઝાક નવલકથાકારોમાં અસાધારણ માણસ હતા. પરંતુ તેઓ શૈલી વિષે કશી ચિંતા કરતા નહિ. તેમની કહેવાની પ્રેરણા જ તેમને દુર્નિવાર વેગથી ધકેલી લઈ જતી. તેથી તેઓ જ્યારે સમાજમાં માણસો સાથે વાતચીત કરતા ત્યારે પણ લગભગ હંમેશાં તેઓ કોણ જાણે ક્યાં મનોરાજ્યમાં ફરતા રહેતા ! બહારની કોઈ પણ ઘટના તેમની માનસ પ્રતિમાને સ્પર્શી શકતી નહિ. તેઓ અદમ્ય ઉત્સાહથી લખ્યે જતા. ઝોલાનું બરાબર ઊલટું જ હતું. તેઓ રોજ ૩૦–૩૨ પાનાં લખતા નિયમસર. બાલઝાક એકી વખતે અટક્યા વિના બાવીસ તેવીસ કલાક લખીને એક નવલકથા પૂરી કરતા. અદ્ભુત માણસ !"

"ઘણા મોટા લેખકો ઘણી વાર એવી કોઈ પ્રેરણાથી લખતા માલમ પડે છે કે તેઓ શી રીતે અંત આણશે તેનો પહેલેથી લગારે વિચાર સુદ્ધાં કરતા નથી. રવીન્દ્રનાથે એક દિવસ પોતાના લખાણ સંબંધે મને કહ્યું હતું કે તેઓ જ્યારે કોઈ નવલકથા શરૂ કરે છે ત્યારે તેનો અંત શો આવશે એનો તેઓ બિલકુલ વિચાર જ કરતા નથી — એટલું જ નહિ, જાણતા પણ નથી હોતા."

"મને ખબર છે કે એવા અનેક મોટા કલાકારો છે જેઓ ઉપસંહાર — denoument — ને બિલકુલ ઉપયોગનો માનતા નથી. તેઓ જે ટાઇપ અથવા નમૂનો રજૂ કરવાને માટે કલમ પકડે છે તે બરાબર રજૂ થાય એટલે ખુશ: દાખલા તરીકે મોલિયેર. તેઓ જરા આગળ જતા—કહેતા કે denoumentની ચિંતા કરવાની લગારે જરૂર નથી."

એક વિશ્વવિખ્યાત બેલ્જિયન લેખકની વાત નીકળી.

"મારે મન તેઓ મરેલા જ છે."

"એટલે?"

"તેઓ એક સારા કલાકાર હતા, પરંતુ સમાજ અને ફેશનમાં તેઓ ડૂબી ગયા. નિંદા એ જ જેની મૂડી છે એવાં છાપાંઓમાં તેઓ મિસ્ટિસીઝમ વિષે લેખો લખે છે — ભારે પુરસ્કારને ખાતર, બોલો! કહે છે ને ઇશ્વરને અને સેતાનને એક સાથે ખુશ ન કરી શકાય. ફેશનના ચંચલ તરંગમાં વહેવું હોય તો મિસ્ટિક થવું ન શોભે. વળી, તે ઉપરાંત થયું છે એવું કે નકામા સ્ત્રીઓ સાથે આજકાલ તેઓ ખૂબ રહે છે. આથી અંતરનો સાર ખલાસ થઈ જાય છે. મહાન કલા સર્જાય છે તે આપણી શ્રેષ્ઠ સંપત્તિથી સર્જાય છે — સાર વડે સર્જાય છે: નકામાં કામોમાં ખરું સત્ત્વ વેડફી નાખી બાકી વધે તે વડે જે સર્જાય તે કદી સાચા સર્જનની કોટિમાં આવે જ નહિ. જીવનદ્વારા જ જીવન સર્જી શકાય—પ્રાણ દ્વારા પ્રાણ."

**સ્વીઝર્લાંડ**, ૨૫-૧૦-૨૭

**બરાબર** પાંચ વરસ પછી. રોલાંના ચહેરામાં ખાસ કશો ફેરફાર થયો નથી, માત્ર તેમનું સ્વભાવપાંડુર મોં કંઇક વધારે પાંડુર લાગ્યું. પરંતુ તેનું તે સૌમ્ય હાસ્ય અને ઉમળકાભર્યું સ્વાગત!...

રોલાંની સરોવરને તીરે આવેલી નાની કુટીર હેમંતના સોનેરી પ્રકાશથી ઝગમગી ઊઠી હતી.

અમો મધ્યાહ્ન ભોજન કરવા બેઠાં હતાં : રોલાં, તેમના એંશી વરસ વટાવી ગયેલ વૃદ્ધ પિતા, તેમનાં બહેન માદેલિન અને હું.

વાતવાતમાં મેં રોલાંને કહ્યું : "જો આપ અમારા દેશમાં એક વાર આવ્યા હોત તો સારું થાત."

રોલાં નાનો સરખો દીર્ઘ નિઃશ્વાસ નાખી બોલ્યા: "એ હવે કંઈ બનવાનું છે, દિલીપ?"

"કેમ ન બને?"

"સવારથી સાંજ સુધી મારે કેટકેટલાં કામમાં રોકાયેલા રહેવું પડે છે."

"હમણાં ખૂબ કામમાં છો?"

"કામ કંઈ એક છે, દિલીપ?—હું હંમેશાં એકી સાથે ઘણાં કામો કરતો હોઉં છું."

"જેમ કે?"

"મારા L'ame Enchante'eનો છેલ્લો ભાગ, એક. બીટોવનના સંગીત વિષે એક મોટું પુસ્તક, બે. યુરોપના જુદા જુદા લેખકોની જાતજાતની નાની મોટી માગણીઓ સ્વીકારવી, ત્રણ.—"

"માગણીઓ સ્વીકારવી એટલે?"

"એવા અનેક લેખકોની માગણી મારે સ્વીકારવી પડે છે જેમનો ભાર બીજાએ લેવો જોઈતો હતો. દાખલા તરીકે, અમેરિકામાં સાકો અને વાન્ઝેટીને મૃત્યુદંડ દેવાયો તે વિષે હમણાં મારે ખૂબ તીખો એક લેખ લખવો પડ્યો. ખરું જોતાં આ કામ મારું નથી. છતાં જ્યારે મોટા ભાગના લેખકો આત્મસર્વસ્વ થઈ બેસે છે, ત્યારે બાકીના લોકોને માથે જ પ્રાયશ્ચિત્તનો બોજો આવી પડે છે."

"ખોટી સાક્ષી તૈયાર કરીને વાન્ઝેટીને દેહાંતદંડ દેવાથી સભ્ય જગતમાં અમેરિકાની જે હાનિ અને અપકીર્તિ થઈ—"

" અત્યારે એ હાનિ અને અપકીર્તિ થવાની જરા જરૂર હતી."

" કેમ ? "

" એથી અમેરિકન લોકોની ઊંઘ કદાચ ઊડી હશે ! કદાચ તેઓ કંઈ વહેલા સમજવા લાગ્યા હશે કે તેમનું કેટલું અધઃપતન થયું છે, જેને પરિણામે આવી ન્યાયની વિડંબના ત્યાં થઈ શકી. "

" બીજા શા કામમાં રોકાયેલા છો હમણાં ? "

" હમણાં કહ્યું ને કે કામ કંઈ એક છે ? દાખલા તરીકે, તમારા શ્રીરામકૃષ્ણ વિવેકાનંદ વિષે એક મોટું પુસ્તક લખવાની તૈયારી કરું છું. એની સામગ્રી ભેગી કરવા કંઈ ઓછી મહેનત કરવી નથી પડતી. લગભગ વીસથી ત્રીસ મોટી મોટી અંગ્રેજી ચોપડીઓ આવી પડી છે. એ બધી વાંચવા માટે વળી માદેલિનનું શરણું લેવું પડશે; મને તો અંગ્રેજી આવડતું નથી. "

ઉત્સાહમાં આવીને હું બોલ્યો : " એ ઇચ્છા વળી આપને ક્યારે થઈ ? "

શ્રીમતી માદેલિન બોલ્યાં: " ધનગોપાલ મુખોપાધ્યાયની એક ચોપડીમાંથી એ વિષે થોડું વાંચી મેં રોલાંને અનુવાદ કરી સંભળાવ્યું. ત્યારથી તેઓ શ્રીરામકૃષ્ણના જીવન વિષે વધારે જાણવા માટે ભારે ઉત્સાહ બતાવી રહ્યા છે. "

રોલાંએ કહ્યું: " હા. કારણ ધનગોપાલ મુખોપાધ્યાય મહાશયની ચોપડીમાં શ્રીરામકૃષ્ણની પ્રશંસા જોઈ યુરોપ અને અમેરિકાના એક વર્ગના લોકો ખૂબ ચિડાયા છે; મેં એ બધાનો વિરોધ કરવા એક પુસ્તક લખવાનું નક્કી કર્યું છે.

" વિવેકાનંદ સંબંધમાં આપને આટલો ઉત્સાહ આવવાનું કારણ શું ? "

" કેમ ન આવે ? તેમના લખાણની લીટીએ લીટીમાં દીપ્ત તેજ,

અને ગભીર સ્વમાન પ્રગટ થાય છે. માણસના દેવત્વમાં આવી શ્રદ્ધા એ શું માણસની એક મોટી સંપત્તિ નથી? છતાં શ્રીરામકૃષ્ણ વિષે અનેક વસ્તુઓ યુરોપમાં લખતી વખતે ખૂબ સાવચેતી રાખી લખવી પડશે. નહિ તો તેમનાં ઘણાં વચનો યુરોપિયનો સ્વીકારશે નહિ. ”

“ કેમ ? ”

“ એક મુખ્ય કારણ તો એ કે ઘણા માણસો હિન્દુ ધર્મનાં ગભીરતમ તત્ત્વોને એવા નકામા ઢોંગધતુરા દ્વારા વિકૃત કરી યુરોપના બજારમાં સસ્તે દામે વેચવા બેઠા છે કે તેને લીધે યુરોપની નજરમાં હિન્દુ ધર્મનું માન ઓછું થવાનો ભય રહે છે. તે ઉપરાંત એને પરિણામે એશિયાને હલકા સાબીત કરવો ખૂબ સહેલું થઈ ગયું છે, એ પણ ખરું. અને એ તો કહેવાની જરૂર જ નથી કે આથી આજના આત્મસર્વસ્વ સંકુચિત યુરોપિયનોના મનમાં તો એક રીતે આનંદ જ થવાનો. ”

“ પણ નવાઈની વાત એ છે મોસિયે રોલાં, કે શ્રીરામકૃષ્ણ વિવેકાનંદનું ગૌરવ આપ આટલે દૂરથી પણ આમ આટલી સહેલાઈથી સમજી શક્યા છો. શ્રી અરવિંદે પોતાના એક પુસ્તકમાં લખ્યું છે કે હિંદમાં શ્રીરામકૃષ્ણ વિવેકાનંદનો ઉદય એ એક મોટી ઐતિહાસિક ઘટના છે તે આજ સુધી અમે જ એટલે કે હિંદીઓ જ પૂરેપૂરું સમજી શક્યા નથી. ”

રોલાં ઉદ્દીપ્ત થઈને બોલી ઊઠ્યા : “ હું એ વાતમાં તેમને પૂરેપૂરો ટેકો આપું છું. શ્રીરામકૃષ્ણ વિવેકાનંદ વર્તમાન ભારતની એક મોટી ઐતિહાસિક ઘટના છે એ વિષે મને લગારે શંકા નથી. યુરોપમાં એમના પ્રભાવમાં આજે ઓટ આવી છે છતાં કાલે ફરી જુવાળ આવશે જ. તે ઉપરાંત, શ્રીરામકૃષ્ણનું જીવન વાંચતાં વાંચતાં વિસ્મિત થઈ જવાય છે. તમને સાંભળીને નવાઈ લાગશે દિલીપ, કે ટોલ્સ્ટોય તેમના જીવનના અંત ભાગમાં વિવેકાનંદનાં લખાણથી મુગ્ધ થઈ

ગયા હતા. તેમના પરમ મિત્ર પૉલ બિરુકોફ અને બીજા પણ અનેક સાહિત્યકારો આજે પણ વિવેકાનંદનું નામ જપે છે. ખાસ કરીને રશિયામાં એવા બીજા ઘણા માણસો છે.

"એ લોકો ઉપર વિવેકાનંદનો આટલો બધો પ્રભાવ પડ્યો છે એ હું જાણતો નહોતો, છતાં ટૉલ્સ્ટોય જીવનના છેલ્લા ભાગમાં વિવેકાનંદનાં લખાણથી મુગ્ધ થયા હતા તે હું જાણું છું. કારણ, મારા એક બંગાળી મિત્રે ટૉલ્સ્ટોયને તેમના જીવનના છેલ્લા ભાગમાં વિવેકાનંદનું 'રાજયોગ' પુસ્તક મોકલી આપ્યું હતું. તે વાંચીને ટૉલ્સ્ટૉયે તેમને લખ્યું હતું કે આ યુગનો માણસ નિષ્કામ આધ્યાત્મિક વિચારમાં એના કરતાં ઊંચે કદી ગયો છે કે નહિ એ શંકાભર્યું છે."[1]

રોલાં અધીરા થઈને બોલ્યા : "દિલીપ, તમારા તે મિત્રને ટૉલ્સ્ટોયના તે પત્રની એક નકલ મને મોકલવાને કહેશો ? હું તરત જ એ વિષે એક લેખ લખવા માગું છું."

"સારું, હું તેમને લખીશ."

"ભૂલશો નહિ — જરૂરી છે."

"ના, ના, નિશ્ચિંત રહેજો."

---

૧. પત્ર ૧૮૭૬ના ઑક્ટોબરમાં લખાયો હતો. પત્ર આ પ્રમાણે છે:

**પ્રિય મહાશય,**

મને તમારો પત્ર અને પુસ્તક મળ્યાં છે. એ બદલ તમારો આભાર માનું છું.

પુસ્તક અતિશય મહત્ત્વનું છે. અને મને એમાંથી ઘણું શીખવાનું મળ્યું છે...અત્યાર સુધી માનવજાત જીવન સિદ્ધાંતની સાચી, ઉચ્ચ અને સ્પષ્ટ કલ્પનાથી વારંવાર પાછી હઠી છે. પણ તેનાથી આગળ ગઈ નથી.

ભવદીય,

**લિયો ટૉલ્સ્ટૉય.**

એકાએક રોલાં જાણે પોતાના મન સાથે જ બોલવા લાગ્યા : "વિવેકાનંદના લખાણુમાં કેવું તેજ છે, કેવું શક્તિગૌરવ છે, કેવી સાધનાપ્રતિભા છે! આટલી નાની ઉંમરમાં માણસ આટલી ભારે સિદ્ધિ સંપાદન કરી જાય એ વિચારતાં સાચે જ માનથી માથું નમી પડે છે. અને શ્રીરામકૃષ્ણનો તો વિચાર કરતાં પણ અવાક્ થઈ જવાય છે કે આ દિગ્વિજયીને પહેલી મુલાકાતમાં જ તેમણે ઓળખી લીધા."

ફરી જરા અટકીને : "શો વિરાટ પ્રાણ! દુ:ખીઓને માટે કેટલી ઊંડી લાગણી! પતિતોને માટે કેવી ગભીર અનુકંપા! વિવેકાનંદના જીવનની આ ટ્રેજડી મને મહનીય લાગે છે કે તેઓ નિરંતર વ્યક્તિગત જીવનમાં મુમુક્ષુ હોવા છતાં પણ બહારના જીવનની માગણીને ખાતર તે મોક્ષને પણ તેમણે નામંજૂર કર્યો હતો."

શ્રીમતી માદેલિન બોલ્યાં : "શ્રીરામકૃષ્ણના જીવનમાં પરંતુ એ દ્વન્દ્વ નહોતું."

રોલાં બોલ્યાં : "ના. કારણ, શ્રીરામકૃષ્ણ આધ્યાત્મિક રીતે જોતાં પ્રચંડ માણસ હોવા છતાં વ્યાવહારિક જીવનમાં વિવેકાનંદની પૂર્ણતા તેઓ પામ્યા નહોતા."

મેં કહ્યું: "આપ શું એમ માનો છો કે યુરોપમાં વિવેકાનંદના સંદેશનું ભાવિ ઉજ્જવળ છે?"

રોલાં બોલ્યા : "બેશક — પણ કેવળ સંસ્કારી શિક્ષિત સુકુમાર-હૃદયના માણસોમાં. તેમનો અખંડ આત્મવિશ્વાસ અને માણસનાં દેવત્વમાં શ્રદ્ધા બધા દેશના સુકુમાર હૃદયનાં માણસોની હૃદયવીણામાં ઝંકાર જગાડવા બંધાયેલાં છે. તેમનાં વચનો જાણે તીરની પેઠે એકદમ સીધાં જઈને હૃદયને વીંધી નાખે છે. એટલે જ શ્રીરામકૃષ્ણ-વિવેકાનંદ વિષે એક સારું પુસ્તક લખવાનો મેં સંકલ્પ કર્યો છે. માત્ર મુશ્કેલી એટલી છે કે એટલી બધી સામગ્રી ભેગી થઈ છે કે બધી વાંચવી મુશ્કેલ છે."

"શ્રીરામકૃષ્ણમાં કઈ વસ્તુએ આપને આટલી બધી અસર કરી?"

"તેમની શ્રદ્ધાની ઉદારતા — સાર્વજનીનતા, વિશ્વભૌમિકતા. જે માણસ બિલકુલ નિરક્ષર હતો, જે માણસ વ્યાવહારિક બુદ્ધિમાં અસામાન્ય નહોતો, તે માણસ શી રીતે આધ્યાત્મિક જગતમાં આ સાર્વધર્મિકતાનો સંદેશ સાંભળી શક્યો? આમાં જ એમની વિરાટતા રહેલી છે."

શ્રી અરવિંદે પોતાના 'સિંથસિસ ઓવ્ યોગ' પુસ્તકમાં શ્રી રામકૃષ્ણ વિષે લખ્યું છે કે આવા મોટા ઉચ્ચ આધારના યોગી મહાયોગીઓમાં પણ વિરલ હોય છે — Who took the kingdom of heaven by storm" (જેમણે એક ધસારે સ્વર્ગ સર કર્યું હોય.)

"એ વિષે મને લેશ પણ સંદેહ નથી."

*

**ભોજન** પૂરું થયા પછી બધાં રોલાંના પુસ્તકાલયના ખંડમાં જઈને બેઠાં. ત્યાં રોલાંએ કૉફી લીધા પછી બીટોવનનાં કેટલાંક સોનાટા સંભળાવ્યાં તેમના સુંદર પિયાનો ઉપર. ત્યાર પછી કહ્યું: "હવે તમે જરા સંગીત સંભળાવશો ને?"

મેં પોતાનું રચેલું એક કીર્તન ગાયું:—

"કુસુમેર બુક ઝરે જે સુવાસ કુસુમ તારે ના દેખિતે પાય!
અસીમેર છાયા પ્રતિફલિ' નિધિ અસીમેરઈ વાણી નિતિ શુધાય!
કાર લાગિ અલિ ફાગુને উচ্ছसि'
উতলা-গোপন সুরভি পরশি'?
નિયત આકુલ વાસના વરષિ' ગાહે કાર સ્મૃતિ મલય વાય?
કોન નિશીથે અંબર તલે
ચાঁদিমা তারায় কার દીપ જ્વલે?

ઉષાલોકે કાર શુભ્રતા ઝલે...કાહારે સકલે બરિતે ચાય?
યુગ યુગ ધરિ' નભોનીલે બલો
કાર મહિમાર સ્તવ ઉચ્છલ?
નદનદી ગિરિ–નિર્ઝર કલતાને કાહાર વા મિલને ધાય?
તરુ લતા તૃણે કાર પરિમલ
અણુતે અણુતે ચિરચંચલ?
લુટાયે કાહાર છાયા–અંચલ ધૂસરિમા પ્રિયવ્યથા જાગાય
કુટિખે ના યદિ શૂન્યતા માઝે
કેન નિતિનવ સુંદર સાજે

નિખિલે તોમાર કિંકિણિ બાજે...આલેયાર મોહમાયા બિછાય?
અંતરે રાજે તણુ અંતર ચાહે સે વારતા ભુલિતે હાય!"

"સુંદર," રોલાં બોલ્યા, "પણ દિલીપ, તમારે એક મોટું કામ કરવાનું છે. તે તમે કેમ કરતા નથી? તમને મેં કેટલી વાર કહ્યું."

"શું?"

"આ બધાં ગીતોની સ્વરલિપિનો યુરોપમાં પ્રચાર કરવાનો. મારી પાકી ખાતરી છે કે યુરોપ હિન્દી સંગીતમાંથી ઘણું ઘણું શીખવા પામશે. પારીસની કેટલીક પ્રસિદ્ધ સંગીતપત્રિકાઓમાં તમે તમારા રાગસંગીત સંબંધે સ્વરલિપિ, નિબંધ, વ્યાખ્યા વગેરે કેમ લખતા નથી?"

હું જરા આનાકાની કરીને બોલ્યો: "સાચું કહું મોસિયે રોલાં, મેં આજ દિન સુધી યુરોપમાં અમારા સંગીતનો પ્રચાર કરવાની કોઈ સાચી પ્રેરણા જ અનુભવી નહોતી. કારણ, મારી એવી માન્યતા હતી કે યુરોપ કદી અમારા સંગીતને બરાબર સમજી શકવાનું નથી."

"પણ દિલીપ, તેમાં નુકસાન શું, કહો જોઉં? આ સંસારમાં જેનામાં થોડી પણ સર્જનપ્રતિભા હોય તેનું સૌથી મોટું કર્તવ્ય

એ છે કે તે પ્રતિભાની રસધારા વડે માણસના હૃદયની ભૂમિને ફળદ્રુપ કરી જવાનો પ્રયત્ન કરવો — બીજ વાવી જવાં. બાકીનાનો આધાર કંઈ આપણા ઉપર છે જ નહિ. કયા બીજના અંકુરમાંથી કયો પાક ઊતરશે એ કંઈ વાવનાર આગળથી જાણી શકતો નથી — એ તો કેવળ તે જ જાણે છે જે સર્વ બીજોનો સ્રષ્ટા છે. એટલે તમારા સંગીતને કઈ રીતે ગ્રહણ કરવું અમારે માટે વાંછનીય છે તે બતાવનાર તમે કોણ? તમારું કામ તો ફક્ત તમારી પાસે જે કંઈ આપવા જેવું હોય તે બે હાથે વહેંચી જવાનું છે. યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો ભાર તમારે માથે નથી."

"પણ યુરોપમાં અમારું સંગીત તેનો પોતાનો સંદેશ બરાબર વ્યક્ત કરી શકશે ખરું?"

"દરેક લલિત સર્જનનો કયો સંદેશ તેનો પોતાનો છે એ વસ્તુ શું સર્જક પોતે પણ કહી શકે ખરો? મારા જ્હોન ક્રિસ્ટોફરે હજારો માણસોને જુદી જુદી હજારો રીતે અસર કરી છે. તે બધામાંથી એક પણ મેં જે વિચાર કરીને પુસ્તક લખ્યું હતું તેનો પડઘો નથી. પણ એમાં શું થઈ ગયું? હું તો માનું છું કે સર્જક કરતાં સર્જન મોટું છે એ જ આમાંથી પુરવાર થાય. એટલે આ બધી ચિંતા આપણે શાને કરવી? તમારા સંગીતના બીજથી યુરોપની ભૂમિમાં જે ફળફૂલ થશે તેનાં સુગંધ અને સ્વાદ અલગ હશે, અને એ બીજથી તમારી ભૂમિમાં જે પાક ઊતરે છે તેનાં સુગંધ અને સ્વાદ અલગ હશે. પણ એમાં જ કલાનો મહિમા છે કે તેનાં બીજ ક્યારે કયે પ્રકારે ફળ ફળાવે છે તે કોઈ આગળથી જાણી જ શકતું નથી — પછી કહી તો શી રીતે જ શકે, કહો વારુ?"

મેં જરા સંકોચપૂર્વક કહ્યું: "આ વખતે યુરોપમાં પ્રવાસ કરવાને પરિણામે મારા પહેલાના મતમાં ઘણો ફેર પડ્યો છે. ઘણી બાબતમાં મારે આપના મતને ટેકો આપવો પડે એમ છે. કારણ, આ

વખતે મેં નજરોનજર જોયું છે કે યુરોપના સહૃદય માણસોનાં મનમાં અમારું સંગીત ઘણી વાર એક વિચિત્ર પ્રકારનો પડઘો જગાડે છે. એટલે હવેથી હું યુરોપનાં પત્રોમાં અમારા સંગીત વિશે લખવાનો વિચાર કરું છું. માત્ર મારા મનમાં કોઈ કોઈ વાર એવો સંશય જાગે છે કે સ્વરલિપિના માધ્યમદ્વારા એ પ્રચારનાં ઊલટાં જ પરિણામ તો નહિ આવે ને."

"હું સમજ્યો ક્યાં તમારી ગૂંચ છે તે. કારણ, સ્વરલિપિ કરવામાં અનેક જોખમ રહેલાં છે, તે હું પણ અનુભવથી સારી પેઠે જાણું છું, પણ એ સિવાય બીજો ઉપાય જ્યારે છે જ નહિ ત્યારે સ્વરલિપિનું શરણું સ્વીકાર્યા સિવાય બીજું થાય પણ શું, કહો! — બિલકુલ કશું જ ન મળે એના કરતાં થોડું મળે એ સારું ને?"

"પણ એને પરિણામે જો બધા ઊંધું જ સમજે એમ હોય તો? અમારા રાગસંગીતનો એક મોટો મહિમા તેની સ્વતંત્રતા અને તાનવિસ્તારમાં રહેલો છે. સ્વરલિપિ કરી એટલે પછી તેની સ્વાભાવિક સ્વતંત્રતાને હાનિ નહિ પહોંચે? અને જો તેમ થાય તો પછી અમારા ઉચ્ચ સંગીત વિશે લોકોના મનમાં ખોટો ખ્યાલ બંધાઈ જાય કે નહિ?"

રોલાં માથું હલાવી બોલ્યા: "એ વાત કેવળ તમારા સંગીતને જ લાગુ પડે છે એમ નથી. યુરોપીય સંગીતની અને ખાસ કરીને મેલડીની પર્યાલોચના કરશો તો તમને એ વસ્તુ સમજાશે. સ્વરલિપિની એક મોટી અગવડ સાચે જ એમાં રહેલી છે કે એને લીધે સૂરના પંખીને પાંજરામાં પૂર્યા જેવી સજા થાય છે. યુરોપના શ્રેષ્ઠ સંગીતકારોની રચના પણ આજકાલ એથી જ અમારા કાનને આટલી જલદી પુરાણી લાગે છે. માણસનું મન નિત્ય નવું નવું માગે છે— તે વિના તેની મુક્તિ નથી તો. મને યાદ છે કે બીટોવનનું સોનાટા મને પહેલાં કેટલું ગમતું હતું. પરંતુ આ વરસે બીટોવનના શતવાર્ષિક

શ્રાદ્ધને દિવસે માલમ પડ્યું કે તેમની અમર રચના પણ આપણને કેટલી ફિક્કી લાગે છે."

મેં નવાઈ પામીને કહ્યું: "શું કહો છો! તો શું એમ કહેવું કે સ્વરલિપિ કરવાનો કંઈ અર્થ નથી?"

"ના, એમ નથી, કારણ કે સ્વરલિપિથી સંગીતપ્રેમીની સ્વાભાવિક સમજને વધારવાનું સહેલું બની જાય છે એ વાત ચોક્કસ. વાત જરા સ્પષ્ટ કરીને કહું છું, સાંભળો.

"આ વખતે યુરોપમાં સર્વત્ર બીટોવનના શતવાર્ષિક શ્રાદ્ધને દિવસે જે વસ્તુ સૌથી વધુ નજરે ચડી તે એ હતી કે તેમના સંગીતની અપીલનું ક્ષેત્ર આશાતીત રીતે વિસ્તાર પામ્યું છે. એટલે કે બીટોવનના સંગીતમાં સુકુમારમતિ માણસોને પહેલાંના જેટલો ઊંડો આનંદ પડતો નથી, તેમ છતાં સામાન્ય માણસોને તેમાં આનંદ પડે છે. એનો અર્થ એ થયો કે હમેશાં બીટોવનનું સંગીત સાંભળી સાંભળીને સામાન્ય લોકોની રસજ્ઞતા વધી છે — જે વસ્તુ સ્વરલિપિ ન હોત તો બનત નહિ. દરેક સંગીતકાર અથવા લલિત કલાના સર્જકને આ વાત લાગુ પડે છે. શરૂઆતમાં તે સર્જન મૂઠીભર લોકોમાં મર્યાદિત રહે છે ખરું, પણ પછીથી ધીમે ધીમે તે ફેલાય છે."

"પણ બીટોવન જો સંગીતરસજ્ઞોને અત્યારમાં જ જૂના જેવા લાગવા માંડ્યા હોય તો તેથી શું તેમનું મહત્ત્વ બીજી રીતે જરા ઓછું આંકવા બરાબર નથી?"

"શું કામ? બીટોવને માણસોને આગળ લીધા છે, એ વાત ભૂલ્યે નહિ ચાલે. તેઓ ન જન્મ્યા હોત તો તેમના પછી જે જન્મ્યા તેમનો જન્મ સંભવિત થાત નહિ. વળી ધીમે ધીમે બબ્બે ચચ્ચાર જણ કરતાં કરતાં તેમની પ્રતિભા અનેક લોકોમાં ફેલાતી જાય છે એ એક મોટો લાભ નથી શું?"

"પરંતુ લલિતકલાના મૂલ્યાંકનમાં એ જ શું સૌથી મોટી વાત છે, મોસિયે રોલાં? દરેક પ્રતિભા ગ્રહીતાની ગ્રહણશક્તિ પ્રમાણે જ પોતાને વ્યકત કરે છે, એ વાત જો માની લઈએ તો તો અરસિકની અથવા કુરસિકની કિંમત ખૂબ વધી જાય એવું ન બને? એટલે બીટોવન જો આજના સંગીતરસજ્ઞોનો અનાદર પામતા હોય તો માત્ર જનસાધારણનો આદર મળવાથી શું તેમનું તે નુકસાન ભરપાઈ થઈ જશે ખરું?"

"તમારી ફરિયાદ શી છે, સ્પષ્ટ રીતે કહો."

મેં કહ્યું: "સાહિત્યનું દૃષ્ટાંત આપીને કદાચ સમજાવી શકીશ. દાખલા તરીકે, એક ગેટે શેક્સપિયરનો આદર કરે એ હજારો છગન મગનના આદર કરતાં કીમતી ન કહેવાય? રસગ્રહણમાં સર્જકની અપીલ કોને હોય છે? રસજ્ઞ ગ્રહીતાના ગંભીર આનંદ અને લાગણીને નથી હોતી? ટૂંકમાં કોઈ મહાન કલાકાર જો રસજ્ઞના મનમાં જોઈએ એવા પડઘો જગાડી ન શકે તો સાધારણ લોકોમાં તેનો પ્રભાવ વધારે વ્યાપક થયો હોય એટલા ઉપરથી કશી સાચી સાંત્વના મળી શકે?"

રોલાં થોડી વાર મૂંગા રહી બોલ્યા: "હવે સમજ્યો. અને આ વરસે બીટોવનની શતવાર્ષિકીના ઉત્સવ વખતે એ વાત મારા મનમાં પણ નહોતી આવી એમ નહિ. પણ વાત એમ છે કે સંગીત અને સાહિત્યમાં આ બાબતમાં જરા ફેર છે એમ મને લાગે છે. એટલે બરાબર તુલના કરવી મુશ્કેલ છે."

"ફેર એટલે આપ શું કહેવા માગો છો?"

"સંગીત તેની શુદ્ધ અપીલ લઈને એકદમ સીધું જઈને આપણા મર્મમાં પ્રવેશ કરે છે. સાહિત્ય બુદ્ધિ અને વિચારમાંથી ગળાતો ગળાતો પોતાનો સંદેશો આપણા ગ્રહીતાના મન સુધી પહોંચાડે છે. આથી સાહિત્યની અપીલ સંગીતની પેઠે વ્યાપક હોઈ શકે

નહિ એ ખરું, પણ ઊલટ પક્ષે એ વધારે સ્થાયી હોય છે એ પણ ભૂલવું ન જોઈએ.”

“આપની વાત વિચારવા યોગ્ય છે. કેવળ અમારા સંગીતને એ વાત પૂરેપૂરી લાગુ પડે કે નહિ એ વિષે શંકા છે. મેં ઘણી વાર જોયું છે મોસિયે રોલાં, કે અમારા સંગીતરસિકો એક પુરાતન રાગ હજારો વાર સાંભળે તો પણ તેમાંથી તેમને નવો નવો આનંદ મળ્યા કરે છે. અમારા દેશમાં આ બાબતમાં સૂક્ષ્મ વિકાસ એટલી ઊંચી કક્ષાએ પહોંચેલો છે કે ઉસ્તાદી સંગીતમાં કોઈ કોઈ ગાયક કે ગાયિકા ઘણી વાર માત્ર અમુક થોડા જ રાગોનો અભ્યાસ કરે છે. કાશીની સરસ્વતીબાઈ માત્ર ભૈરવી જ ગાતાં. બીજા એક જીવનપર્યન્ત માત્ર માલકોશ જ ગાતા હતા. બીજા એક કેવળ જયજયવન્તી. લોકો કહે છે કે અમુક ઉસ્તાદ કાનાડાનું ઘર છે, અમુક તોડીનું ઘર છે, અમુક ખમાજનું ઘર છે, વગેરે. પરંતુ સંગીતના સમજદારો હજી એથી કંટાળ્યા નથી અથવા આવા વિશેષજ્ઞોનો આદર કરતાં સંકોચ પામતા નથી. આ મારી સાંભળેલી વાત નથી, જાતઅનુભવની વાત છે. અમારા બંગાળ દેશના સર્વોત્તમ ગાયનકલાવિદ રાયબહાદુર સુરેન્દ્રનાથ મજમુદારનો એક ભૈરવી ટપ્પો મેં ઓછામાં ઓછા એકસો વાર સાંભળ્યો છે, પરંતુ આજસુધી કદી મારા કાનને જૂનો લાગ્યો નથી. એટલે મેં આ વખતે યુરોપમાં મારી અનેક સભાઓમાં કહ્યું છે કે અમારા રાગોની આ નિત્યનૂતન વૈચિત્ર્ય ધારણ કરવાની શક્તિને લીધે જ તે હજી પણ જૂના થયા નથી. આપ એ નથી માનતા?”

“કેમ ન માનું? પરંતુ તેનું કારણ મને લાગે છે કે હમણાં મેં કહ્યું તે છે—એટલે કે તમારાં રાગરાગિણીને સ્વરલિપિના પિંજરમાં પૂરીને તેની પાંખોને નબળી બનાવી દેવામાં આવી નથી. અમારા લોકસંગીતનો વિચાર કરીએ તો આ વસ્તુ હજુ વધારે સ્પષ્ટ થાય. તમે જોતા કેમ નથી—આજકાલ લોકસંગીત યુરોપમાં તદ્દન

નાશ પામી ગયું છે. શા માટે? કારણ, સ્વરલિપિના સંગ્રહસ્થાનમાં શ્રેષ્ઠ લોકસંગીત કેવળ કુતૂહલની વસ્તુ બની ગઈ. સ્વરલિપિનો અર્થ જ એ થયો કે લઘુગતિ સૂરને જકડબંધ લખાણ પ્રમાણે ગવડાવવા. હવે, જે ક્ષણે તમે સંગીતને આ વાત લાગુ પાડો તે જ ક્ષણે તેના સલીલ ગતિછંદના પગમાં બેડી પહેરાવાઈ ગઈ. એટલા માટે જ સ્વરલિપિની જંજીરોમાં લોકસંગીત જોતજોતામાં જૂનું થઈ જાય છે.Elle perd toute sa fraicheur."

હું ખુશ થઈને બોલ્યો: "રવીન્દ્રનાથની સાથે અમારા સંગીતના કઈ ધારા વાંછનીય છે એ વિશે ચર્ચા થતાં મેં એ જ વસ્તુ અનેક વાર કહી છે — પરંતુ સ્વરલિપિના જોખમની આ બાજુનો મેં કદી એ રીતે વિચાર કર્યો નહોતો. આમ છતાં ગીતને અટલ અચલ રીતે ગાવામાં આવે તો તે થોડી જ વારમાં નાવીન્યહીન બની જાય છે — પણ તેને લીલાપૂર્વક ગાવામાં આવે તો તે લાંબો સમય સુધી જીવન્ત રહે છે, એ વિશે જ રવીન્દ્રનાથ સાથે મારે મતભેદ છે; જેને વિષે મેં સહેજ પહેલાં જ આપને કહ્યું હતું — એટલે એકાએક આપનો મત સાંભળી મને ખૂબ આનંદ થયો. હું માત્ર એટલું જાણવા માગું છું કે તો શું એમ કહેવું કે સ્વરલિપિ કરવી એ એકંદરે ઇચ્છવા યોગ્ય નથી?"

"એમ ન કહી શકાય. કંઈ નહિ તોયે અમારી હાર્મનીની વિચિત્ર અને વિરાટ ઇમારત એ સ્વરલિપિના પાયા ઉપર જ ઊભેલી છે, એ વસ્તુ પણ સાથે સાથે સ્વીકારવી જ જોઈએ. ઉપરાંત — થોડી વાર પહેલાં હું કહેતો હતો ને કે — કોઈ પણ સૂરની સ્વરલિપિ કરતાં વેંત સર્જકનું મન છૂટું થઈ જાય છે અને ફરી નવા સર્જન માટે ચંચલ બની જાય છે."

"બરાબર સમજાતું નથી."

"એ સૂરની જે ક્ષણે સ્વરલિપિ કરી નાખી તે જ ક્ષણે તેનું

પ્રાગટ્ય તો પૂરું થઈ ગયું ને? હવે સર્જકને મન તેના અનુભવનું અથવા પ્રેરણાનું પૂર્ણ પ્રાગટ્ય એ બહુ મોટી વસ્તુ હોય છે — કારણ, માત્ર એ દ્વારા જ તેનું મન મુક્તિ અનુભવે છે, અને તે નવા સર્જન માટે અધીરું બની જાય છે. એક પ્રેરણાને જ્યાં સુધી મૂર્ત ન કરવામાં આવે ત્યાં સુધી તે સર્જકને છોડતી નથી. પરંતુ જે ક્ષણે તે આપણા મગ્ન ચૈતન્ય (subconscious)માંથી આવીને જાગ્રત ચૈતન્ય (conscious)માં પ્રવેશે છે તે જ ક્ષણે સર્જકનું મન પૂરેપૂરી શાંતિ પામે છે. અને છતાં સાથોસાથ સર્જક પોતાના સર્જન પ્રત્યે લાગણી ગુમાવી બેસે છે, પરિણામે નવા સર્જન માટે અધીરા થયા વિના તેનાથી રહેવાતું જ નથી. આથી સંગીતમાં સ્વરલિપિને ગીતની મુક્તિદાયિની કહીએ તોયે ચાલે. કંઈ નહિ તોયે યુરોપમાં હાર્મનીની અસાધારણ પ્રગતિ માટે સ્વરલિપિનું ઋણ સ્વીકાર્યા વિના ચાલે એમ નથી. આથી સ્વરલિપિ સરજેલા સૂરને જલદીથી જૂના કરી નાખે છે છતાં આપણે એમ કહી શકીએ કે આ સ્વરલિપિને માર્ગે જ સર્જકનું મન સર્જન કરતાં શીખ્યું — અપ્રગટને પ્રગટ કરતાં શીખ્યું. સ્વરલિપિના પ્રચારની સાથે સાથે જ યુરોપની હાર્મનીના સંગીતનો કેટલો બધો વિકાસ થયો છે તે ઉપરથી શું આ વાત સાબીત થતી નથી?"

"તે ઉપરાંત સારી વસ્તુનો હમેશાં પરિચય કરાવવો એ લોકોની રુચિને ઉન્નત કરવાનો ઉત્તમ માર્ગ છે, એ તો કબૂલ કરવું જ જોઈએ. સ્વરલિપિની મદદથી જ રૂપકાર પોતાની ધ્યાનસ્મૃતિને લોકોની નજર આગળ હૂબહૂ પ્રગટ કરે છે. એ એક મોટો લાભ છે. પણ દુઃખની વાત એ છે કે કંઈક મેળવવાની સાથોસાથ કંઈક ગુમાવવું પણ પડે જ છે. એમ જો ન હોત તો સારું થાત, પણ જીવનમાં પ્રત્યેક આવકારની પીઠ પર વિદાય લખી જ હોય છે, એનો શો ઉપાય! -- તો પણ તમારી સૂરવિહાર (improvisation)ની સ્વાભાવિક શક્તિ ખોવી પડે એમ હોય તો તેને હું ભારે દુઃખની

વાત લેખું." જરા થંભીને વિચાર કરતાં કરતાં બોલ્યા: "આમ છતાં, સ્વરલિપિના ખૂબ પ્રચારની સાથે સાથે આ જોખમના સંભવ તરફ આંખ આડા કાન કરવા એ પણ મુશ્કેલ છે, છતાં કદાચ પ્રયત્ન કરીએ તો જોખમને ટાળવું અસંભવિત ન પણ રહે."

"આપનાં આ વચનો મને ખૂબ ગમ્યાં. શ્રીઅરવિંદ, રસેલ અને રવીન્દ્રનાથની પેઠે આપ પણ અમારા વિચારને નવા નવા માર્ગો શોધી આપો છો. પણ એ ગમે તેમ હોય, એકંદરે આપ અમારા સંગીતની સૂરવિહાર (improvisation)ની શક્તિ કાયમ રાખવાના પક્ષપાતી છો એથી મને ખૂબ આનંદ થયો છે. કારણ, મને વારંવાર અનુભવ થયો છે કે અમારા રાગ–સંગીતનો પ્રાણ ઉસ્તાદની કવાયતના બોજાથી ગૂંગળાઈ જવા છતાં તે મર્યો નથી, તેનું કારણ એ છે કે રાગ–સંગીતના વિકાસમાં કોઈ એક મહાન સત્ય રહેલું છે જ. આ વખતે યુરોપમાં જુદી જુદી જાતના સંગીતરસિકોની મિજલસમાં ગીતો ગાયા પછી મારી એ માન્યતા વધારે દૃઢ થઈ છે કે રાગ-સંગીત પાસે આપવા જેવું હજી પણ કંઈક છે."

"આ બાબતમાં હું તમારી સાથે પૂરેપૂરો એકમત છું, દિલીપ. એટલે જ હું મારા પૂરા દિલથી એવું ઇચ્છું કે તમે તમારા સંગીતના વિકાસમાં હિન્દી સંગીતની તાનવિસ્તાર (improvisation)ની શક્તિને ન ખોઈ બેસો." એમ બોલીને થોડી વાર થોભીને બોલ્યા: "પણ એ વાત પણ ભૂલશો નહિ કે નવું આવવાની સાથે સાથે એ વસ્તુ મુશ્કેલ થઈ જવાની જ છે."

"શા માટે?"

"કહું છું, સાંભળો. પેલે દહાડે સ્પેન દેશના એક સંગીતકાર સાથે સંગીતમાં તેઓની આ સૂરવિહારની શકિત વિશે જ વાત થતી હતી. તમે કદાચ જાણતા હશો કે તેઓના દેશમાં પણ સુંદર રીતે લીલાપૂર્વક ગીત ગાવાની રીત આજે પણ જીવતી છે. પણ સ્વરલિપિ,

જડબદ્ધ શિક્ષણપદ્ધતિ અને સ્કૂલ કૉલેજ વગેરેની સ્થાપના સાથે સાથે તેમના સૂરની નિત્યનવી ઉદ્‌ભાવની શક્તિ ઓછી થતી જાય છે. આથી તેઓ ભારે ચિંતામાં પડી ગયા હતા અને મૂંઝાઈ ગયા હતા. આમ છતાં સ્વરલિપિ, સ્કૂલ કૉલેજ વગેરેને વર્તમાનયુગનો યુગધર્મ કહીએ તોયે અતિશયોક્તિ ન કહેવાય — એ પ્રવાહને અટકાવવો અશક્ય છે, એટલે તેઓ મને પૂછતા હતા કે કરવું શું ? મને લાગે છે કે આ બાબતમાં તેમની સાથે તમારો પ્રશ્ન મળતો આવે છે.

"તે ઉપરાંત તમારા સંગીતનું વૈશિષ્ટ્ય કાયમ રાખવાનું તમારું કર્તવ્ય વળી એ કારણે પણ છે કે વૈશાદૃશ્ય (unlike)ના આઘાતથી જાતિની અને મનુષ્યની પ્રતિભા વધારે ઉજ્જવલ બને છે. એટલે તમારા સંગીતના સ્પર્શથી અમને લાભ થવાનો ખૂબ જ સંભવ છે. હમણાં યુરોપની હાર્મનીનો વિકાસ એટલો જટિલ થઈ ગયો છે કે આધુનિક યુરોપના સંગીતકારો હવે આગળ વધી શકતા નથી. એટલું જ નહિ પણ સ્ટ્રાવિનોસ્કીની પ્રતિભા પણ ઠોકર ખાઈ ખાઈને એક ગતિહીન અવસ્થામાં જ પડવા માંડી છે એમ મને લાગે છે. અને છતાં અમારી સંગીત–પ્રતિભાઓ અને ઉદ્‌ભાવની શક્તિના પ્રવાહે કોઈ ને કોઈ નવો માર્ગ શોધવો જ પડશે. અમો ફ્રેંચ ફ્રાંસીઓ છીએ પણ રસ્તો જડતો નથી. તમારા સંગીતમાંથી આ બાબતમાં અમને કંઈ નવો આઈડિયા મળી જાય એ મને બિલકુલ અસંભવિત લાગતું નથી. એટલે તમે જો તમારા સંગીતની મૂલ ધારા ખોઈ બેસો તો નુકસાન અમને પણ થવાનું છે."*

× વિયેનામાં એક ઑપેરા લેખિકાએ પણ આ વખતે મને આ વાત કહી હતી. આપણા સંગીતમાંથી આ નવીન પ્રકાશ મળવાનો સંભવ છે એમ તેમને પણ લાગે છે. બીજાં પણ ઘણાં માણસો એ આશા સેવી રહ્યાં છે, એમ મેં જોયું છે

રોલાંની સાથે બહાર બાગમાં જરા આંટા મારવા નીકળ્યો. વાતવાતમાં મેં કહ્યું: "મોસિયે રોલાં, સહેજ પહેલાં આપ કહેતા હતા કે બીટોવન આજના સાચા સંગીતરસજ્ઞોને મન જૂના થઈ ગયા છે. પણ શેક્સપિયર તો હજી સહેજ પણ જૂનો થયો નથી."

"સહેજ પણ જૂનો થયો નથી એમ કહેવું વધારે પડતું છે. વર્તમાન યુરોપના બુદ્ધિમાન સમાજમાં શું શેક્સપિયરનો આદર બર્નાર્ડ શૉ જેટલો વ્યાપક છે? શેક્સપિયર આજે પણ ખરેખર જીવંત છે—કેવળ થોડા રસગ્રાહીઓમાં."

"વિરાટ પ્રતિભા ચિરંતન હોય છે એમ જે કહેવાય છે તે માત્ર મોઢાની વાત જ હોય છે?"

"છેક જ મોઢાની વાત નથી હોતી, કારણ કે એ વિશેનો પ્રશ્ન કેવળ આદર્શગત નથી—ઘણે અંશે વ્યાવહારિક છે."

"એટલે?"

"જીવનમાં અનેક કામ, કર્તવ્ય, જવાબદારી અને રોકાણોને લીધે બહુ ઓછા માણસોને પોતાની અંદરની રસજ્ઞતાવૃત્તિનું યથાયોગ્ય અનુશીલન કરવાનો સમય મળે છે. પરિણામે. વર્તમાનની પ્રત્યક્ષ માગણીને છોડીને ભૂતકાળના ગૌરવનો પૂર્ણ ભાવે અનુભવ કરવાને માટે જે કલ્પનાની જરૂર હોય છે તે કલ્પના તેઓમાં સ્ફુરાયમાણ થતી નથી. પરંતુ સમાજમાંના શિક્ષિતોમાં અવકાશ અને સુશિક્ષણને જોરે મૂળ મૂલ્યો જ બદલી નાખીએ તો આપણું કલ્પનાનું આ દૈન્ય દૂર થાય એવી આશા રાખવી એ ખોટું નથી. એટલે મહાન પ્રતિભા મૂળે ચિરંતન હોય છે—બધાને મન જ; કેવળ કાર્યક્ષેત્રમાં અવાંતર કારણોને લીધે એ અનુભવ વ્યાપક થઈ શકતો નથી."

"પણ તો પછી બીટોવન શા માટે આજના સંગીતરસિકોને મન જીવન્ત નથી એમ કહેતા હતા?"

"બિલકુલ જીવન્ત જ નથી એમ મેં નથી કહ્યું. પણ— હમણાં જ મેં કહ્યું ને કે—એ વિષયમાં સાહિત્ય આગળ સંગીતે જરા હાર કબૂલવી જ પડે એમ છે—એનો ઉપાય શો ? પણ એ વસ્તુ જરા બીજી દૃષ્ટિએ જોઈ શકાય—તેનો ઉલ્લેખ પણ મેં પહેલાં કર્યો છે. અર્થાત્—બીટોવનની રસસૃષ્ટિ રસિકોને મન પહેલાંના જેટલી કીમતી ન હોવા છતાં—સાધારણ લોકોનાં મનને આકર્ષે છે એથી ભારે ખોટ પુરાઈ જાય છે. કારણ, વ્યાપક ભાવે માણસની રુચિને ઘડવી એ કાંઈ જેવી તેવી વાત નથી, એ કોણ નહિ સ્વીકારે ?"

થોડી વાર પછી: "સર્વ મહાન રૂપકારોને જ આથી આપણે નમસ્ય કહીએ તો ચાલે,—શાથી જે આપણા મનના શિખરપ્રદેશે તેમનો દીવો બળે છે એટલે જ આપણે નીચે ન જોતાં ઊંચે જોઈએ છીએ—પછી એ ક્ષણભરને માટે હોય કે જીવનભરને માટે હોય. ટૂંકમાં, માણસનો વિકાસ કઈ દિશામાં થવો ઇચ્છવાયોગ્ય છે તે વિષે સામાન્ય માણસની આંખ કદી ખૂલત નહિ, જો આપણા મગ્ન ચૈતન્યમાં શ્રેષ્ઠ માણસનો આદર્શ દીવો ન દેખાડત તો.

"પરંતુ સાધારણ માણસો તો એ બધા આદર્શોના પ્રભાવથી ખૂબ આગળ વધી જાય છે એમ લાગતું નથી. બેશક આપણે આશા રાખી શકીએ, રાખીએ પણ છીએ, પરંતુ વસ્તુસ્થિતિ તો લોકોની દીનતાની જ સાક્ષી પૂરતી આવી છે હમેશાં."

"એ તો છે જ. સાધારણ લોકો—એટલે કે લોકોનો મોટો ભાગ—સાધારણ હોય છે એટલે જ મૂઠીભર માણસો અસાધારણ બની જાય છે, એ તો એક ખૂબ જૂનું સત્ય છે."

"તો શું આપ એમ કહેવા માગો છો કે સાધારણ લોકો આગળ વધવાના જ નથી ?"

"આગળ શું કામ ન વધે ? પણ ગમે તેટલા આગળ વધે તો પણ અસાધારણ લોકો હમેશાં ખૂબ આગળ જ રહેવાના. અર્થાત્

સાધારણ લોકો કદી દોડીને અસાધારણ લોકોને હરાવી શકવાના નથી. સાધારણ અને અસાધારણ વચ્ચેનો ભેદ હમેશાં રહેવાનો જ. કારણ, સમાનતા એ કંઈ સૃષ્ટિનો મૂલ ધર્મ નથી, — અસમાનતા ઉપર જ જગત રહેલું છે."

"આથી શું ઘણે ભાગે અમારા અધિકારભેદનું સમર્થન જ નથી થતું?"

"એમ કે? તમે શું એમ કહેવા માગો છો કે બધા માણસોની ચેતના અથવા ગ્રહણશક્તિ એક કોટિની હોય છે? એકાકાર સામ્યના પાયા ઉપર હું તો કોઈ મહાન સભ્યતા કલ્પી શકતો નથી. એટલે મેં તમને એક પત્રમાં લખ્યું હતું કે અસાધારણ માણસ સાધારણને સમજશે, પરંતુ સાધારણ માણસ કદી અસાધારણને સમજી શકવાનો નથી; કાં તો તેને દેવતા બનાવશે કાં તો ક્રૂસે લટકાવશે. ઇતિહાસનો અનુભવ પણ વારંવાર એ વાતની સાખ પૂરતો આવ્યો છે. સહૃદય સામ્યવાદીઓએ વારંવાર પ્રયત્નો કર્યા છે — મહાન માણસના ઊંચા માથાને વિપ્લવદ્વારા કાટીછાંટી ઠીંગણાં કરી નાખવાના — પણ ફરી બીજી જ ક્ષણે એક નવો ધરતીકંપ આવીને પથ્થર ઘડે છે અને પહાડ ઊભો થાય છે. વૈષમ્ય ફરી વાર માથું ઊંચું કરે છે. એટલે મને લાગે છે કે મોટા માણસમાં અને નાના માણસમાં એક ઊંડો તફાવત રહેવાનો જ. એ સત્યનો કેવળ બળજબરીથી અસ્વીકાર કર્યે કોઈ પણ પ્રકારનો સ્થાયી સમાજ ખડો નહિ થઈ શકે. માણસ બધા જ સરખા છે એથી વધુ અસાર વાત માણસે કદી ઉચ્ચારી લાગતી નથી."

"વાત સાચી છે મોસિયે રોલાં. તો પણ સહૃદયતા અને કરુણા એ જો મોટા ગુણ હોય તો આથી દુ:ખ પણ થાય છે જ. કારણ, જો એ વાત જ સાચી હોય, તો નાના માણસને સાંત્વન ક્યાં રહ્યું, અને વિશ્વપ્રેમીને પણ આશા ક્યાં રહી?"

"નાના માણસની ક્ષુદ્રતાને માટે મોટા માણસને દુ:ખ થાય

એ સ્વાભાવિક છે, છતાં પોતે મોટો નથી એ કારણે તેને અંતરમાં ખૂબ લાગતું હોય છે, એ વાત સાચી નથી, દિલીપ. બેશક, મોટાની નાના કદી અદેખાઈ કરતા નથી એમ મારું કહેવું નથી. પણ તે તો હમેશાં જ કર્યા કરે છે — કાં તો કુશિક્ષણને પરિણામે અથવા તો જુલમને પરિણામે. આ બંનેના ઉપાય છે. એ ઉપાયનો પ્રયત્ન કરવો એ મોટા માણસનું એક મોટું કર્તવ્ય પણ છે. પરંતુ તેટલા માટે મોટા માણસનું માથું ખેંચી પાડી તેને નાનો કરી નાખવાની વૃત્તિ એ કંઈ મોટા આનંદની કે આશાની વાત નથી થઈ શકતી."

"પણ નાનો માણસ મોટો થતો નથી એ કારણે મોટાને દુઃખ અને ડગલે ને પગલે આશાભંગ અનુભવવો પડે છે તેની સાંત્વના ક્યાં રહી, એ પ્રશ્નનો ઉત્તર તો આપે આપ્યો નહિ."

"માણસના ભવિષ્ય વિશે કેવળ એક આશા મોટા માણસ સેવી શકે કે, નાના માણસના મનમાં પણ બુદ્ધ, ઈસુ, સંત ફ્રાંસિસ, ન્યૂટન, શેક્સપિયર વગેરે વિશે એક પ્રકારનો સંભ્રમ આજે પણ બદ્ધમૂલ જોવામાં આવે છે. કારણ, એ શ્રદ્ધા જ બતાવે છે કે સામાન્ય લોકોમાં પણ ક્યાંક દેવત્વની પ્રેરણા રહેલી છે. સાચા મહામાનવત્વમાં એક પ્રકારનો સાચો મહિમા રહેલો છે. તેનો આભાસ આપણને આ એક સત્યમાંથી મળે છે કે સાધારણ લોકોના મનમાં પણ અસાધારણ મનુષ્ય પ્રત્યે સ્વાભાવિક સંભ્રમ અને શ્રદ્ધા હોય છે જ."

"પણ દાખલા તરીકે લેનિન જે કહે છે કે બધા માણસોને જ હવે શિક્ષણને પરિણામે મોટા બનાવી શકાય, એ વિશે આપને શું લાગે છે?"

"લેનીને પોતે જ તો પોતાના વચનને ખોટું પાડ્યું છે."

જરા નવાઈ લાગી, મેં કહ્યું: "શી રીતે?"

"લેનિને પોતાના મહત્ત્વ અને ગૌરવના પુરાવા વડે શું આ વાત જ સાબીત નથી કરી કે લાખ્ખો નાના માણસો તેમની વાત

સાંભળે છે તે કેવળ એટલા જ માટે કે તેઓ એક મોટા માણસ હતા ? એટલે જુઓ, Individu (વ્યક્તિ) મોટી નથી, Collective–(સમષ્ટિ) જ મોટી છે – એ વચન પણ પ્રચલિત થયું તે માત્ર એટલા જ કારણે કે એ મંત્રના ઉદ્‌ગાતા એક મોટા પુરોહિત હતા. અર્થાત્ લેનિન જો લેનિન ન હોત તો તેમનાં વચન સાંભળતી વખતે સામાન્ય માણસો કદી પોતાનાં શક્તિ સામર્થ્યનો વિચાર કરત નહિ."

"પ્રિન્સ ક્રોપોટકિને પણ એ વાત વારંવાર તેમનાં જુદાં જુદાં પુસ્તકોમાં કહી છે, કે દુર્ગતોમાં પહેલવહેલો આત્મવિશ્વાસ જગાડનાર ઉન્નત મનુષ્ય હશે. પણ રશિયા તો કહે છે કે બધા જ સરખા છે—"

"પણ એ બોલવાની સાથોસાથ જ કોમ્યુનિસ્ટોને અસામાન્ય લોકોની મદદ માગવી પડી છે, એ વસ્તુ ભૂલવી નહિ. એટલે મોઢે તો એ ગમે તે કહેતા હોય, કાર્યમાં તેમને કબૂલ કરવું જ પડ્યું છે કે શક્તિમાન માણસની સાધના વિના કોઈ પણ સમાજ–સુધારો સંભવિત નથી. આથી રશિયન સરકારે કાર્યક્ષેત્રમાં હાર સ્વીકારી છે એટલે આપણે આજે એમ કહી શકીએ કે કોઈ પણ મોટી રાષ્ટ્રીય સાધના ફળદાયી થઈ ન શકે જો રાષ્ટ્રીય પ્રયત્નમાં વ્યકિતને યથા-સંભવ મોટા થવાની તક આપવામાં ન આવે. એક ફૂલ લાખો પાંદડાંને સાર્થક કરે છે. પાંદડાં જો ફૂલની ઈર્ષ્યા કરે અને તેને પાંદડાંની હારમાં બેસાડવા માગે તો સત્યાનાશ વળે."

"પણ તો રશિયાનું નવું તંત્ર શું વ્યર્થ જશે એમ આપ માનો છો ?"

"ના. માનવસભ્યતાના ક્રમવિકાસના ઇતિહાસમાં રશિયા દેશે જે એક વિરાટ પ્રયત્ન કર્યો છે તેને નમસ્કાર કરવામાં અપમાન માને એવો ઉદ્ધત કોણ હોય ? રશિયાને એક મહાન સત્ય સાંપડ્યું છે એ વાત નિષ્પક્ષ વિચારવાન માણસો ધીમે ધીમે સ્વીકારતા

જાય છે. બોલ્શેવિઝમવી વિરુદ્ધ જેને જે કહેવું હોય તે ભલે કહે, પણ ધીમે ધીમે: બધાને એ માનવું જ પડશે કે આજે રશિયા યુરોપમાં એક મોટી સમાજસાધનાનું લીલાક્ષેત્ર છે — એક નવઉત્થાનનો અરુણાલોક છે! આથી જ તેઓ કહે છે કે માણસની સમાજવ્યવસ્થા અને શિક્ષણપદ્ધતિમાં ક્રાંતિ આણીને માણસને અમે બદલી નાખીશું."

હું વિચાર કરતાં કરતાં બોલ્યો: "પણ એ થશે ખરું, મોસિયે રોલાં? માણસ પોતે ન બદલાય ત્યાં સુધી તેની સમાજવ્યવસ્થામાં કોઈ પણ ફેરફાર ટકશે ખરો? શ્રી અરવિંદની સાધના આથી ઊલટી જ દિશામાં છે. તેઓ કહે છે, પહેલાં આત્મ-ઉદ્ધાર કરવો પડશે, ત્યાર પછી વિશ્વ-ઉદ્ધાર. તેઓ કહે છે, આત્મા ન જાગે ત્યાં સુધી સમાજ ઊંઘવાનો જ, કારણ, અંતરમાં સૂર્યોદય થયા વિના બહાર રાત પૂરી થાય જ નહિ."

વિદાયનો સમય આવ્યો. રોલાંએ મારી સાથે સ્ટીમરના ઘાટ સુધી આવી "A l'annci prochaine" (આવતે વરસે પાછા મળીશું) એમ કહી વિદાય લીધી.

આખી મુસાફરી દરમિયાન એ તેજસ્વી અને કોમળ મનુષ્યનાં સ્નિગ્ધ હાસ્ય અને વેદનાભરી આંખો મનશ્ચક્ષુ આગળ એવાં તો તર્યાં કરતાં હતાં...! વારંવાર તેમનો જીવનમંત્ર યાદ આવતો હતો: "Il n'est pas pour l'ame nuo ni Occident ni Orient : ce sont des vetements. Le monde est sa maison. Et samaison, etant do tous, est a tous."

"પૂર્વ અને પશ્ચિમ, સ્વજાતિ અને પરજાતિ એ આત્માને માટે નથી. તે તો સદા વિવસન રહે છે — આ બધા તો માયાના વેશ છે. જેણે વિશ્વભુવનમાં ઘર બાંધ્યું, તેને તો સદા બધું પરિચિત જ છે, તે તો પ્રેમનો તીર્થયાત્રી છે, તેને વળી પોતાનો દેશ કેવો?"

## મહાત્મા ગાંધી

હું માનું છું કે મને મારું જીવન, મારી બુદ્ધિ અને મારું જ્ઞાન મારા માનવબંધુઓને જ્ઞાન આપવા માટે જ મળેલાં છે. હું માનું છું કે મારું સત્યજ્ઞાન એ પણ એક શક્તિ છે અને તે આ જ હેતુ માટે મને ધીરવામાં આવેલી છે: એ શકિત અગ્નિ જેવી છે, અને એ અગ્નિ જ્યારે વપરાતો હોય છે ત્યારે જ અગ્નિ રહે છે. હું માનું છું કે મારા જીવનનો એક જ અર્થ છે કે મારે મારું જીવન મારા અંતરદીપની પ્રેરણા પ્રમાણે ગાળવું અને મારે એ દીપને માણસો આગળ ઊંચો ધરવો જેથી તેઓ એને જોઈ શકે.

—ટૉલ્સ્ટૉય

**મહાત્માજીની** સાથે આ વાતચીતો ૧૯૨૪ અને ૧૯૨૬માં થઈ હતી. મેં તરતોતરત જ તે લખી લીધી હતી. ૧૯૨૯માં મેં એ તેમને મોકલી આપી અને પ્રગટ કરવાની રજા માગી. તેમણે એ વાંચી જોઈ અને મને લખ્યું કે મને એ ખૂબ ચિત્તાકર્ષક ('interesting') લાગી છે, અને બને એટલા ઓછા સુધારા કરીને પાછી મોકલું છું ("with the fewest possible alterations"). આ વાત અક્ષરેઅક્ષર સાચી છે, માત્ર એક લીટી ઉપર જ તેમણે કલમ ચલાવી હતી. આ નિરભિમાનતાના ગુણથી જ આજે તેમણે સૌનાં હૃદય જીત્યાં છે. એ સિવાય તેઓ મને લખત ખરા (૨૦-૯-૧૯૨૭ — ત્યારે હું વિયેનામાં ભારતીય સંગીત વિષે વ્યાખ્યાનો આપતો ફરતો હતો — તેમને મેં ફરી યુરોપ આવવાનું લખ્યું હતું):

"પ્રિય મિત્ર,

યુરોપમાં મારી જે ખ્યાતિ થઈ છે તેને હું સાચે જ અયોગ્ય છું. મને ઘણી વાર એમ થાય છે કે હું જો પાછો યુરોપ કે અમેરિકા જાઉં તો મારે વિશે એમના જે મોટા મોટા ખ્યાલો છે તે બધા કડડભૂસ થઈ જશે — તેમની ભ્રમણા ભાંગી જશે. તમે ખાતરીપૂર્વક માનજો કે આ હું કેવળ શિષ્ટાચાર કે વિનય ખાતર કહેતો નથી. હું આમ કહું છું કારણ કે મને સાચે જ એમ લાગે છે. એ જ.

ગાંધી"

મહાત્માજીની સાથે મારી પહેલી મુલાકાત ૧૯૨૪ના ફેબ્રુઆરી માસમાં પૂનામાં થઈ હતી. ત્યાંની ઇસ્પિતાલમાં તેઓ ત્યારે પથારીવશ હતા — તરતના એપેન્ડિસાઇટિસના અસ્ત્રોપચાર પછી. તે વખતે પણ તેઓ જેલમાં હતા એમ જ કહેવાય, કારણ કે જેલ તરફથી જ તેમને ઇસ્પિતાલમાં મોકલ્યા હતા. છતાં તે વખતે તેઓ માંદા હતા એટલે મુલાકાત માગનારાઓને સહેલાઈથી તેમને મળવાની રજા મળતી હતી.

સવારનો પહોર હતો. આકાશમાં સવારનું સોનું પથરાયેલું હતું.

મહાત્માજી ઓશીકાંના ઢગલા ઉપર બેઠા હતા — અર્ધા સૂતેલા હતા એમ જ કહેવું જોઈએ. ઓરડામાં તેમના મંત્રી મહાદેવ દેસાઈ, શ્રીમતી સરોજિની નાયડુની એક કન્યા, એક તામીલ વક્તા અને બીજા પણ કેટલાક જણ હતા. મહાત્માજી તેમની સાથે હસતે મોઢે વાતચીત કરતા હતા. તેમનું હાસ્ય જોઈને મન ભરાઈ ગયું. એવું શિશુસરલ હાસ્ય મોટી ઉંમરના માણસોના મુખ ઉપર જોવાનું સૌભાગ્ય જીવનમાં જવલ્લે જ મળે છે. જવાહરલાલે તેમની આત્મકથામાં ખોટું નથી કહ્યું કે મહાત્માજીનું હાસ્ય જોવાનું સૌભાગ્ય જેને મળ્યું નથી તે મહાત્માજીને ઓળખતો નથી.

*

તેમને પ્રણામ કરીને મેં કહ્યું: "માત્ર આપનાં દર્શન કરવા જ હું બાંગલોરથી પૂના આવ્યો છું."

મહાત્માજી હસીને બોલ્યા: "સાચે જ, એ તમારો પ્રેમ બતાવે છે!"

પોતાની પાસે જ બેસાડીને તેમણે મારું નામ અને ઓળખાણ પૂછ્યાં.

નામ સાંભળતાં જ શ્રીમતી સરોજિનીની કન્યા બોલી ઊઠયાં: "ઓ! તમે પેલા ગવૈયા દિલીપ રાય કે? — જે યુરોપમાં ફરી ફરીને સંગીત શીખતા હતા — તે દેશની 'હાર્મની' આપણા દેશની 'મેલડીમાં' આણવા માટે?"

"ઇંગ્લંડમાં અને જર્મનીમાં હું ત્યાંનું સંગીત થોડું ઘણું શીખ્યો છું ખરો," હું વિધિપૂર્વક વિનય વચનથી બોલ્યો, "પણ આપણા સંગીતમાં તે લોકોની 'હાર્મની' દાખલ કરવાની મારી કદી મતલબ હતી જ નહિ."

"પણ તમે ગવૈયા છો એ વાત તો તમે જાહેર કરી દીધી," મહાત્માજી બોલી ઊઠ્યા, "એટલે હવે બોલો — મારા જેવા એક માંદા આદમીને તમે થોડાં ગીત ગાઈ સંભળાવશો કે નહિ? મને તો માત્ર એટલું જ જાણવાનું મન છે."

"આપને ગીત સંભળાવવાનું સૌભાગ્ય મને પ્રાપ્ત થશે એવું મેં ધાર્યું નહોતું, મહાત્માજી. હું મારો તંબૂરો લઈને ક્યારે આવું, કહો — સાંજે?"

"સાંજે આવો તો તો બહુ સારું — અરે ઊભા રહો" એમ કહીને મહાત્માજીએ ઓરડામાંની અંગ્રેજ નર્સને પૂછ્યું: "મારા આ મિત્ર જો સાંજે અહીં જરા ગીત ગાય તો અહીંના બીજા દરદીઓને અગવડ થશે ખરી?"

શ્વેતાંગિની હસતે મોઢે બોલી: "લગારે નહિ, મિસ્ટર ગાંધી. તમે જોઈએ એટલાં ગીત સાંભળજો ને."

મહાત્માજીએ તેનો ઉપકાર માની મને કહ્યું: "આજે જ સાંજે — પાંચ વાગે, ફાવશે ને?"

"જરૂર, મહાત્માજી — માત્ર એક પ્રશ્ન માફ કરજો — સંગીત તમને ખરેખર ગમે તો છે ને?"

"સંગીત કોને ન ગમે? હું નાનપણથી જ સંગીતનો ભક્ત છું — ખાસ કરીને ભજનોનો. છતાં તમને કહી રાખવું સારું કે સંગીતના તદ્વિદ જેને કહે છે તેવો હું નથી — એટલે કે સંગીતના ટેકનિકની સાથે મારે કશી લેવા દેવા જ નથી. પણ એનું મને ઝાઝું દુઃખ પણ નથી. સંગીત મારા હૃદયને સ્પર્શ કરે છે — બસ, બીજું શું જોઈએ? તમને શું લાગે છે?"

"પણ સંગીતનું ટેકનિક જાણતા હોઈએ તો સંગીત પ્રત્યેનો પ્રેમ વધે નહિ?"

"વધે. પણ મને એ જાતના વિશેષજ્ઞ થવાની ઝાઝી ઉત્કંઠા નથી. સંગીતમાંથી હું તો પ્રેરણા મેળવવા ઇચ્છું છું, આનંદ મેળવવા ઇચ્છું છું, એ જો મને મળી રહે તો મને સંતોષ છે.

"મને આજે પણ દક્ષિણ આફ્રિકાની આવી જ એક ઇસ્પિતાલ યાદ આવે છે. ત્યાં પાટા બાંધેલી અવસ્થામાં જ્યારે હું પડેલો હતો, ત્યારે મારી વિનંતીથી મારા જ એક મિત્રની કન્યા રોજ મને તેમનું પ્રખ્યાત ભજન *Lead Kindly Light* ગાઈ સંભળાવતી. તે ગીતથી મારી બધી અંગની વેદના અને તાપ પીગળી જતાં. એ કન્યાનો હું કેટલો ઋણી છું! — બોલો, હજી વધારે સાબીતી જોઈએ છે મને સંગીત ગમે છે કે નહિ એની?"

ઓરડો હાસ્યથી ગાજી ઊઠ્યો.

હું એક મરાઠી પ્રોફેસરને ઘેર ઊતર્યો હતો. ત્યાં આખો દિવસ

કોઈની સાથે સારી રીતે વાતચીત કરી ન શક્યો. મને વારંવાર રવીન્દ્રનાથની શ્રી અરવિંદ-તર્પણની કવિતા યાદ આવતી હતી:

અરવિંદ, રવીન્દ્રેર લહ નમસ્કાર...
દેવતાર દીપ હસ્તે જે આસિલ ભવે
સેઈ રુદ્રદૂતે બલો કોન્ રાજા કબે
પારે શાસ્તિ દિતે! બંધનશૃંખલ તાર
ચરણવંદના કરિ' કરે નમસ્કાર,
કારાગાર કરે અભ્યર્થના.

[અરવિંદ, રવીન્દ્રના નમસ્કાર સ્વીકારો...દેવતાનો દીપ હાથમાં લઈને જે જગતમાં આવ્યો છે, તે રુદ્રદૂતને, કહો, કયો રાજા ક્યારે સજા દઈ શકે છે! બંધનની બેડીઓ તેની ચરણવંદના કરી તેને નમસ્કાર કરે છે, કારાગાર તેનાં સન્માન કરે છે.]

કદાચ મહાત્માજી તે વખતે જેલમાં હતા એટલે આ લીટીઓ હું ભૂલી શકતો નહોતો.

*

નમતા પહોરનો સોનેરી પ્રકાશ ઓરડામાં પથરાઈ ગયો હતો. મહાત્માજીના ચરણ પાસે જઈને બેઠો હાથમાં તંબૂરો લઈને. મીરાંબાઈનું ગીત ગાયું:

સુની મૈં હરિ આવનકી આવાજ
મહલ ચડી જોઉં મોરી સજની, કબ આવે મહારાજ!
દાદુર મોર પપીહા બોલે કોયલ મધુરે સાજ
બરસે બાદરવા મેઘા બોલે દામિન છોડી લાજ.
ધરતી રૂપ નવા નવા ધરિયા પિયા મિલનકે કાજ
મીરા કે ચિત ધીર ન માને વેગ મિલો મહારાજ.

મહાત્માજીની આંખમાં પાણી ચમકી ઊઠયાં. કેટલીય વાર સુધી કોઈ જ બોલ્યું નહિ !...મારા તરફ જોઈને મહાત્માજી તે હાસ્ય હસ્યા જે

અંધાર – પ્રાણે શિશુર દાને
મિટાય આલો ક્ષુધા
કરુણા કાંપે... ધરણી – તાપે
આકાશ ઢાલે સુધા.

[ શિશુના જેવા સરલ દાનથી અંધારા પ્રાણની પ્રકાશની ક્ષુધા મિટાવે છે. ધરણીના તાપથી કરુણા કંપે છે, આકાશ સુધા વરસાવે છે. ]

મહાત્માજી જ પહેલા બોલ્યા :

" મીરાંનું ભજન ! સુંદર ન હોય એમ બને !"

" આપ લોક ગુજરાતમાં મીરાંના ભજન જરૂર હંમેશાં સાંભળતા હશો ?"

" મીરાંનાં ઘણાં પદો મને પરિચિત છે — મારા સાબરમતી આશ્રમમાં મહીં મહીંથી ગવાય છે. આવો અનાવિલ આનંદ બહુ ઓછાં પદોમાંથી મળે છે."

મને એટલું તો સારું લાગ્યું......હિંદી ભાષામાં મીરાં અને કબીરનાં ભજનોનો જોટો કયાં છે ? હું બોલ્યો : " આપને મીરાંનાં પદમાં વિશેષતા કયાં લાગે છે ?"

" કયાં ? તેની અકૃત્રિમતામાં — બીજે કયાં ?[1] મીરાંના ઉદ્દગારમાં કૃત્રિમતાનું નામ સુદ્ધાં નથી. મીરાં ગીત ગાઈ ગઈ છે, તેનાથી ગાયા વિના રહેવાયું નહિ માટે. સીધું હૃદયમાંથી નીકળ્યું છે — કુદરતી ઝરણાંની પેઠે, જાણે ફૂટી નીકળ્યું ન હોય. યશનો મોહ અથવા લોકોની વાહવાહ મેળવવાનો કંઈ એ પદનો હેતુ થોડો જ હતો — જેમ ઘણા ચારણ ચારણીઓના ગીતનો હોય છે. આ જ એની અપીલ છે — જે કદી વાસી થવાની નથી."[1]

"આપણાં આવાં સુંદર ગીતોને આપણા શિક્ષણમાં સંસ્કૃતિમાં આજ સુધી કેટલું ઓછું સ્થાન મળ્યું છે!"

"એ વાત સાચી છે," મહાત્માજી બોલ્યા, "અને એ કાંઈ ઓછા દુઃખની વાત નથી. હવે જાગવાનો સમય આવ્યો છે. કારણ, જો લોકોનાં અનાદર અને ઔદાસીન્યને પરિણામે આ ગીતો મરવા પામે તો તે ભારે દુઃખની વાત થઈ પડશે. આ વાત મેં વારંવાર કહી છે."

મહાદેવ દેસાઈ બોલ્યા: "ખરું, એ વાત એઓ હંમેશાં જ કહ્યા કરે છે."

મેં કહ્યું: "આ વાત સાંભળીને મને એટલો આનંદ થયો, મહાત્માજી, કે શું કહું? કારણ — ખોટું લગાડશો નહિ — હું હમેશાં એવું માનતો આવ્યો હતો કે આપની કઠોર જીવનસાધનામાં કલા-કારીગરીને કંઈ સ્થાન જ નથી. કહેવામાં શો વાંધો, મને ઘણી વાર એવો ભય રહેતો કે આપ સંગીતના વિરોધી હશો."

"વિરોધી! હું!! અને તે પણ સંગીતનો!!!" મહાત્માજી બોલી ઊઠ્યા. હું જરા શરમાઈ ગયો — આટલું ખુલ્લેખુલ્લું ન કહ્યું હોત તોયે ચાલત કદાચ.

પરંતુ મહાત્માજીના મુખ ઉપર આશ્વાસનનું સ્મિત તરત જ પ્રગટ્યું: "ના ના, તમારો કશો દોષ નથી દિલીપ. હું જાણું છું — સમજું પણ છું — શા માટે આવી વાતો મારે વિશે ફેલાય છે — પણ હું શું કરું, કહો? મારે વિશે એટલા બધા જાતજાતના વિચિત્ર ખ્યાલો વાતાવરણમાં ફેલાઈ ગયા છે કે હવે કશો ઉપાય નથી."

કોઈ કોઈ સહેજ હસ્યું.

"પરંતુ આ ખ્યાલોને લીધે થયું છે એવું કે જ્યારે હું એમ કહું છું કે હું પોતાને ખરેખર એક કલાકાર માનું છું ત્યારે મારા પ્રિય મિત્રો પણ હસે છે. તેઓ માને છે કે આવી મશ્કરી મારે મોઢેથી ભાગ્યે જ બીજી નીકળી હશે."

બધાં આ વખતે વધારે હસી પડ્યાં.

"હું પણ આ વાત સાંભળીને હસું છું એથી ખોટું ન લગાડશો મહાત્માજી," મેં કહ્યું, "પણ શું એમ ન હોય કે આપની કઠોર સાધનાને કારણે જ આવો ખ્યાલ લોકોના મનમાં બંધાઈ ગયો હોય? કારણ, આપણે લોકોને પણ ખરી રીતે દોષ ન દઈ શકીએ, જો તેઓ કઠોર સાધના અથવા સંન્યાસની સાથે કલાપ્રેમનું અસ્તિત્વ ન કલ્પી શકે."

"પણ તેઓ એટલું કેમ ન સમજે કે સંન્યાસ જ જીવનની સૌથી મોટી કલા છે?"

"સંન્યાસ — કલા?"

"નથી? કલા ખરું જોતાં શું છે? સરલ સૌંદર્ય, ખરું ને? અને સંન્યાસ શું છે? સરલતમ સૌંદર્યને દૈનંદિન જીવનમાં પરમ સુંદરરૂપે પ્રગટ કરવું — બધી આંખ આંજી દેનારી કૃત્રિમતા અને ઢોંગ છોડી દઈ ડગલે ને પગલે સાચા શુદ્ધ રહેવાની સાધના. એટલે જ હું હંમેશાં કહું છું કે સાચો સંન્યાસી કેવળ કલાની સાધના કરે છે એટલું જ નહિ, પણ તેનું જીવન જ એક અખંડ કલાકૃતિ હોય છે."

મહાત્માજીના અવાજમાં આવેગની જરા ગરમી આવી: "તમે કલ્પી પણ શકો છો કે આવી જેની માન્યતા છે તેને લોકો સંગીતનો વિરોધી કહે છે — માત્ર એટલા જ કારણે કે તે સ્વભાવથી જ સંન્યાસી છે! 'કહે છે હું સંગીતવિમુખ છું — હું તો ભારતના ધર્મજીવનને અને સંગીતને જુદાં કલ્પી જ નથી શકતો!' આ પછી મારે શું કહેવું, કહો જોઉં?" મહાત્માજીના મુખ ઉપર કરુણ હાસ્ય પ્રગટી ઊઠ્યું.

"પણ જો એમ હોય તો લોકોએ તમને શા વાંકે સંગીતકલા-વિમુખ માની લીધા?"

"કંઈક વાંક હશે કદાચ," મહાત્માજી ફરી જરા હસ્યા, "એક તો કદાચ એ હશે કે આ જીવનમાં જે અનેક વસ્તુઓ કલા તરીકે

વખણાય છે. તેમાં મને કશું જ મહત્ત્વ લાગતું નથી. એનો અર્થ બેશક એ છે કે મારાં મૂળ મૂલ્યો જ જુદાં છે — my values are different: હાથલા તરીકે જેની માત્ર તદ્‌વિદો જ કદર કરી શકે તેને હું મહાન કલા કહેતો નથી — એટલે કે ટેકનિકની ગલીકૂંચી જાણ્યા વિના જેમાં કશી સમજ જ ન પડે એવી કલાને. હું તો એમ માનું છું કે મહાન કલાની અપીલ બરાબર કુદરતના સૌંદર્યની પેઠે વિશ્વજનીન હોય છે. સૂક્ષ્મ ચર્ચા કરવામાં છીણાજોરી કરવી એનું જ નામ કલારસિકતા એવું હું માની જ શકતો નથી. ખરી રસિકતાને વિશેષજ્ઞતા સાથે અને અતિશય ચીકણાવેડા સાથે કશો સંબંધ જ નથી. તેનો વેશ તો સાદો જ હશે — તેનું પ્રાગટ્ય પણ સહજ હશે — હમણાં મેં કહ્યું એમ પ્રકૃતિની પ્રાસાદિક ભાષા જેવું."'

જરા વાર ચૂપ રહી હું બોલ્યો: "પણ મેં સાંભળ્યું છે કે આપ આપની ઓરડીમાં ચિત્ર બિત્ર ટાંગવાની વિરુદ્ધ છો? એ પણ નિંદાખોરોનો ખોટો આરોપ છે?"

"ના," મહાત્માજી ફરી મૃદુ હસ્યા, "અને મને ઘણી વાર એમ થાય છે કે મારા ઘણા મિત્રો એટલા ઉપરથી જ માની લેતા હશે કે હું મારા મનથી કલાવિમુખ હઈશ."

"પણ દીવાલ ઉપર ચિત્રો ટાંગવામાં આપને વાંધો શો?"

"શું કરવા ટાંગું, કહો જોઉં — જો દીવાલ આપણે માત્ર આશ્રય ખાતર, ઘર બાંધવા માટે જ બાંધી છે, તો દીવાલની જે મૂળ સાર્થકતા છે, તે સિવાય બીજી સાર્થકતા તેને અર્પવા શું કામ જવું — આમ પ્રયત્ન કરીને? જેમને કરવું હોય તે ભલે કરતા — તેમને જો ઠીક લાગતું હોય તો ચિત્રોથી આખી ભીંત ભલે ઢાંકી દે — હું કંઈ ના પાડતો નથી,' માત્ર મારી પ્રેરણાને માટે મારે ચિત્રની કશી જરૂર નથી — બસ, પતી ગયું.* કુદરત જ મારે માટે પૂરતી છે."'

---

* **Only I do not need them *for my inspiration*.**— સુધારીને મહાત્માજીએ પોતે છેલ્લા ત્રણ શબ્દો સ્વહસ્તે લખ્યા હતા.

મહાત્માજી જરા અટકીને બોલ્યા : "તારાભર્યા આકાશ તરફ જોઈ જોઈને કેટલી વાર હું જ્યોતિરહસ્યના અતલ આશ્ચર્યમાં ડૂબી ગયો છું — કદી મારી આંખ થાકી નથી. વિશાળ મેદાન, વન, પર્વત, નદી, સાગર, એ બધાં ક્યાં નથી — એ બધાં, જ્યારે જોઈએ ત્યારે મારી સૌન્દર્યની ક્ષુધા ક્યાં શમાવતાં નથી? તારાથી ચકચકતું આકાશ, મહાન સમુદ્ર, સ્વપ્નાળુ શૈલમાળા, એ બધાંના સંગીતથી મનમાં, પ્રાણમાં જે કંપ જાગે છે, તેની સાથે શું કોઈ પણ ચિત્રના કંપને કદી સરખાવી શકાય? અસ્ત ગોધૂલિની વિદાય-આભાની અને ઉદય ગોધૂલિની હાસ્યછટાની બરાબરી કોઈ પણ મનુષ્યની પીંછીની વર્ણ-સમૃદ્ધિ કદી કરી શકે ખરી?"

"ના દિલીપ," । મહાત્માજી બોલ્યા, "મારી કુદરત મારે ભલે રહી — બીજી કોઈ પ્રેરણા મારે નથી જોઈતી. આજે પણ તેનો રહસ્યભંડાર મારે મન એવો ને એવો અખૂટ, આનંદમય અને સ્વપ્નભર્યો રહ્યો છે. માણસની બાળખેલ સમી કલાકારીગરીની મારે શી જરૂર છે? ભગવાનની કલાકૃતિના ગભીર રહસ્ય આગળ માણસની કૃતિ મને રંગીન રમકડાં જેવી લાગે છે. એટલે, તમે જ કહો વારુ, કે આજકાલ જે બધી રંગીલાઈ કલાને નામે ચાલી રહી છે તેમાં એવું શું છે જે આપણું મન તે આકર્ષી શકે — ખાસ કરીને જ્યારે આપણે જોઈએ છીએ કે પ્રકૃતિ પોતાનો અખૂટ સૌંદર્યભંડાર લઈને આપણું મનોરંજન કરવાને સદા તત્પર ઊભી છે?"

હું મહાત્માજીના અભિપ્રાય જાણવા જ ગયો હતો — તેમની પાસે જે કાંઈ શીખવા જેવું હોય તે શીખવા જ — ચર્ચા કરવા નહિ. એટલે તેમની સાથેના મતભેદ ઉપર ભાર ન મૂકતાં મતઐક્ય ઉપર જ મેં ભાર મૂક્યો: મેં કહ્યું: "આપ પ્રકૃતિને કલાકારોની રાણી કહો છો, એમાં કોણ સંમત ન થાય? તેના ઐશ્વર્ય અને

તેના આનંદ સાથે માણસની સામગ્રીની તુલના જ શી રીતે થાય? વળી જે રંગીલાઈ અને વિશેષજ્ઞતા આપને ગમતી નથી તે બધી ખરું જોતાં અસાર છે એ પણ કોણ નહિ માને? મને પણ કેટલીય વાર લાગ્યું છે કે કલાકારનો આત્મસંતોષ ભારે હાનિકર્તા છે. તેની ફોસલામણીથી જ મન કહે છે કે કલા જીવન કરતાં મોટી છે."

"બરાબર છે," મહાત્માજી ખુશ થઈને બોલ્યા, "જેટલી જાતની કલા છે તે બધાને ભેગી કરીએ અને તેમની યોગ્ય કિંમત આંકીએ તો પણ કહેવું પડે કે તેઓ જીવનના મહત્ત્વની બરાબરી કદી કરી શકી નથી — કરી શકવાની પણ નથી. મહાન જીવનની પટભૂમિકા વિના કહેવાતી મહાન કલા તમે ક્યાં પ્રગટ કરત વારુ? કલાને ઉત્સાહમાં ને ઉત્સાહમાં સાતમે આસમાને ચડાવીએ તેથી શું વળ્યું, જો એ બહાને પરિણામે જીવન ધીમે ધીમે ઠીંગણું થતું જતું હોય? કલા તો જીવનનો પૂર્ણ અર્થ છે, સૃષ્ટિનો મુકુટમણિ છે, જીવનનો મૂળ હેતુ છે, એવી એવી વાતો સાંભળીએ ત્યારે હસ્યા વિના શી રીતે રહેવાય?"

ઓરડામાં બધાં જ ચૂપ રહ્યાં.

"કલા જીવન કરતાં મોટી!" મહાત્માજીના કંઠમાં સહેજ વ્યંગનો રણકાર આવ્યો: "કેમ જાણે આવી મોં ભરાઈ જાય એવી વાતોની બડાશથી કદી મન ધરાતું હશે, કેમ જાણે કોઈ એક નિશ્ચિત માર્ગે આત્માની મુક્તિ મેળવાતી હશે. કોઈ પણ કલાને વિશે આવો હસવા જેવો દાવો કરવામાં આવે છે, ત્યારે હું કહું છું કે એમાં હું સંમત નથી. કારણ, મારે મન સૌથી મહાન કલાકાર તે જ છે જે સૌથી મહાન જીવન ગાળતો હોય. હું કલાના આવા ગુમાનને, આવી આત્મ-મ્ભરિતાને નથી સ્વીકારતો—કલાને સ્વીકારું છું. એટલે જ તો મેં તમને કહ્યું હતું કે મારા જીવનનાં મૂળ મૂલ્યો જ જુદાં છે—બસ."

મહાદેવ દેસાઈએ મને હસતાં હસતાં કહ્યું: "તમારી વાતચીત

સાંભળીને કદાચ રોલાંએ મહાત્માજીના કલા સંબંધી મત વિશે લખ્યું હશે, તેમના ગાંધીચરિત્રમાં?"

"એ શી રીતે બને? હું થોડા જ કલા વિશેના મહાત્માજીના મત જાણતો હતો?" એમ કહીને મેં મહાત્માજીને કહ્યું: "તમને કદાચ સાંભળીને આનંદ થશે મહાત્માજી, કે આ વિષયમાં રોલાં આપની સાથે સંપૂર્ણ એકમત છે. તેમની વિખ્યાત 'જ્હૉન ક્રિસ્ટોફર' નવલકથામાં તેમણે વારંવાર આ એક જ વાત કહી છે કે જીવન તેના બધા પ્રકટીકરણથી પર છે."

"ખરી વાત," મહાત્માજીના અવાજમાં પ્રસન્નતા વરતાતી હતી, "જીવનમાં રહસ્ય જે છે તે ઊર્ધ્વ લોકનું અમૂલ્ય દાન છે. તેનું કોઈ પણ પ્રકારનું આત્મપ્રગટીકરણ તેને પૂરેપૂરું પ્રગટ કરી શકતું નથી. એટલે જ હું કહું છું કે સૌથી મહાન કલાકાર તે જ છે જે સૌથી મહાન જીવન ગાળે છે."

*

તે દિવસે ફરી ફરીને મારા મનમાં મહાત્માજીના ગુરુ ટૉલ્સ્ટૉયનાં 'વૉટ ઇઝ આર્ટ' પુસ્તકમાંનાં અનેક વચનો ઘૂમ્યા કરતાં હતાં. તેઓ એક વાર એક નાટકની પૂર્વાવૃત્તિ જોવા ગયા હતા. ત્યાંથી કંટાળીને આવીને (અરે, કદાચ આજકાલનાં બોલપટ જોત તો તો કદાચ આપઘાત જ કરત!) તેમણે લખ્યું:

"આમાં માત્ર અતિશય મહેનત હોય છે એટલું જ નહિ, પણ આવી જાતની કલા માટે નટનટીઓનાં આખાં જીવન વેડફાઈ જાય છે. સેંકડો માણસો બાળપણથી કાં તો હાથપગ ઉછાળતાં શીખે છે (એમને નૃત્યકાર કહે છે), કાં તો કંઠની કસરત અથવા યંત્ર-તાંડવ શીખે છે (એ લોકોને ગવૈયા બજવૈયા કહે છે), અથવા રંગ

વડે હજારો ચિત્રો ચીતરતાં શીખે છે (એ લોકોને ચિત્રકાર કહે છે), અથવા તો શબ્દ વડે જાદુ કરવાનું શીખે છે (એ લોકોને કવિ કહે છે), પરિણામે થાય છે એવું કે એ બધા લોકો — મોટે ભાગે તો એ લોકો ખૂબ બુદ્ધિશક્તિ સાથે જન્મેલા હોય છે, પણ — પોતાનું એક ઇન્દ્રિયનું વિચિત્ર કામ કરતાં કરતાં અમાનુષ બની જાય છે, જીવનમાં બધાંય સાર્થક કાર્યોનો અર્થ સમજવાની શક્તિ ખોઈ બેસે છે — તેઓ માત્ર નિપુણતાથી હાથ, પગ, જીભ કે આંગળી વડે જાતજાતની કરામત કરી જાણે છે.

"એ બધા કલાકારો — સાંપ્રદાયિકોની પેઠે — નિંદાના આનંદપૂર્વક પરસ્પરનો છેદ ઉડાવતાં ઉડાવતાં પોતે પણ લોપ પામે છે...એટલે એવું જોવામાં આવે છે કે જે કલા માણસ પાસે આટલાં બધાં ત્યાગ અને નિષ્ઠા માગી લે છે, જેણે માનવજીવનને વામણું બનાવી દીધું છે, પ્રેમનું જેણે અપમાન કર્યું છે, તેનું કશું નામનિશાને નથી, એટલું જ નહિ તે જુદા જુદા પૂજારીઓ આગળ એવાં જુદાં જુદાં સ્વરૂપ ધારણ કરે છે કે આ કિમ્ભૂતકિમાકાર વસ્તુને માટે આપણે શું કરવા આટઆટલો ત્યાગ કરવો, આટઆટલું સહન કરવું, આટઆટલી સાધના કરવી, એ સમજવું પણ મુશ્કેલ થઈ પડે છે."

*

આ જ પ્રસંગનું વર્ણન એ વખતે શ્રી મહાદેવભાઈએ 'નવજીવન'માં આપ્યું હતું તે પણ અહીં ભેગું ઉતારું છું. —**અનુવાદક**

એક દિવસ સાંજે બંગાળાના સુપ્રસિદ્ધ નાટકકાર સ્વ. દ્વિજેન્દ્રલાલ રાયના પુત્ર શ્રી દિલીપકુમાર રાય આવ્યા. તેમણે હિંદુસ્તાનના એક સુપ્રસિદ્ધ ગાનાર તરીકે ખ્યાતિ મેળવી છે. સવારે તેઓ આવી ગયા હતા, અને તેમણે સાંજે આવીને ગાઈ સંભળાવવાનું વચન આપ્યું હતું. રાત્રે આઠેક વાગ્યા હશે, શ્રી દિલીપકુમાર સિતાર સાથે આવ્યા. ઓરડામાં ઠીક શ્રોતાઓ ભેગા થયા હતા. ગાંધીજીના પલંગની સામેના એક સોફા ઉપર બેસીને શ્રી દિલીપ-કુમારે ગાવું શરૂ કર્યું:

દીનદયાળ ગોપાળ હરિ બૃંદાબન મોય બુલા તો સહી;
શેલું ચરણ પખાર પલક ટુક પ્રેમપ્રસાદ ચખા તો સહી.
તોર છોડકે કૌનકી આશ કરું, તેરે નગરમેં નિત્ય નિવાસ કરું;
દિનરાત યહી અરદાસ કરું, મોય બંસીકે ઘોર સુના તો સહી.
બ્રજ દેશમેં તૂ બિદેશમેં હૂં, એક જોગી બિજોગી કે ભેષમેં હૂં;
ઉપદેશમેં હૂં, કલેશમેં હૂં, મોય ઝાંકી બિશાલ કરા તો સહી.
વિરહાવશ નયન ચુચાય રહે, રો રો કે સમુદ્ર બહાય રહે;
દિન આય રહે, અકુલાય રહે, અય નાથ મોર પ્રાણ બચા તો સહી.
મૈં તો બનફલ ખાય કે બૈઠ રહું, તોસે ભૂખ પિયાસ કછુ ન કહું;
તોર પ્રેમકે જલમેં સદાય બહું, મેરે દુઃખકો આન મિટા તો સહી.
બ્રજકી બુહારી મૈં દિયા હી કરું, તેરી સેવાઓ પૂજા કિયા હી કરું;
તેરે ધોધો કે ચરણ પિયા હી કરું, મેરી નાવકો પાર લગા તો સહી.

એ ભજનનો ભાવ, ગાનારના સૂરની કોમળ મોહકતા, અને શ્રોતાઓની એ ભજનને અનુકૂળ વૃત્તિને લીધે આખું વાતાવરણ જાણે ઘડીકવાર ઉપરની પ્રેમભીની વિનંતીથી ભરાઈ રહ્યું. એ જાદુઈ જગ્યામાં સૌ જાણે બેઠા બેઠા ગાતા હતા :

મૈં તો બનફલ ખાય કે બૈઠ રહું, તોસે ભૂખ પિયાસ કછુ ન કહું;
તેરે પ્રેમકે જલમેં સદાય બહું, મેરે દુઃખકો આન મિટા તો સહી.
......મેરી નાવકો પાર લગા તો સહી.

પણ એની અસરથી હૈયાતાર ઝણઝણી રહ્યા હતા ત્યાં તો એ જ ભાવનું મીરાંબાઈનું સુપ્રસિદ્ધ ભજન એ ભાઈએ ગાવા માંડયું :

મને ચાકર રાખોજી—

સૌ જાણે જલજમનાનાં નીરમાં તણાઇ રહ્યાં હોય એટલી અસર ઉત્પન્ન થઈ રહી. થોડી વાર ખૂબ શાંતિ રહી. પછી શ્રી દિલીપકુમારે વાત છેડી અને જે ચર્ચા ઉત્પન્ન કરી તેનું અક્ષરશઃ વર્ણન તેમણે જ આપ્યું છે.

“મહાત્માજી, શાળા અને વિદ્યાલયોમાં સંગીતની ભારે અવગણના થાય છે.”

બાપુ કહે, “હા, મારી તો એ ફરિયાદ જ છે.”

"સાચે જ હું તો અત્યાર સુધી માનતો હતો કે તમે સંગીત જેવી સૌ લલિતકળાની વિરુદ્ધ હશો. પણ આજે તમારો અભિપ્રાય સાંભળી હું રાજી થયો."

"સંગીતની વિરુદ્ધ હું?" એમ એકાએક ગાંધીજી બોલી ઊઠ્યા—જાણે પોતાને ભયંકર અન્યાય થતો હોયને. "હા, હા, પણ મને ક્યાં અજાણ્યું છે કે મારે વિષે લોકો અનેક ગપાટા હાંકે છે જે એટલા બધા વધી પડ્યા છે કે તેને ફેલાતા અટકાવવું લગભગ અશક્ય થઈ પડ્યું છે. એટલે હું જ્યારે કહું છું કે હું કળાકોવિદ છું ત્યારે સૌને હસવું આવે છે."

"આ તો સરસ. તમે તપસ્યાને જ પ્રાધાન્ય આપ્યું છે, અને તેમાં સંગીતને સ્થાન ભાગ્યે જ હોઈ શકે એમ મેં માન્યું છે." એટલે ગાંધીજીએ આગ્રહપૂર્વક કહ્યું:

"હા, પણ હું તો કહું છું કે તપસ્યા એ જીવનમાં સૌથી મોટી કળા છે. સંગીતની વિરુદ્ધ તો હું હોઈ જ શેનો શકું? હું તો હિંદુસ્તાનના ધાર્મિક જીવનનો વિકાસ સંગીત વિના કલ્પી શકતો નથી. હું સંગીતનો તેમ જ બધી કળાનો શોખીન છું. કળાને નામે આજે અનેક વસ્તુઓ ચાલી રહી છે, તેની હું વિરુદ્ધ છું ખરો. એ કળાને માટે હૃદય જોઈએ, એ સમજવા માટે કાંઈક શિક્ષણ અને જ્ઞાન ન હોય. તમે સત્યાગ્રહ આશ્રમ જાઓ તો ત્યાં દીવાલો ખડબચડી, ચૂનાથી ધોળેલી જ દેખાશે, પણ તેથી કાંઈ એમ નથી કે ત્યાં કળા નથી. કારણ એ છે કે દીવાલનો તાઢતડકાથી રક્ષણ કરવાનો હેતુ છે. મારે માટે તો જગકર્તાએ રચેલા નભોમંડળમાં કળાના અનંત ખજાના ભરેલા છે—તે જોઈને મારી આંખ કદી થાકતી નથી, દરેક વખતે કાંઈક નવું નવું જોવાનું મળ્યાં કરે છે. તમે ગમે તેવું ભવ્ય ચિત્ર કાઢો, પણ તે કાંઈ અગણિત તારકોથી જડેલા નભોમંડળની ભવ્યતાને આંટી શકવાનું હતું? એની અસર જ ઓર છે. ઈશ્વરની એ શ્રેષ્ઠ કલાકૃતિ આગળ મનુષ્યની તુચ્છ કળા શા હિસાબમાં છે?"

દિલીપબાબુએ કહ્યું, કળા જીવન કરતાં અધિક છે એવું હુંયે નથી માનતો.

એટલે બાપુએ આગળ ચલાવ્યું અને ગીતાના योगः कर्मसु कौशलं કર્મમાં કુશળતા એ જ યોગ એ વચનને બદલીને કર્મમાં કુશળતા એ જ ઉત્તમ કળા એવા તાત્પર્યનું આ પ્રમાણે બોલ્યા:

મહાત્માજીની સાથે બીજી મુલાકાત દેશબંધુ ચિત્તરંજનના મકાનમાં ૪થી નવેમ્બર ૧૯૨૪ની સાંજે થઈ હતી.

જાણીતા પુરુષો બધા જ હાજર હતા—દેશબંધુ, કેલકર, તુલસીચરણ, શેરવાણી, જયકર, શરત્ બસુ, રાજગોપાલાચાર્ય, અબુલ કલામ આઝાદ, બીજા પણ કેટલાય અધિનાયકો!

ખંડમાં દાખલ થઈ મહાત્માજીને પ્રણામ કરતાં વેંત જ તેઓ હસીને બોલ્યા: "તમારો દુર્ધર્ષ તંબુરો ક્યાં છે?" (Where is your instrument of torture?)

મેં કહ્યું: "તેને મૂકીને આવ્યો છું, બીશો નહિ. પહેલાં નેતાઓ તો તમને છોડે."

મહાત્માજી હસીને બોલ્યા: "સારું." દેશબંધુ તરફ ફરીને બોલ્યા: "તમે ત્યારે દિલીપના જેલર થવાને તૈયાર છો ને? જોજો, મને ગીત સંભળાવ્યા વિના નાસી ન જાય."

મેં કહ્યું: "એની ચિંતા કરશો નહિ. મને મારીને ન કાઢો ત્યાં સુધી હું ગીત સંભળાવ્યા વિના ચસકવાનો નથી!"

*

ત્યાર પછી કૉંગ્રેસના કાર્યક્રમ વિષે તુમુલ ચર્ચા ચાલી. તે વખતની અંદરની વાતો વર્તમાનપત્રોમાં પ્રગટ થતી નહોતી. લગભગ

[1] "જીવન સૌ કળાથી અદકું છે. હું તો માનું છું કે જેણે ઉત્તમ જીવન જીવી જાણ્યું તે જ ખરો કળાકાર. ઉત્તમ જીવનના પૃષ્ઠતલ વિના કળા શી રીતે ચીતરી શકાય? કળાની કિંમત જીવનને ઉન્નત બનાવવામાં રહેલી છે. જીવન જ કળા છે. કળા જીવનની દાસી છે, અને તેની સેવા કરવાનું જ તેનું કાર્ય છે. એ અર્થમાં કળાને હું માનું છું, કદર કરું છું. કળા વિશ્વ પ્રત્યે જાગૃત હોવી જોઈએ, કળા જીવન પ્રત્યે જાગૃત હોવી જોઇએ."[1]

'નવજીવન' : ૧૦ મી ફેબ્રુઆરી, ૧૯૨૪ : પા. ૧૯૨

બધા જ ખાદીની વિરુદ્ધ હતા — મેં સગી આંખે જોયું, સગે કાને સાંભળ્યું.

એક જણે કહ્યું: "હું શા માટે ખાદી પહેરું છું જાણો છો, મહાત્માજી?"

મહાત્માજી હસીને બોલ્યા: "જરૂર ખાદીમાં શ્રદ્ધા છે એટલા માટે, નહિ?"

તેઓ હસીને બોલ્યા: "ના — હું તો ખાદી પહેરું છું માત્ર એટલા માટે કે ખાદી પહેરીને કાઉંસીલમાં જઈએ છીએ તો સાહેબ લોકો ખૂબ ચિડાય છે."

(મને દ્વિજેન્દ્રલાલ રાયનું 'આમરા વિલાત ફેરતા ક'ભાઈ' યાદ આવ્યું — કે આમાદેર સાહેબ યદિઓ દેવતા તબુ ઔ સાહેબ ગુલોઈ ચટાઈ.)

મહાત્માજી ખૂબ હસીને બોલ્યા: "તમારા જેવા એક પુરુષવરે મને કહ્યું હતું: 'મહાત્માજી, હું તમારી પાસે મિલનાં કપડાં પહેરીને આવું છું તમને ચીડવવા અને સાહેબને ચીડવું છું તેમની પાસે ખાદી પહેરીને જઈને.'"

બધા જ ખૂબ જોરથી હસી પડ્યા.

દેશબંધુ વાતવાતમાં ઉશ્કેરાઈ જઈને બોલ્યા: "મહાત્માજી, આ બધી તુચ્છ વાતોથી અમારાં મગજ પકવશો નહિ, તમને પગે લાગ્યા. (જયકર તરફ જોઈને:) અમારો અધ્યાય તો પૂરો કરી નાખવાના આ હઠીલા મરાઠાઓ — અને —"

મહાત્માજી ટપ દઈને બોલ્યા: "હું, ખરું?"

બધા હસી હસીને ગૂંછળું વળી ગયા.

તે દિવસે મેં મહાત્માજીનો આશ્ચર્યજનક આત્મસંયમ જોયો. લગભગ બધા જ ખાદીની વિરુદ્ધ હતા — બધા જ મોટે મોટેથી બરાડા

પાડતા હતા — કોઈ કોઈથી ઊતરે એમ નહોતું — કોઈ કોઈનો મેળ ખાવાનાં પણ લક્ષણ નહોતાં — ચારે કોર 'વાક્યનાં વાવાઝોડાં અને તર્કની ધૂળ' ઊડી રહી હતી — એકલા મહાત્માજી નિર્વાત સંધ્યા સમયે સરોવર સમા શાંત બેઠા હતા — તોફાનનું નામનિશાન નહોતું — હાસ્યથી ઉજ્જ્વળ, સંયમથી સ્નિગ્ધ, રહસ્યથી મધુર, દલીલથી પ્રાંજલ. સૌથી આશ્ચર્યની વાત તો એ હતી કે છેવટે બધાયને તેમણે પોતાના પક્ષમાં ખેંચી લીધા. આવા તેજસ્વી દેશબંધુ તેમને પણ ખાદી સ્વીકારવી પડી.

*

જીવનના અનંત અભિશાપોમાં મૃત્યુ એક પરમ વરદાન છે, એ વસ્તુ હું તે દિવસે સમજ્યો — જ્યારે તે ચર્ચાની પણ મૃત્યુક્ષણ આવી પહોંચી.

ખંડમાં ફરી વાર શાંતિ પથરાઈ ગઈ. મહાત્માજી મારા તરફ જોઈને બોલ્યા : "હવે ?"

"પણ," જરા આનાકાની કરતાં મેં કહ્યું, "આપને આ કુરુક્ષેત્ર પછી પણ થાક નથી લાગતો ?"

"લાગે છે માટે જ તો તમારે ગાવું પડશે."

મેં કબીરનું એક પ્રખ્યાત ગીત ગાયું :

જિનકે હૃદિમેં સિરિ રામ બસે
ઉન સાધન ઔર કિયે ન કિયે.
જિન સંત ચરણરજકો પરસા
ઉન તીરથનીર પિયે ન પિયે.
સબ ભૂત દયા જિનકે ચિતમેં
ઉન કોટન દાન દિયે ન દિયે.

નિત રામરૂપ જો ધ્યાન ધરે
ઉન રામ નામન લિયે ન લિયે.

*

"આપને હું એક પત્ર વાંચી બતાવવા માગું છું, મહાત્માજી."

"કોનો ?"

"રોલાંનો. મેં તેમને પૂનામાં આપની સાથે મારે વાતચીત થયેલી તે મોકલી આપી હતી. તેના જવાબમાં તેમણે તે વિશે પોતાનો મત લખી મોકલ્યો છે."

"એમ ? વાંચો વાંચો. — ના, ના; મને કંઈ એવો થાક લાગ્યો જ નથી."

મહાત્માજી એક મોટા પલંગ ઉપર સૂતા હતા — મેં પાસે બેસીને વાંચ્યું :

"**પ્રિય દિલીપકુમાર,**

મુંબઈથી તમે મને જે પત્ર લખ્યો હતો તેને માટેમારા સસ્નેહ ધન્યવાદ સ્વીકારજો. મહાત્માજી આગળ મારે વિશે તમે જે વાતો કરી છે તે માટે પણ મારા ધન્યવાદ સ્વીકારજો. તેમની સાથેની તમારી વાતચીત અત્યંત ચિત્તાકર્ષક છે. બનતાં સુધી હું એનો અનુવાદ કોઈ ફ્રેંચ પત્રિકામાં છપાવીશ — બેશક, મારે પોતાને વિશેનો ભાગ ટાળીને. કલા વિશેના એમના વિચારો જાણવા ખૂબ જરૂરી છે — અને તમે જ સૌ પહેલાં એ બધા જગતને જણાવ્યા. મને માત્ર એટલી વાતનો અફસોસ થાય છે કે મહાત્માજી પોતાનો કલાસિદ્ધાંત સ્પષ્ટ રીતે બોલતાં બોલતાં અટકી ગયા. દાખલા તરીકે, જ્યાં તેમણે તારાજડિત આકાશ વિશે પોતાનો મનોવેધક ઊભરો ઠાલવ્યો છે, ત્યાં, તે પછી તરત જ, જો તેમણે કહ્યું હોત : 'પણ તેથી કંઈ

હું ભારતીય ચિત્રકલા અને સ્થાપત્યનો ઓછો પ્રેમી નથી'— તો આપણને કેટલો બધો આનંદ થાત! પણ તેઓ તારાજડિત આકાશની વાત કરીનેજ અટકી ગયા. બેશક, એ વાત કોણ નહિ માને કે પ્રકૃતિ જ સૌથી મહાન કલાકાર છે. માત્ર આપણે મહાત્મા જેવા મહાન પુરુષ પાસે એટલી આશા રાખીએ છીએ કે પ્રકૃતિની સ્તુતિની સાથોસાથ તેઓ આવું કંઈ કહે : 'માણસ પણ પ્રકૃતિનું અનુસરણ કરી રેખા–રંગ–ધ્વનિ–વિચાર–માં સૌંદર્યનો પૂજારી બને.' તેમનાં વચનો વાંચતાં વાંચતાં લાગે છે કે પ્રકૃતિ અથવા પ્રકૃતિના અંતર્લીન દિવ્ય સત્ય સમક્ષ તેઓ કેવળ નિષ્ક્રિય પ્રેમી બનીને રહેવા ઇચ્છે છે. પણ જો ભગવાન આપણ દરેકમાં વસે છે તો પોતપોતાની શક્તિ અનુસાર આપણું દરેકનું એ કર્તવ્ય નથી કે તે પરમ સૌંદર્યનિયંતાની પ્રતિમૂર્તિ બનવાનો આપણે પ્રયત્ન કરીએ?

"તમારી વાતચીતના એક ભાગ ઉપરથી મને લાગ્યું કે કલા વિશેના મહાત્માજીના મત સંબંધે મેં જે લખ્યું છે, તેથી મહાત્માજી અને તેમના મિત્રોને જરા દુઃખ થયું છે. મેં એ સંબંધે મારો કોઈ પણ પ્રકારનો અભિપ્રાય વ્યક્ત કર્યો હોય એવું મને યાદ આવતું નથી! પરંતુ અનિચ્છાએ પણ જો મેં મારા પુસ્તકમાં એ સંબંધે કંઈ ભૂલચૂક કરી હોય, અથવા અણજાણતાં તેમને ન ગમે એવું કંઈક કહ્યું હોય, તો તે માટે મારા કરતાં વિશેષ દુઃખ બીજા કોને થવાનું છે? હું તેમના પ્રત્યે ગમે એટલો આદર સેવતો હોઉં, તેમના ઉપર ગમે એટલો પ્રેમ રાખતો હોઉં, તોયે હું એક યુરોપિયન રહ્યો ને —એશિયાના એમના જેવા મહાપ્રાણ પુરુષને સમજવામાં મારી ભૂલ થાય એ ખૂબ સ્વાભાવિક છે. મારો એક માત્ર ખુલાસો એ છે કે બીજાના મહિમાનો તલસ્પર્શ કરવાના એકાંતિક ઔત્સુક્યને વખતે મેં કદી આત્માદરને બહેકવા દીધો નથી. હું માત્ર એટલું જ ઇચ્છું છું કે તેઓ મારી ભૂલ બતાવે, હું સુધારી લઇશ.

"૧૯૨૨માં જ્યારે મહાત્માજીને છ વરસની સજા થઈ ત્યારે

કોઈ પણ યુરોપિયને એ વિશે એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નહોતો એ વસ્તુ તમને ખટકી છે. તમને નવાઈ લાગી છે. પણ તમને ખબર છે કે મહાત્માજી વિશે યુરોપમાં આટલી બધી ગેરસમજ છે તેને માટે સૌથી વિશેષ જવાબદાર કોણ છે? — તમે પોતે જ. તમારામાંના કોઈ કહે છે કે ગાંધી એક અતિશય અદ્ભુત વિચિત્ર હવાઈ માણસ છે, તેઓ બુદ્ધિશુદ્ધિને તો પાસે જ આવવા દેતા નથી; કોઈ વળી કહે છે કે તેઓ અંદરખાનેથી બોલ્શેવિક છે, અહિંસાનો ઉપયોગ તો તેઓ એટલા માટે કરે છે કે હમણાં એથી જ કામ સરે એમ છે. પરિણામે લોકો મૂંઝાઈ ગયા છે: "ગાંધી! એ શું છે!" અને એટલેથી જ ક્યાં પતે એમ છે? 'શાંતિ–અને–સ્વાધીનતાને–માટે સ્થપાયેલ–નારી–સંઘે' મહાત્માજીની સજા સામે લખાણો લખવાનો ઠરાવ કર્યો એટલામાં તો કેટલીક ભારતીય સ્ત્રીઓએ તીવ્ર વિરોધ કર્યો. તેમણે શું લખ્યું હતું ખબર છે?—કે ગાંધી અંદરખાનેથી હિંસાવાદી છે... એમનાં નામ હું તમને નથી આપી શકતો, બે કારણે: (૧) નામ આપવાનો મને કશો અધિકાર નથી; (૨) એ લોકો બીજા હિંદીઓના ક્રોધનાં ભોગ થઈ પડે એ હું ઇચ્છતો નથી — એ ગાંધીજીનાં વચનો અને ઇચ્છા સાથે પણ સંગત નહિ થાય. અમારા દેશમાં બધી ખબરો કાંઈ તમારા જેવા માણસો મારફતે થોડી જ આવે છે — એવા માણસો કે જેમનામાં દેશભક્તિની સાથે સાથે સત્યનિષ્ઠા પણ હોય.

"પણ જરા ઊંડા ઊતરીને વિચાર કરીએ તો માલૂમ પડે છે કે આખા વિશ્વના માનવોનો મોટો ભાગ આજે જે હીનાદપિહીન પાપના બોજા હેઠળ કચડાઈ રહ્યો છે, તે જ યંત્રણાનો ભાગ હિન્દુસ્તાન પણ ભોગવી રહ્યું છે. તે ઉપરાંત યુરોપમાં પણ તેજસ્વી માણસો આવી સહાનુભૂતિ વ્યક્ત કરે છે છતાં તેનો પ્રચાર થતો નથી. અને સાધારણ માણસની દૃષ્ટિ ઘરનાં દુઃખના પરિધિને વટાવીને બહાર જઈ શકતી નથી. આ બધું સમજીને જરા લાગણીપૂર્વક (સમભાવપૂર્વક) વિચાર કરવો યોગ્ય નથી શું?

"મારે પોતાને વિશે જો પૂછતા હો તો હું નિષ્કપટભાવે કહી શકું છું પ્રિય મિત્ર, કે અમારા દેશને કે યુરોપને હું બીજા દેશો કરતાં જુદી નજરે જોતો નથી. હું તો એમ વિચારું છું કે કોણ મારો ભાઈ નથી ? કોનું દુઃખ મારા પોતાના ભાઈના દુઃખની પેઠે મને નથી ખટકતું ? કોઈ પણ પ્રજાના મહાન વિચારો મને ચિરપરિચિત જેવા જ લાગે છે. વિશ્વમાં મારું ઘર ક્યાં નથી ? નવાઈની વાત જો કોઈ હોય તો તે એ કે એશિયામાં અને યુરોપમાં મોટા ભાગનાં સ્ત્રીપુરુષો અંતરમાં સમસ્ત જગતની સાથે આવું ગંભીર ઐક્ય અનુભવતાં નથી.

"અનુભવતાં નથી — એ વાત સ્વીકાર્યા વિના છૂટકો નથી; કારણ મારા દેશબંધુઓ મારી વિરુદ્ધ છે. તેમની નજરમાં સાચે જ હું એક વિદેશી છું — કારણ કે મારા નાનકડા સ્વદેશના વાડામાં હું પોતાને પૂરી રાખવા તૈયાર નથી. મારા જીવનમાં સૌથી વિશેષ દુઃખ, સૌથી વિશેષ વેદના એ કારણે જ મેં અનુભવ્યાં છે."

એટલું કહીને અટકીને મેં મહાત્માજીને કહ્યું: "રોલાંએ પોતાના એક પુસ્તકની ભૂમિકામાં આ શબ્દો લખ્યા હતા :

"મને ગયે વરસે ખબર પડી કે મારા શત્રુ અસંખ્ય છે. તેમને મારે આટલું જ કહેવાનું છે : 'મને તમે ઝેરીલી નજરે ભલે જુઓ, પરંતુ તમને હું કદી પણ ઝેરીલી નજરે જોવાનો નથી — એ વિદ્યા તમે મને નહિ શીખવી શકો !...મારો મંત્ર તો આ છે — મને જે યોગ્ય લાગે, માનવતાને જે યોગ્ય હોય તે હું કહીશ જ — એ કહેવાથી બીજા ખુશ થાય કે રોષે ભરાય એની મને શી પડી છે ? હું જાણું છું — દરેક સત્ય વચન પોતાનો માર્ગ કરીને નીકળી જાય છે. રક્તથી ફળદ્રુપ બનેલી ભૂમિમાં હું એનાં બીજ વાવું છું; મારું મન સાક્ષી પૂરે છે — ફળશે, ફસલ ફળશે."

વાક્યોનો અંગ્રેજી અનુવાદ કરીને મહાત્માજીને સંભળાવ્યો, ત્યાર પછી ફરી રોલાંનો પત્ર વાંચવા માંડ્યો :

"મારી માત્ર એટલી જ કામના છે કે મારા જીવનની દુ:ખ-વ્યથાને પરિણામે હવે પછી માણસનું જીવન કંઈ નહિ તો સહેજ પણ વધારે સુખમય બને, મિલનને માર્ગે, એકબીજાને સમજવાને માર્ગે ચાલવું તેમને માટે સહેજ વધુ સહેલું બને.

"મહાત્મા ગાંધી વિશે કદાચ મારાં ઘણાં લખાણો તમારા જોવામાં આવ્યાં હશે. છતાં હું તમને મારું ગાંધીચરિત્ર મોકલું છું. અસંખ્ય લોકોએ એ પુસ્તક વાંચ્યું છે. જો કે સમાલોચકો મારી બાબતમાં સંપ કરીને મૂંગા જ રહ્યા છે — જેમ તેઓ હમેશાં રહેતા આવ્યા છે — તો પણ એ પુસ્તકની અનેક આવૃત્તિઓ થઈ ગઈ છે અત્યાર સુધીમાં. અને અનેક દેશધુરંધરોના મનમાં જબરો આઘાત લાગ્યો છે.

"આશા રાખું છું કે તમારી સંગીતની યાત્રામાં તમે બરાબર આગળ વધતા હશો. એ સાધના છોડશો નહિ. કારણ કે એ ખૂબ સુંદર કામ છે — અને એ તમારા દ્વારા જ થવાનું છે.

"ફરી મળીશું પ્રિય મિત્ર! હું તમને મોટે ભાગે લખતો નથી એ ખરું, પણ જ્યારે લખું છું ત્યારે ઘણું ઘણું લખું છું.

"મારાં સ્નેહવંદન સ્વીકારશો.

**રોમાં રોલાં"**

*

મહાત્માજી બોલ્યા: "પણ મેં તો તમને કહ્યું નહોતું કે કલાની આરાધના ન થવી જોઈએ. એવું હું કહી જ ન શકું. માણસની રુચિ, મત, મિજાજ ભિન્ન ભિન્ન હોય છે. 'હું માત્ર એટલું જ કહેવા માગતો હતો કે હું પોતે ચિત્રકલા જેવી કલાનો પક્ષપાતી નથી — એની મને જરૂર નથી મારી પ્રેરણાને માટે. મને પૂરતો સંતોષ મળી રહે છે તારાજડિત આકાશ જોઈને.' સંભવ છે

કે યુરોપને ચિત્રની જરૂર હોય; તેમને ત્યાં ક્યાં આપણા જેવું આકાશ છે?"

"પણ જો તેમનું આકાશ લગભગ રોજ ઘેરાયેલું ન રહેતું હોત તો તેઓ ચિત્રપ્રેમી ન થાત એમ આપનું કહેવું છે?"

"ના, એમ પણ હું નથી કહેતો. તેમના ચિત્રપ્રેમનાં બીજાં પણ કારણો જરૂર હોઈ શકે. હું એમ કહેવા માગતો હતો કે મને પોતાને ચિત્રની કશી જરૂર જ લાગતી નથી. તે ઉપરાંત ચિત્રચર્ચા કરવા જેવી મારી સ્થિતિ પણ નથી."

હું છોડું એમ નહોતો: "પણ ધારો કે આપની સ્થિતિ ખૂબ સારી હોત — આપ ધનવાન હોત તો?"

મહાત્માજી નાછૂટકે બોલ્યા: "આ બાબતમાં મારી રુચિ કેવી છે એ જાણવાની તમને આટલી બધી ફિકર છે તો સાંભળો: ચિત્રમાં મને ઝાઝો રસ પડતો નથી. એટલે હું કોઈને કહેતો નથી કે મારા ઓરડાની દીવાલે ચિત્રો ટાંગો." એટલું બોલી જરા હસ્યા. પછી બોલ્યા: "પણ વાત એમ છે કે હું તો દીવાલ પણ ઇચ્છતો નથી. દીવાલ — બાંધ્યા વાડામાંથી જે સદા છુટકારો માગતો હોય તે શું કરવા દીવાલને શણગારવા બેસે? હું કુદરતમાં ફરનારો રહ્યો — સમજાય છે ને હું શું કહેવા માગું છું તે?"

માથું હલાવીને મેં કહ્યું: "સમજ્યો, છતાં હજી જાણવાનું મન થાય છે કે જો બધા જ ચિત્રો છોડીને જંગલમાં દોડી જાય તો તે સારું થાય?"

"તેનો આધાર તે લોકોનાં મન, સ્વભાવ, રુચિ, મતિ, ગતિ ઉપર છે. મારે તમને એ કહેવું હતું કે મને જો પ્રકૃતિની સંગત મળે તો બીજા કોઈ પણ સૌંદર્ય વિના મને ચાલે. છતાં બીજા લોકોને જો લાગતું હોય કે ચિત્ર જેવી કલા માનવજાતિને માટે શુભ

વસ્તુ છે, તો સારી વાત છે. માત્ર હું એટલું કહું છું કે કલાને નામે આત્મસંતોષ અને આત્મવંચનાને ન પોષો — એટલું યાદ રાખો કે સમસ્ત માનવો પ્રત્યે તમારું કર્તવ્ય રહ્યું છે. તમારી કલા જેટલે અંશે સાધારણ માણસના કામમાં આવશે તેટલે જ અંશે તે શુભ કહેવાશે, જેટલે અંશે તે કામમાં નહિ આવે તેટલે અંશે તે અશુભ કહેવાશે."

"પણ ધારો કે લોકો આજ ને આજ કોઈ કલાની કદર ન કરી શકે તો ? દરેક કલાનો ઉચ્ચતમ વિકાસ સમજવા માટે શું થોડા ઘણા શિક્ષણ–સંસ્કારની જરૂર નથી હોતી ?"

"શિક્ષણ અને સંસ્કારનો ચોક્કસ અર્થ તમે શો કરો છો ?"

"વિશેષજ્ઞતા જેવી શું કાંઈ વસ્તુ જ નથી ? આપણે ઘણી વાર એવું નથી જોતા કે મન જો થોડે અંશે કેળવાયું ન હોય તો અનેક લલિત કલામાં રસ લઈ શકતું નથી ?"

"ના. વિશેષજ્ઞતામાં મને શ્રદ્ધા નથી. સાચી કલા તો સૌને રસ આપે." *

મને ટૉલ્સ્ટૉયના 'વૉટ ઇઝ આર્ટ'માંનું પ્રખ્યાત વચન યાદ આવ્યું: "આજે ધર્મબુદ્ધિ માણસને તે ન જાણે એમ ચલાવી રહી છે — જે દિવસે માણસ એ બુદ્ધિને સાક્ષાત્કાર દ્વારા સ્વીકારશે તે દિવસે નીચલી શ્રેણીના માણસોને માટે એક પ્રકારની કલા અને ઉચ્ચ શ્રેણીના માણસોને માટે બીજા પ્રકારની કલા નહિ રહે; માત્ર એક જ પ્રકારની વિશ્વજનીન કલા જ રહેશે — જેનો મૂળ મંત્ર મૈત્રી અને વિશ્વબંધુત્વ હશે.

* મારા લખાણમાં આ પ્રમાણે હતું: "A great work of art should appeal to all" — મહાત્માજીએ પોતાને હાથે great શબ્દ છેકી નાખીને real શબ્દ લખ્યો હતો.

આવું થશે ત્યારે જ કલા પાછી કલા થશે, જેવી એ પહેલાં હતી અને જેવી એણે થવું જોઈએ — એટલે કે ઐક્ય અને આનંદ પ્રેરનારી."

*

આમ છતાં મહાત્માજીનો પોતાનો અભિપ્રાય બરાબર જાણવા મેં કહ્યું: "આપ કલામાં વિશેષજ્ઞતાનો વિરોધ શા માટે કરો છો?"

'હું તમને એક સામો પ્રશ્ન પૂછીશ: "તમે કલા સર્વજન-ગમ્ય થાય એનો વિરોધ શા માટે કરો છો? કલા શા માટે બધા લોકોને રસ પડે એવી થવા ન ઇચ્છે? શા માટે તેની નસોમાં જનતાના પ્રણયનું લોહી ન વહે? સીધી રીતે વિચારીએ તો એટલું નથી સમજાતું કે કલાનો ઊગમ પ્રકૃતિ છે? એટલે માતા જો કંજૂસાઈ કરતી નથી તો સંતાન શા માટે કરે? પ્રકૃતિએ ક્યારે એમ કહ્યું છે કે તેની સંપત્તિ માત્ર બેચાર જણની વિલાસસામગ્રી બની રહેશે — બાકી બધાં લાખો કરોડો સ્ત્રીપુરુષો અસ્પૃશ્યોની જેમ બહાર રહેશે — અનાદર પામશે? કલાકાર શા માટે પોતાના એક નાના વાડામાં જ પોતાને પૂરી રાખે? જનમનના પ્રાણની ધરતીથી વિચ્છિન્ન થઈને તે કદી જીવી શકે ખરો? હું તો કેમે કર્યો સમજી જ શકતો નથી કે ધીમે ધીમે સમગ્ર માનવજાતિની રુચિ જો કલાને જાગ્રત ન કરે તો તેનો નવજન્મ, રક્તશુદ્ધિ શી રીતે થશે?"'

"આપની વાત ખૂબ વિચારવાયોગ્ય છે મહાત્માજી, પરંતુ બધાં જ શ્રેષ્ઠ સૌંદર્ય કંઈક અંશે શ્રેષ્ઠ વિચારો જેવાં જ નથી? શ્રેષ્ઠ વિચારો બધા જ સમજતા નથી — અને નજીકના ભવિષ્યમાં સમજી શકશે એવી આશા પણ પડતી નથી. એટલે શ્રેષ્ઠ સૌંદર્ય બધા જ આજ ને આજ સમજી શકશે, અને જે તેઓ ન સમજે તે બાતલ ગણાવું જોઈએ, એમ માનવું તે બરાબર છે?"

'"પણ મને તો એમ લાગે છે કે શ્રેષ્ઠ વિચાર, દર્શન અથવા ધર્મની ગરિષ્ઠ વાણી સૌને જ અસર કરે છે. હું તો એવા પ્રકારની

વિશેષજ્ઞતા ઉપર મોહી પડતો જ નથી, જેનાં અર્થ અને વ્યંજના બેચાર જણ સિવાય બધાંને ઉખાણાં જેવાં લાગે. એનું મને તો એક જ પરિણામ આવતું દેખાય છે કે કલાકારોનું મગજ ગરમ થઈ જાય છે — બધા પ્રત્યે લાગણીને બદલે તેમના મનમાં અવજ્ઞા જન્મે છે. એક રીતે જે કલા માણસો વચ્ચે એકતા સ્થાપવાને બદલે તેમને જુદા પાડે છે તેનું મહત્ત્વ શામાં છે, કહો જોઉં ?"

મહાત્માજી જરા અટકી બોલવા લાગ્યા: "આખરે પરિણામ આવું આવશે એ વિચારથી પણ દુઃખ નથી થતું ? માણસ પોતાની સંસ્કૃતિને શું પોતાના અહં માટે ઇંધણ બનાવશે ? તે શું બીજા બધાને પોતાના કરતાં હલકા માની તેમને કહેશે: 'હટ જાઓ' ? યુરોપ તરફ એક વાર જુઓ જોઉં: ત્યાં ગગનચારીઓ તુમાખી વગર વાત જ કરતા નથી. તે લોકો એમ કહે છે કે અમારી દરેકની કલા એ જ ઈશ્વરની વિશેષ પ્રેમપાત્ર છે. પરિણામ એ આવ્યું કે દરેક કલાકાર પોતપોતાનું દળ ઊભું કરે છે — સાંકડો વાડો — જેની બહારનો કોઈ જ માણસ તેમની કલામાં કશું સમજતો જ નથી! તમે શું ખરેખર એમ માનો છો કે જે સમાજમાં લાખો અને કરોડો માણસો આળસ, ગ્લાનિ અને અજ્ઞાનના અંધકારમાં જીવન્મૃતની પેઠે પડેલાં છે, તે સમાજમાં આવા પ્રકારની શોખશેખી કરીને વખત બગાડવો સારો છે ? એના કરતાં દુઃખીનાં દુઃખ દૂર કરવા માટે, તેમનાં કલ્યાણને માટે જીવન અર્પણ કરવું એ સારું નથી ? — જે પૃથ્વીનો થરેથર આજે પણ માણસનાં આંસુથી સીંચાઈ રહ્યો છે, ત્યાં પ્રત્યેક માણસનું શું એ કર્તવ્ય નથી કે પોતાના પ્રાણની લાગણી વડે બીજાનાં આંસુ લૂછવાં !"

મને વિશ્વપ્રેમી વિખ્યાત વૈજ્ઞાનિક ક્રૅપોટકિને 'બહુજનહિતાય બહુજનસુખાય' પોતાનું વિજ્ઞાનનું પરિશીલન છોડીને સાઇબીરિયામાં જેલ જવાનું પસંદ કર્યું હતું તે વાત યાદ આવી. તેમના અનુપમ

'મેમ્વાર્સ ઑવ એ રેવોલ્યૂશનિસ્ટ'માં તેમણે કેટલોય સમય પહેલાં લખ્યું હતું :

"ઉચ્ચતર આનંદલોકમાં વસવાનો મને શો અધિકાર છે — જ્યારે મારી ચારેકોર એ મૂઠી અન્નને માટે બધાં હાહાકાર કરી રહ્યાં છે ? — જ્યારે હું જોઉં છું કે ઉચ્ચતર આવેગ–લોકમાં વાસ કરવાનું મૂલ્ય ચૂકવવા માટે ભૂખમરો વેઠતા લોકોના મોંના કોળિયા ખૂંચવી લેવા પડે છે...એ લોકો જાણવા માગે છે, પોતાના જ્ઞાનને વિસ્તારવા માગે છે. તેમને એ જ્ઞાન આપો. તેમને જરા ફુરસદ મળે એમ કરો. મારે તો આ બધા લોકોમાં જ અને એમને ખાતર જ કામ કરવું જોઈશે. માણસની પ્રગતિ વિશે મોં ભરી દે એવી બડીબડી બાતાં તો બહુ થાય છે, પણ કામ શું થાય છે ? જેઓની પ્રગતિ કરાવવાની છે, તેમનાથી પ્રગતિના ધ્વજવાહકો અલગ જ રહે છે. આવી અસંગતતાથી મન અકળાઈ ઊઠે છે એટલે જ આવા મિથ્યાચાર પેદા થાય છે."

*

મહાપુરુષની તુચ્છ વાતો પણ સાંભળવા જેવી હોય છે. એટલે હવે પછી મહાત્માજી સાથે જે પરચૂરણ વાત થઈ હતી તે પણ કહી જાઉં છું — લેશ પણ સંકોચ કે અનુતાપ વિના. ઘણે ભાગે ૧૯૨૫ કે ૧૯૨૭માં વડોદરામાં ફૈયાઝખાં પાસે ઓગણચાલીસ રૂપિયા ખરચી માત્ર બે જ ગીતો શીખીને વિષાદભર્યે મને મિત્રવર્ય વિખ્યાત કાપડના વેપારી શ્રી. અંબાલાલ સારાભાઈનો મહેમાન થઈને હું અમદાવાદ ગયો. તેઓ મને એક દહાડો સવારે મહાત્માજીની પાસે લઈ ગયા. મહાત્માજીને રેંટિયો કાંતતા જોઈને મન ખૂબ ખાટું થઈ ગયું. અંબાલાલે કહ્યું : "દિલીપ, હવે ચાલો મારી મિલમાં. આખા દિવસમાં મહાત્માજી જેટલું સૂતર રેંટિયા ઉપર કાંતે છે તેના કરતાં હજારગણું સૂતર મારી મિલમાં શી રીતે એક સેકંડમાં કંતાય છે તે તમારી

નજરે જોજો. ચાલો." આ સાંભળીને મારા મનને વધારે ખરાબ લાગ્યું: મહાત્માજીનો અમૂલ્ય સમય આવા અર્થહીન કામમાં જાય છે!

અંબાલાલે વ્યક્ત કરેલું દુઃખ હું નહિ ભૂલું: "મહાત્માજી જ્યારે અર્થશાસ્ત્રની વાતો કરે છે ત્યારે મને સૌથી વધારે દુઃખ થાય છે. જેને જેનું જ્ઞાન નથી તે તે વિશે માથાકૂટ શું કરવા કરતા હશે?"

હું મૂંગો રહ્યો: રેંટિયામાં મને શ્રદ્ધા બેસતી નહોતી, છતાં મને મહાત્માજીની ટીકા કરવાનું મન થતું નહોતું.

અંબાલાલ હસીને એકદમ બોલ્યા: "તમને ખબર છે? અહીં મારી પાસે રેંટિયા વિશે અનેક નિબંધો આવે છે — મહાત્માજી મને જ પરીક્ષક બનાવે છે. મેં મહાત્માજીને એક દિવસ કહ્યું હતું: 'મહાત્માજી, જુઓ, આ છોકરાને મેં મોટું મીંડું આપ્યું છે.'

"મહાત્માજી બોલ્યા: 'કંઈ લખી નહિ શક્યો હોય?'

"મેં કહ્યું: 'ના, લખ્યું તો છે સારું, પણ એણે એક ભયંકર વાત લખી છે કે આપ એક પ્રથમ પંક્તિના અર્થશાસ્ત્રી છો!' મહાત્માજી એવા હસ્યા છે!"

મને જવાહરલાલના શબ્દો યાદ આવ્યા — મહાત્માજીનું હાસ્ય શિશુનું હાસ્ય છે.

મહાત્માજીએ મને તે દિવસે સાંજે આશ્રમમાં ગાવા આવવાનું આમંત્રણ આપ્યું.

પ્રાર્થના પછી ખુલ્લા મેદાનમાં મેં મીરાંબાઈ અને કબીરનાં ભજન ગાયાં.

એ પછી હું પોંડીચેરી ગયો તે પહેલાં મારે મહાત્માજી સાથે મુલાકાત થઈ નહિ. ૧૯૨૮ની સાલમાં હું પોંડીચેરી ગયો, ત્યાં મહાત્માજીના બેક પત્રો મળ્યા હતા, એ જ. એકમાં તેમણે મારા

સંગીત વિશે કંઈક લખ્યું હતું. તે ઉપરથી મને લાગે છે કે મહાત્માજીને સાચેસાચ ભજન ગમે છે. જેઓ ગાયન અને સાજ ગમવાનો અર્થ વિશેષજ્ઞતાની ચાલાકી એવો કરે છે તેમની સાથે હું કદી સંમત થયો નથી. મહાત્માજી ભજનથી મુગ્ધ થાય છે એ જ મોટી વાત છે.

૧૯૩૮ના માર્ચ મહિનામાં મહાત્માજી કલકત્તામાં શ્રી. શરત્ બસુને ઘેર હતા. સદ્‌ભાગ્યે હું બરાબર એ જ વખતે કલકત્તા પહોંચ્યો. મળતાં વેંત મહાત્માજી શું ખુશ થયા છે! તે જ ચિરપરિચિત મુક્ત હાસ્ય.

"ગાયન ક્યારે સંભળાવો છો?"

"આજ્ઞા કરો એટલી જ વાર."

"આજે સાંજે પ્રાર્થના પછી — અગાસીમાં?"

"જેવી આજ્ઞા."

મિત્રવર્ય શ્રીધરણીકુમાર બસુની પુત્રી ઉમા (હાસિ) મારી પાસે ત્યારે રોજ સંગીત શીખતી હતી. તેને પણ લઈ ગયો. મહાત્માજી તેનું સંગીત સાંભળીને એટલા ખુશ થયા કે તેને સ્વહસ્તે લખીને 'બુલબુલ'ની ઉપાધિ આપી. અહીં મને એક વધારાની સાબિતી મળી કે, જેઓ કહે છે કે મહાત્માજીને સંગીત ગમતું નથી તેઓ ભુલાવામાં ભમે છે. મહાત્માજી મિષ્ટ કંઠે આવેગપૂર્ણ ભજન ગવાતું સાંભળી સાચેસાચ મુગ્ધ થાય છે; એમ જો ન હોત તો હાસિ ઉપર આટલું હેત ન કરત. ત્યારે પછી હું પાછો એક દિવસ ગયો હતો. ઉમાને ખંડમાં ન લઈ જતાં અગાસીમાં જ મૂકી ગયો હતો. મહાત્માજીએ કહ્યું: "અરે, નાઈટિંગેલને કેમ ન લાવ્યા?"

મેં શ્રીમતી હાસિને બોલાવી. મહાત્માજીએ શું કહ્યું હતું તે તેને કહ્યા પછી મેં મહાત્માજીને કહ્યું: "એ તો ખૂબ ખુશ થઈ ગઈ છે."

"કેમ ?"

"આપે એને નાઇટિંગેલ કહીને, એટલે."

"કેમ ન કહું ? I will always call her the Nightingale" [હું એને હમેશાં બુલબુલ કહીને જ બોલાવીશ.]

ઓરડામાં બધે હાસ્ય ગાજી ઊઠયું.

મેં કહ્યું : "તો આપને એ બુલબુલનું જ ગીત સંભળાવશે આજે, પણ બંગાળીમાં."

મહાત્માજી બોલ્યા : "તથાસ્તુ."

મેં કહ્યું : "ગીતનો અંગ્રેજી અનુવાદ મેં કર્યો છે — અબંગાળીઓને માટે. પહેલાં તે સાંભળો :

હે બુલબુલ મન, ફૂલના સૂરોમાં તરતું તરતું નીલ મંજિલ તરફ ચાલ. પેલી અંબરની બંસરી પુકારી રહી છે: "આવ, પિંજરને ભૂલીને આકાશમાં આવ." પણે જો, પ્રકાશ પ્રેમપૂર્વક ગાઈ રહ્યો છે: "પાછો આવ, સંધ્યા થતાં પાછો માળામાં આવ." ચિર ચરણ-શરણના વ્રતની સિદ્ધિ અર્થે દૂર દૂરના બંધુની પાસે ચાલ."

*

પ્રાર્થના પછી ઉમાએ ગાયું :

'બુલ્બુલ્ મન, ફુલ સુરે ભેસે
ચલ નીલ મંજિલ ઉદ્દેશે
અંબર બાઁશરી
ઐ ડાકે : "આય,
પિંજર પાશરી,
ચલ્ અ-ધરાય"
ઐ શોન્ આલો ગાય ભાલો બેસે :
"ફિરે આય નીડે આય દિનશેષે"
ચલ દૂર બંધુર ઉદ્દેશે
ચિર ચરણેર શરણેર રેશે"

શરત્ બાબુની અગાસી શી સુંદર છે! બંકિમ ચંદ્રના સ્નિગ્ધ પ્રકાશથી મનમાં પણ અપૂર્વ સ્નિગ્ધતા પથરાઈ ગઈ હતી. સામે મહાત્માજી હતા. એક ભાઈ ગીતાના કેટલાક શ્લોકો વાંચી ગયા. તેમાં હતો તે શ્લોક યાદ આવે છે:

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः ।
वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥

મહાત્માજીની સામે બેસીને આ શ્લોક સાંભળ્યો ન સાંભળ્યો ત્યાં તો તેમની જ મૂર્તિ નજર સામે તરવા લાગી. સાથોસાથ શ્રી. વ્રજેન્દ્રનાથ શીલનું એક વચન યાદ આવ્યું. મહાત્માજી વિષે તેમણે મને ૧૯૨૪માં બાંગલોરમાં કહ્યું હતું: "અકુતોભય."

ગીત પણ કાનમાં ગુંજતું હતું:

"પિંજર પાશરિ, ચલ્ અ-ધશાય"

મહાત્માજીમાં આ વૈરાગ્યનો ભાવ, આ પરલોક–પ્રવણતા— otherworldiness — તે દિવસે ગીત અને ગીતાપાઠના વાતાવરણમાં જે રીતે અનુભવી શક્યો હતો તે રીતે કદી અનુભવી નથી. ગીતાનો બીજો પણ એક શ્લોક:

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।

જેને કોઈ ઉદ્વિગ્ન કરી શકતું નથી, જે લોકોને પણ કશો ઉદ્વેગ કરતો નથી — કેટલું સાચું!

*

ગીત પૂરું થતાં મહાત્માજી ખંડમાં ચાલ્યા ગયા. અમે થોડા જ જણ સાથે ગયા.

બેસીને મેં પૂછ્યું: "હિંદુ–મુસલમાન ઐક્ય વિશે આપને શું લાગે છે?"

"હું શું કરું કહો — એક પ્રયત્ન સિવાય ?"

"કોંગ્રેસ—"

"કોંગ્રેસનો માર્ગ કંઈ સહેલો નથી. દેશમાં તેણે પોતાની પ્રતિષ્ઠા જમાવવાની છે, છતાં તેની પાછળ શરીરબળ નથી એટલું જ નહિ, પણ શરીરબળને સહેજ પણ માને તો તેણે પ્રતિજ્ઞાભંગ કર્યો કહેવાય."

"પરંતુ આપના ઉપર જ્યારે સૌની શ્રદ્ધા છે ત્યારે કોંગ્રેસની પ્રતિષ્ઠા જામ્યા વગર રહે ખરી ? અને કદાચ એ જ રસ્તે હિંદુ–મુસલમાન ઐક્ય પણ નહિ આવે ?"

મહાત્માજી કરુણ હાસ્ય કરી બોલ્યા: "મુશ્કેલ છે દિલીપ ! મુસલમાનનો હિંદુ વિશ્વાસ કરતા નથી, હિંદુનો મુસલમાન વિશ્વાસ કરતા નથી. બહારના ફરમાનથી શું વળવાનું છે, જો અંતર પહેલાં શુદ્ધ ન થાય ? અને મારા ઉપર શ્રદ્ધાની વાત કરો છો, પણ એટલું જાણજો કે પોતાની શક્તિ વિષે મારા મનમાં કશો ભ્રમ છે જ નહિ."

પાછા આવતાં રસ્તામાં વારે વારે મહાત્માજીના છેલ્લા શબ્દો યાદ આવતા હતા. એમાં કરુણતા છે, પણ એના કરતાં પણ તેમની ભાષામાં હૃદયાવેગની સ્વચ્છ સરળતા વધારે ઊભરાઈ જતી હતી. એને જ લીધે તેઓ કદાચ પારકાંનાં હૃદયને સ્પર્શી શકતા હશે !

આવાં વચનો તો મેં ઘણી વાર સાંભળ્યાં છે — પણ આ રીતે સાક્ષાત્ અનુભવ કરવો — મહાત્માજી સાથેના સાક્ષાત્કાર દ્વારા તેમની આત્મશક્તિની દીનતાનો સ્વીકાર સાંભળી તેના જ પ્રકાશમાં તેમના ઔદાર્યનો સ્નિગ્ધ મહિમા પ્રત્યક્ષ જોવો — એ દિવસ પણ મારા જીવનમાં એક સ્મરણીય દિવસ બની રહેશે.

*

એ પછી હું કાશ્મીર ગયો હતો ૧૯૩૮ના આકટોબરમાં. મહાત્માજી ત્યારે પેશાવર હતા. મેં તેમને પત્ર લખ્યો કે મારી બહેન માયાના પતિનું એકાએક અવસાન થવાથી હું કાશ્મીર આવ્યો છું તેને લઈને. સાથે ઉમા છે — તેમની ભાષામાં 'નાઇટિંગેલ.' પેશાવર મહાત્માજીને મળવા આવવાની ઇચ્છા છે — જો મહાત્માજી અમને ભૂલી ન ગયા હોય તો......વગેરે.

મહાત્માજીએ મને તાર કર્યો અને સાથે સાથે એક પોસ્ટ કાર્ડમાં લખ્યું: (૧૮–૧૦–૩૮) "હું કદાચ ઉમા બુલબુલને ભૂલી જાઉં, પણ તમને શી રીતે ભૂલું?......તમારા બનેવીના અવસાનથી મને દુ:ખ થયું છે — તમારી બહેનને મારો સ્નેહ અને સહાનુભૂતિ જણાવશો."

પેશાવર જઈને અમે મિત્રવર્ય શ્રી. પ્રફુલ્લ ચૌધુરી મહાશયને ઘેર ઊતર્યાં. પહેલે દિવસે મહાત્માજીને ત્યાં માયાને અને એક સંબંધીને લઈને ગયો — કારણ કે ઉમા વગેરે બધાં ખાઈબર ઘાટ જોવા ગયાં હતાં. મહાત્માજીનાં દર્શન કરવાને બદલે તેઓ ખાઈબર ઘાટ જેવો એક અસુંદર પહાડી રસ્તો જોવા ગયાં એથી મને દુ:ખ થયું હતું. પણ સૌની રુચિ સરખી નથી હોતી. હમેશાં માણસને તીર્થ કરતાં ઉત્તેજના વધારે ગમે છે.

મહાત્માજી ત્યારે 'સરહદના ગાંધી' અબ્દુલ ગફારખાંના ગામમાં મિત્રના મહેમાન હતા — પેશાવરથી ૨૪ માઈલ દૂર ઉત્તમનઝાઈ ગામમાં.

મોટરમાં બેસીને હું ત્યાં ગયો; કારણ કેવળ મહાત્માજીનાં જ નહિ પણ મહાપ્રાણ અબદુલ ગફારખાંનાં દર્શન કરવાની ઇચ્છા પણ કંઈ ઓછી નહોતી. આ યુગમાં એમના જેવા મહાન સત્યનિષ્ઠ, નિ:સ્વાર્થ, તેજસ્વી મનુષ્ય વિરલ મળે છે, એટલે જ નહિ, પણ બે 'મહાત્મા'ને એક સાથે જોવાની કલ્પનાથી પણ મન મારું નાચી ઊઠ્યું હતું. સાચું કહેવામાં સંકોચ શો? શ્રીનગરથી આટલે દૂર

ધૂળતાપમાં પહાડી રસ્તે આવવાને હું તૈયાર થાત નહિ, જો એમનાં દર્શનનો લોભ ન હોત. જોકે હું જાણતો હતો કે કદાચ મુલાકાત ન પણ થાય. પરંતુ મોટા લાભનો લોભ પણ મોટો હોય છે, એટલે તેને માટે કષ્ટ પણ વેઠી શકાય છે. નસીબ જોર કરે તો વળી મુલાકાત મળી પણ જાય !

*

મુખ પર અને આંખમાં તેજસ્વિતાની દીપ્તિ; સુંદર, દીર્ઘકાય, બલિષ્ઠ, આછી મૂછદાઢીવાળું શરીર; વર્ણમાં લાલીની ઝાંય; મુખ પર સ્નિગ્ધ હાસ્ય : — અબ્દુલ ગફારખાં એવા તો ગમી ગયા ! બધા માણસોના અંતરના ભાવ કંઈ મુખ પર પ્રગટ થતા નથી. ખાં સાહેબ વધારે ગમી ગયા તે કદાચ એ જ કારણે કે તેમના મુખ ઉપર અંતરની સ્વચ્છતા અને તેજસ્વિતાનું તેજ પથરાયેલું હતું. તેમનું આચરણ પણ કેટલું સુંદર હતું ! — જેવું સ્વાભાવિક તેવું જ સ્નિગ્ધ, એમ છતાં તેમાં કોઈ પણ પ્રકારની અતિશયતા નહોતી. મુસલમાની શિષ્ટાચારની અતિશયતા લેશ પણ નહોતી. માત્ર તેની સંપૂર્ણ સાલસાઈ હતી.

અમને આદરપૂર્વક બેસાડયાં. વાતચીત શરૂ થઈ. મહાત્માજી ત્યારે સ્નાન કરતા હતા, એટલે એકાંતમાં વાતચીત કરવાની વધારે સગવડ મળી. કેટલી બધી વાતો કરી — તે બધી લખવાનું આ સ્થાન નથી — બીજી કોઈવાર લખવાની મનમાં ઇચ્છા છે ખરી; અહીં માત્ર તેમની એક વાત લખું છું. વાતચીત હીંદીમાં જ થઈ હતી.

મેં પૂછ્યું : " ખાં સાહેબ, આપના જેવા માણસો જ આપણને જોઈએ છે — જેમનામાં પ્રેમની સાથે સત્યનો સુયોગ થયેલો હોય. આપ હિંદુમુસલમાનનું ઐક્ય કરી આપો. નહિ તો હિંદની શી દશા થશે ? "

ખાં સાહેબ મૃદુ હસ્યા : "હું શું કરું, કહો ? એકતા ત્યારે જ થાય જ્યારે દિલમાં હિંમત આવે — જ્યારે માણસ પ્રેમના મંત્રને દળના મંત્ર કરતાં મોટો માનતો થાય. અંતરમાં પ્રેમનો પાયો પાકો થયા વિના બહારની એકત્વની ઇમારત ગંજીફાના ઘર જેવી જ થઈ જાય છે — હિંદુમુસલમાન બંને જ્યાં સુધી આચારગત ધર્મ કરતાં અંતરગત મૈત્રીને મોટી માને નહિ ત્યાં સુધી, તો માત્ર સગવડિયા સંધિ જ થઈ શકે, બંધુભાવનું રક્ષાબંધન નહિ થાય."

"પેલા મહાત્માજી !" માયા બોલી ઊઠી.

ઊઠીને બધાં જ ઊભાં થયાં.

હસતાં હસતાં મહાત્માજીએ બેસવાનો ઇશારો કર્યો. તેમના મોં ઉપર આનંદનું કેવું તેજ હતું !

ઓ મા, મહાત્માજી બે મહિના થયાં મૌન પાળે છે. વાત નહિ કરે, હું તો ઠરી જ ગયો.

તેમણે કાગળ–કલમ પાસે લીધાં.

મેં કહ્યું : "અમે ભારે મૂંઝવણમાં પડ્યાં છીએ, મહાત્માજી. કેટલા દિવસ થયાં બોલતા નથી ?"

મહાત્માજીએ હસીને લખ્યું : "બે મહિના થયાં બોલતો નથી. એથી માત્ર મને જ ફાયદો થાય છે એમ નથી, બીજાનું પણ કલ્યાણ જ થાય છે."

સેક્રેટરીએ લખાણ મોટેથી બધાંને વાંચી સંભળાવ્યું. આખા ખંડમાં હાસ્યના તરંગ ઊછળવા લાગ્યા.

હાસ્ય થંભ્યું ત્યારે માયાને બતાવીને મેં કહ્યું : "મારી બહેન માયા, કદાચ તમને યાદ હશે. સર સુરેન્દ્રનાથ બંદોપાધ્યાય એના સસરા થતા હતા !"

મહાત્માજીએ માથું હલાવીને લખ્યું : " તમારી બહેનને દશ મિનિટ સુધી મેં મારા ખોળામાં બેસાડી હતી — સર સુરેન્દ્રનાથ મરણ પામ્યા ત્યારે."

ત્યાર પછી તરત જ મહાત્માજીએ કાગળ ઉપર લખીને પૂછ્યું : " બુલબુલને કેમ નથી લાવ્યા ? "

કાલે લાવીશ એમ કહીને અમે ઊઠયાં.

*

બીજે દિવસે અમે બધાં જ ગયાં. મહાત્માજીને પ્રણામ કરતાં વેંત જ મહાત્માજી મારી ભાણેજ એષા તરફ જોઈ રહ્યા. મેં કહ્યું : " એને વિશે જ આપે લખ્યું હતું આપના પોસ્ટ કાર્ડમાં. એ આપને પોતાનો નાચ બતાવવાની પ્રતિજ્ઞા કરીને આવી છે."

મહાત્માજી માથું હલાવી ખૂબ હસ્યા.

મેં હસતાં હસતાં કહ્યું : " એથી આપ ખુશ થશો કે નાખુશ, મહાત્માજી ? "

મહાત્માજીએ કાગળ ઉપર લખ્યું : " ગીતાની ભાષામાં કહું તો મારે ખુશ પણ ન થવું જોઈએ અને નાખુશ પણ ન થવું જોઈએ."

મેં કહ્યું : " પણ હૃદયની ભાષામાં ? "

મહાત્માજીએ તરત જ સરસર લખ્યું : " હૃદયને ભાષા નથી હોતી, તે સીધી હૃદય સાથે જ વાત કરે છે."

*

પહેલાં ઉમાએ અને મેં ભેગું મીરાંબાઈનું " ચાકર રાખોજી " ભજન ગાયું.

ત્યાર પછી એષાએ નૃત્ય કર્યું; સાથે ઉમાએ ગાયું :

આજ સખી સુન બાજત બાઁસરિયા
નિર્મલ નીરે યમુના તીરે ગાવત સાવરિયા.
મુકુટ ઉજાલા ગલ વનમાલા ચરણન નૂપુરિયા.
વૃંદાવનમેં કુલકુંજનમેં નાચત નટવરિયા.
સુંદર શ્યામલ મરુ પથપુષ્પલ આવત નિરઝરિયા.
ચંદનગંધા નંદનછંદા પ્રેમી-મન હરિયા.

*

વિદાય લેતી વખતે મહાત્માજીએ કાગળ પર લખ્યું : "તમે શું એવું ઇચ્છો છો કે હું તમને 'ખૂબ આભાર થયો' એમ કહું? એ એટલું તો હસવા જેવું લાગે છે! છતાં જો તમારે હસવા જેવું જ જોઈતું હોય તો લો."

ઓરડામાંનાં બધાં પાછાં હસી પડયાં.

When you do laugh, each teardewed petal swings
With the far sky-radiant lilt : your magic heart
To our earth-caged life would ever impart
Love's limpid light : soul's vision of ærial wings.

જ્યારે હસે તું—શિશિરાશ્રુભીની
પ્રત્યેક જો પાંખડી દોલી ઊઠે
સુદૂર આકાશ-પ્રકાશ-છંદે.
જાદુઈ આ અંતર તારું આણે
પૃથ્વી તણા પિંજરમાં પડેલા
પ્રાણો વિશે પ્રેમ-પ્રકાશ સ્વચ્છ :
આત્મા તણું સ્વપ્ન—અનંત કેરી
પાંખો તણો દો ઝણકાર ઘેરો.

*

# બર્ટ્રાન્ડ રસેલ

આપણે એવું જગત રચવાની ઇચ્છા રાખવી જોઈએ જેમાં સર્જનશક્તિ જીવન્ત હોય, જીવન આશા અને આનંદથી ભરેલા સાહસસમું હોય – જ્યાં આપણામાં કંઈક નવું રચવાની ઇચ્છા જાગે, નહિ કે જે હોય તેને વળગીને બેસી રહેવાની અથવા જે બીજાનું હોય તે ખૂંચવી લેવાની – તે જગતમાં પ્રેમની લીલા મુક્ત હશે, ત્યાં પ્રેમમાં બીજા ઉપર અધિકાર જમાવવાની વૃત્તિ નહિ હોય, ત્યાં સુખના પ્રભાવથી ક્રૂરતા અને ઈર્ષ્યા રહ્યાં જ નહિ હોય, અને પ્રાણને જગાડનારી પ્રવૃત્તિઓના વિકાસથી જીવન આંતર આનંદથી છલકાઈ જતું હશે. આવું જગત બેશક રચી શકાય – કેવળ એને રચવાની ઇચ્છાવાળા માણસોની જ ખોટી છે.

—રસેલ

**સ્વીઝર્લાંડમાં** લુગાનો શહેરમાં ૧૯૨૨ના ઑગસ્ટ મહિનામાં મારી પહેલી મુલાકાત થઈ. અમે એક જ હોટેલમાં હતા—ભોજનના ટેબલ પર, ફરવામાં, વ્યાખ્યાનોમાં હું તેમની સાથે અનેક રીતે સંસર્ગમાં આવતો હતો. કેટલાક દિવસ પછી મેં તેમની સલાહ માગતો એક પત્ર લખ્યો. મારો પ્રશ્ન આ હતો :

હિન્દુસ્તાન જેવા દેશમાં સંગીતનું અનુશીલન મારે માટે ઇચ્છવાયોગ્ય ખરું કે નહિ ? જે દેશના મોટા ભાગના લોકો પરાધીનતામાં અનેકવિધ દુઃખદૈન્યને લીધે જર્જરિત થઈ ગયેલા છે, ત્યાં

કલાનુશીલન જેવા શોખનું સમર્થન કરી શકાય કે નહિ? એ સંબંધે ટૉલસ્ટૉયની કલાવિરાગની દલીલો પણ મેં ઉતારી હતી.

જવાબમાં રસેલે લખ્યું :

“તમારા પ્રશ્નનો જવાબ આપવા હું યથાસાધ્ય પ્રયત્ન કરીશ. મેં એ વિષયનો ઓછો વિચાર કર્યો નથી.

બધી બાજુનો વિચાર કરતાં મને લાગે છે કે હું જો તમારી જગ્યાએ હોત તો હું સંગીતમાં જ મારું જીવન નિયોજત — રાષ્ટ્રને માત્ર તેટલો જ સમય આપત જેટલો સંગીતને આપ્યા પછી પણ આપી શકાય. મને લાગતું નથી કે જો આપણે આપણા સ્વભાવનું વધારે પડતું ઉલ્લંઘન કરીએ તો એકંદરે આપણે ઝાઝું કામ કરી શકીએ. મેં ઘણી વાર જોયું છે કે જેઓ પોતાના સ્વભાવની કોઈ ખૂબ પ્રબળ અને મૂલગત આકાંક્ષાનું બીજી કોઈ ઉચ્ચ આશાને ચરણે બલિદાન દે છે, તેઓ છેવટ જતાં એવા તો મતાંધ અને ક્રૂર બની જાય છે કે તેમને હાથે ભલા કરતાં બૂરું જ વધારે થાય છે. મેં પોતે તો પોતાની જાત સાથે એક સમાધાન જેવું કરી લીધેલું છે : મારો અર્ધોક સમય હું રાજનીતિ, સમાજનીતિ વગેરેને આપું છું — બાકીનો અર્ધો મારી પ્રકૃતિને ગમતા વિચારના કામને આપું છું.

એ ઉપરાંત બીજી પણ એક દષ્ટિએ આનો વિચાર કરી જુઓ. ધારો કે થોડા સમય પછી હિન્દુસ્તાન સ્વતંત્ર થયું. તમે એવું તો ઇચ્છો છો ને કે તે સ્વતંત્ર ભારતમાં એવા લોકો પણ હોય જેઓ એક અનુપમ સભ્યતા અને સંસ્કૃતિ ખડી કરે? પણ એ કોણ ખડી કરશે જો રાજકારણ સિવાયની બીજી સાધનાઓમાં જેઓ મોટા સાધક થઈ શકે એમ હતા, એમણે ત્યાર પહેલાં જ પોતાની પ્રતિભાને અનાદરથી સૂકવી નાખી હોય?

પ્રશ્ન આખરે તો તમારી પોતાની રુચિ ઉપર અને વલણ ઉપર જ આધાર રાખે છે. સંગીતપ્રેમ એ જો તમારા જીવનની સૌથી

મોટી વસ્તુ હોય તો તમારે તે તરફ જ જવું જોઈએ. પણ જો તમને એમ લાગતું હોય કે રાજકારણ તમને સંગીતની ખોટ લાગવા નહિ દે તો જુદી વાત. તમારા વિના બીજો કોઈ આ અંતિમ પ્રશ્નનો જવાબ આપી નહિ શકે. હું તો માત્ર એટલું કહી શકું કે આ છેલ્લા પ્રશ્નનો ઉત્તર નક્કી થયા પછી શી રીતે કામ કરવું.

તમારા પક્ષમાં તમે જે બધી દલીલો કરી છે તે બધી જ વિચારવા જેવી છે. તો પણ બધો વિચાર કર્યા પછી મને જે લાગ્યું તે લખ્યું છે. એ જ.

બર્ટ્રાન્ડ રસેલ"

ત્યાર પછી હું ૧૯૨૨ના અંતમાં હિન્દુસ્તાન પાછો આવ્યો. વચમાં વચમાં તેમને પત્ર લખતો — સૌજન્યસુંદર રસેલ જવાબ દેતા પોતાની સ્વભાવસિદ્ધ પ્રાસાદિક ભાષામાં. ૧૯૨૭માં મને અમેરિકાથી અને વિયેનાથી આમંત્રણ મળ્યાં એટલે મેં ઇંગ્લંડ થઈને જવાનું નક્કી કર્યું—ખાસ કરીને રસેલને મળવા ખાતર જ; કારણ કે મેં સાંભળ્યું હતું કે તેઓ પણ અમેરિકા જવાના છે. (મારું અમેરિકા જવાનું બન્યું નહોતું, કારણ અશાંતિમય યુરોપમાં એ વખતે મને બિલકુલ ગમ્યું નહિ.) લંડન પહોંચ્યા પછી મેં સાંભળ્યું કે તેઓ કૉર્નવાલમાં એક કુટિરમાં રહે છે. તેમને લખતાં જ તેમણે મને ત્યાં સાદર નોતર્યો. તેમના મુકામની પાસે એક ગ્રામ ધર્મશાળામાં હું ત્રણ દિવસ રહ્યો હતો. રોજ જ તેમની પાસે જતો. જે જે વાતચીત થતી તે રોજ રોજ લખી રાખતો. લંડન પાછા ફર્યા પછી તે બધી ટાઈપ કરી તેમને મોકલી આપી અને પ્રગટ કરવાની રજા માગી. તેમણે ખૂબ સામાન્ય સુધારા કરી તે બધી પાછી મોકલી અને રજા પણ આપી. અહીં બેશક તેનો બંગાળી અનુવાદ જ આપવામાં આવ્યો છે.

૨૬-૬-૨૭.

રસેલે પોતે આવીને બારણું ઊઘાડ્યું અને નિર્મલ હાસ્યથી તેમનું મુખ અને આંખ પ્રકાશી ઊઠ્યાં. તે જ પરિચિત તીક્ષ્ણ દૃષ્ટિ—છતાં કોઈ એક પ્રકારના કારુણ્યથી મધુર સ્નિગ્ધ!...

ઓરડામાં લઈ જઈને મને બેસાડ્યો.

ચારે કોર પુસ્તકો વગેરે પડ્યું હતું.

"ખૂબ કામમાં છો હમણાં?"

"હા, અહીં હું કંઈ રજા ભોગવવા નથી આવતો—લંડનમાં જે કામો અધૂરાં રહે છે તે પૂરાં કરવા આવું છું. એટલે લંડનમાં હોત તો હું તમને વધારે વખત આપી શકત, છતાં આશા રાખું છું કે તમે સમજી શકશો કે—"

"આપના જેવા માણસનો વખત સહેજ પણ લેતાં મનમાં ખૂબ સંકોચ થાય છે. મને આપ રોજ ત્રણ ચાર કલાક આપની સાથે વાતચીત કરવા આપ્યા છે એ જ મને ઓછો લાભ છે? મને તો એથી જ સંકોચ થાય છે."

"ના ના, સંકોચનું કારણ નથી. હું હજી થોડો વધારે વખત બહારના લોકોને આપી શકત, કદાચ જો મારે જુદા જુદા લોકોને પત્રો ન લખવાના હોત તો."

"આપ ખૂબ પત્રો લખતા હશો?"

"જાત જાતના પત્રો લખવા પડે છે."

"રોજ કેટલા?"

"રોજના સરેરાશ ૭ સાત લાંબા પત્રો લખવા પડે છે. તે ઉપરાંત અઠવાડિયામાં એક દહાડો હું કેવળ પત્રો લખવામાં જ ગાળું છું. તે દિવસે ઓછામાં ઓછા ત્રીસ પાંત્રીસ તો ખરા જ."

" ઓ બાપ રે ! થાક નથી લાગતો ? "

" લાગે તોયે ઉપાય શો ? "

" એક સેક્રેટરી શું કરવા નથી રાખતા ? વેલ્સ, શૉ—"

" તેમનાં પુસ્તકનું વેચાણ કેટલું. વેલ્સની એક ચોપડીની લાખો નકલો ખપે."

" અને તમારી ? "

રસેલ જરા હસ્યા : " મારી ? મારી કેળવણી ઉપરની ચોપડી આજ સુધીમાં સૌથી વધારે ખપી છે, પણ ઇંગ્લંડમાં બધી મળીને ૩૦૦૦—૪૦૦૦થી વધારે ખપી નથી. મારી બધી ચોપડીઓ મળીને જે આવક થાય છે તેથી માત્ર મને ખાવા પહેરવા પૂરતું મળી રહે છે."

મને નવાઈ લાગી : " પણ મિસ્ટર રસેલ, યુરોપમાં આપના ગુણજ્ઞો (admirer) એટલા બધા છે —"

રસેલ હસીને બોલ્યા : " True, only their admiration does not come to seven and six. ખરું, માત્ર તેમની ગુણજ્ઞતા સાત છએ પહોંચતી નથી. ( રસેલની ચોપડીની કિંમત સાધારણ રીતે સાત શિલિંગ છ પેન્સ હોય છે. )

" તો પછી આપ જે છોકરાઓ માટે શાળા ચલાવો છો તેનાં નાણાં — "

" તેટલા માટે જ તો હું અમેરિકા જાઉં છું — ભાષણો વગેરે કરી કંઈક નાણાં મેળવવા."*

---

* અમેરિકાથી આવેલા એક મિત્ર પાસેથી સાંભળ્યું છે કે રસેલના આ વ્યાખ્યાનપ્રવાસને આશાતીત સફળતા મળી હતી. ચાર પાંચ મહિનામાં તેમને અઢી લાખ ડોલર મળ્યા હતા.

"આપના કેળવણીના પુસ્તકમાં આપે મિસ મૅકમિલનની એક શાળાનાં ખૂબ વખાણ કર્યાં છે, નહિ?"

"હા."

"આપની શાળા શું તે પદ્ધતિએ ચલાવશો?"

"ના. કારણ જોકે તે શાળા ખૂબ સારી છે ખરી, પણ તે જાતની શાળા મધ્યમ વર્ગનાં બાળકોને ઉપયોગી ન કહેવાય. કારણ એવી નર્સરી સ્કૂલ ખરું જોતાં મજૂરોને માટે જ હોય છે."

"અને — આપની શાળા?"

"મારી શાળા એવા લોકો માટે છે જેઓ પોતાનાં બાળકોની કેળવણીનો ભાર ઉપાડી શકે."

"આપ શું એમ માનો છો કે શાળાઓને આમ જુદી પાડવી યોગ્ય છે — મધ્યમ વર્ગને માટે એક વ્યવસ્થા અને ગરીબોને માટે એક વ્યવસ્થા?"

"ના, હું માનતો નથી, પણ વાત એમ છે કે પ્રાથમિક શાળા ચલાવવામાં એટલો બધો ખર્ચ હોય છે કે કેવળ સરકાર જ એ ભાર લઈ શકે. કંઈ નહિ તોયે મારા જેવા સામાન્ય સ્થિતિના માણસને માટે તો એ અશક્ય જ છે."

"કેમ, એવી શાળાની આવકમાંથી શું શાળા ન ચાલે?"

"જો ગરીબોને માટે શાળા હોય તો ન ચાલે, એથી જ નિયમ કંઈક આવો કરવો પડે છે કે જો તમે ધનવાન ન હો તો શાળા ધનવાનોને જ માટે ચલાવવી પડે."

એમ બોલીને રસેલ હસવા લાગ્યા. પોતાનો વિનોદ તેઓ પોતે ઓછો નથી માણતા.

હાસ્ય બંધ પડતાં મેં પૂછ્યું : "એટલે તમે નાણાં ભેગાં કરવા અમેરિકા જતા હશો ?"

"હા. નહિ તો તે દેશમાં જવાની કોને ઇચ્છા થાય ?"

"પણ સરકારની મદદ વિના શું ગરીબોની શાળા ચલાવી જ ન શકાય ? ધારો કે તમે બે ચાર ધનવાનોને પકડી શકયા, જેઓ આવાં સારાં કાર્યોમાં નાણાં આપવા રાજી હોય ?"

"પણ બધી મુશ્કેલી અહીં જ છે. જો તમે ધનવાનો પાસે હાથ ધરો તો તેઓની જાત જાતની શરતો તમારે સ્વીકારવી જ પડે. અર્થાત્ કઈ પદ્ધતિએ શાળા ચલાવવી તે વિષે પણ તેઓ અનધિકાર ચર્ચા કરવાના જ, અને તેઓ શું માગશે એ તો તમે સમજો જ છો."

"પણ તેઓ સારી વસ્તુ પણ ન માગે એવું થોડું જ છે ?"

રસેલ કૃત્રિમ ગાંભીર્ય ધારણ કરીને બોલ્યા : "હું તમને એ વાતની ખાતરી આપી શકું એમ છું કે ધનવાનો ગમે તે કેમ ન માગે, તેઓ સારી વસ્તુ માગવાના નથી."

અમે હસી પડ્યા.

રસેલ બોલ્યા : "તે ઉપરાંત ધનવાન લોકો મારા પર ઉપકાર કરવા માટે પોતાના ધનની થેલી શું કરવા ખાલવે — જો હું તેમની હૃદયહીનતા અને પાશવિકતા સંબંધે કદી મારું વાક્‌મધુ ઝરાવતો ન હોઉં તો !"

ફરી વાર હાસ્ય ગાજી ઊઠ્યું.

મેં કહ્યું : "વેલ્સની 'ધી અનડાઇંગ ફાયર' ચોપડીમાં તેમણે પણ લખ્યું છે કે ધનવાનો નાણાં આપીને મદદ કરવા આવીને શિક્ષણ પદ્ધતિમાં એટલું માથું મારે છે કે કોઈ પણ પ્રકારની સારી પ્રગતિ મુશ્કેલ થઈ પડે છે."

"એટલે હવે તમે સમજ્યા ને કે તેમની પાસેથી મૌખિક સિવાયની બીજી કશી મદદની આશા રાખવી એ કેવી વિડંબના છે ! આથી શિક્ષણપદ્ધતિમાં સુધારા કરવા હોય તો સરકારની પ્રતિકૂળતા સામે ઝઘડ્યા વિના બીજો ઉપાય જ નથી. એ તો તો જ સંભવિત બને જો આપણે લોકમતને મજબૂત બનાવીએ."

મેં હસીને કહ્યું : "માનવ-પ્રકૃતિ વિષે આપની શ્રદ્ધા બહુ આશાપ્રદ લાગતી નથી, મિસ્ટર રસેલ. આપના 'ચીનની સમસ્યા' નામના પુસ્તકમાં પણ આપે એક જગ્યાએ એવા જ શબ્દો ચીના વિષે લખ્યા છે કે 'They have touching belief in the efficacy of moral force' (આત્મબળની અસરકારકતામાં તેમને એટલો બધો વિશ્વાસ છે કે આપણને દયા આવે.) બીજે એક ઠેકાણે તમે લખ્યું છે કે 'Human nature in the mass does as much good as it must and as much evil as it dares'." (સાધારણ માણસોનો સ્વભાવ જ એવો છે કે તેઓ બને એટલું ખરાબ કરે છે અને ન છૂટકે કરવું પડે એટલું જ સારું કરે છે.)

"મેં Human nature in nations લખ્યું છે, ખરું ?"

"ના, આપે Human nature in the mass લખ્યું છે — મને જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી તો એમ જ છે."

રસેલ માત્ર જરા હસ્યા.

મેં કહ્યું : "પરંતુ માનવ-પ્રકૃતિનું મૂળ વલણ સારા પ્રત્યે છે એમ આપ માનતા જ ન હો તો સામાજિક સુધારો ઇચ્છવાથીયે શું, અને શિક્ષણને પરિણામે માણસને ઉન્નત બનાવવાની આશાનો પણ પાયો ક્યાં ?"

"વાત એમ છે — મને એમ લાગે છે કે માનવ-પ્રકૃતિની મૂળ વૃત્તિને ખરું જોતાં સારી પણ ન કહી શકાય અને ખરાબ પણ ન કહી શકાય. માણસને જીવવા માટે અહંકારી અને સ્વાર્થી થવું જ પડે છે. પરિણામે તેને એવી કેટલીક નીતિનો આશ્રય લેવો પડે છે જે નીતિને પરિણામે તેના જીવવાનો સંભવ વધે. સમાજ અથવા શિક્ષણના સુધારા જો આ સ્થૂળ નીતિના વિરોધી ન હોય તો લોકમત દ્વારા થોડું કામ કરાવી લઈ શકાય. એટલું જ."

ભોજનનો ઘંટ પડ્યો.

રસેલ મારે ડાબે હાથે બેઠા, તેમનો પાંચ છ વરસનો પુત્ર જૉન જમણે હાથે, તેમની સ્ત્રી, મિસિસ ડૉરા રસેલ જૉનની પાસે, ત્રણ વરસની પુત્રી કેટ મારી સામે, તેની પાસે એ લોકોની ગવર્નેસ — એક તેવીસ ચોવીસ વર્ષની ફ્રેન્ચ તન્વી.

રસેલે બધાંની સાથે મારું ઓળખાણ કરાવ્યું. વિધિપૂર્વક કરમર્દન થઈ ગયા પછી જૉનને કહ્યું: "મિસ્ટર રાય — ઇન્ડિયન ગૃહસ્થ, જૉની."

જૉને જે રીતે મારા તરફ જોયું તેમાં બીજું ગમે તે હો, 'આવો બેસો' જેવો કોઈ ભાવ લગારે નહોતો એમ હું જોરપૂર્વક કહી શકું છું.

મેં તેનો ઉદ્વેગ દૂર કરવા માટે એકદમ કહ્યું: "ઇન્ડિયા વિષે કંઈ જાણો છો કે?"

જૉન એકદમ બોલી ઊઠ્યો: "જાણું છુંસ્તો. જુઓ ને મારા માથા પર કેવું સુંદર એક પીંછું ઝગક ઝગક થાય છે— રેડ ઇન્ડિયનો —"

રસેલ બોલ્યા: "તારી જરા ભૂલ થઈ, જૉન. માથામાં પીંછાં પહેરે છે તે લોકો તો રેડ ઇન્ડિયન. મિસ્ટર રાય તે લોકોના

દેશમાંથી નથી આવતા, એઓ તો આવે છે એશિયા ખંડમાંથી. જેમની પેઠે તેં પીછું પહેર્યું છે તે લોકો તો અમેરિકામાં રહે છે, સમજ્યો ?"

જોન સંદિગ્ધ વિરોધના સૂરમાં બોલ્યો : "પણ રેડ ઇન્ડિયનો શું કામ અમેરિકામાં રહે ? તેમણે તો ઇન્ડિયામાં જ રહેવું જોઈએ!"

તેની દલીલની સત્યતા સ્વીકારીને રસેલ હસીને બોલ્યા : "તારો વાંધો યોગ્ય છે એમાં શક નહિ, પરંતુ વાતનો બીજી દૃષ્ટિએ પણ વિચાર થઈ શકે એમ છે. તું જોતો કેમ નથી — મિસ્ટર રાયને કંઈ 'રેડ' કરી શકાય એમ નથી? તો પછી તેઓ રેડ ઇન્ડિયન શા રીતે હોઈ શકે?"

તર્કશાસ્ત્રના નિયમો પ્રત્યે સંપૂર્ણ ઔદાસીન્ય બતાવી જોન બોલ્યો: "પણ હું કહી મૂકું છું કે હું રેડ ઇન્ડિયન થઈશ, હું મારો પેલો કાળો ભૂત જેવો ડગલો પહેરી એમનું ખૂન કરીશ."

બોલતાં બોલતાં જોનનું મોં ખૂબ રુઆબદાર બની ગયું.

રસેલ મારા તરફ જોઈને હસતે મોઢે બોલ્યા : "છોકરાંને શાંતિપ્રિય કહેવાય એમ નથી, કહેવાય કંઈ?"

મેં કહ્યું : "ના, પણ શા માટે એમને શાંતિ ગમતી નથી એ વિશે મને કોઈ કોઈ વાર વિચાર આવે છે."

રસેલ બોલ્યા : "યુદ્ધ અને ખૂનરેજીના સંસ્કાર યુગ યુગ થયાં આપણા લોહીમાં અને મજ્જામાં વ્યાપી ગયેલા છે ને."

"પણ બાળપણથી પ્રયત્ન કરીએ તો બાળકોનાં મનમાં યુદ્ધના સંસ્કારને બદલે શાંતિપ્રેમનાં બીજ રોપી ન શકાય?"

રસેલ વિચાર કરતા કરતા બોલ્યા : "કહેવું મુશ્કેલ છે. કારણ, પહેલાં તો, જુઓ ને, શાંતિના સંદેશનો પ્રચાર એ બિલકુલ નવી જ

વસ્તુ છે. તે ઉપરાંત એ વસ્તુ અનેક દૃષ્ટિએ ગૂંચવણ ભરેલી છે— જટિલ છે. એટલે સરળ બાળકોનાં મન એ જટિલતાને ઝીલવા ઇચ્છતાં નથી. પણ એટલા માટે એવું ન માનશો કે હું એમ કહેવા માગું છું કે આ બાબતમાં સફળ થવું અસંભવિત છે. પણ એ કંઈ એકાદ બે દિવસમાં થઈ જવાનું નથી—એટલું જ મારે કહેવું છે."

મિસિસ રસેલે કહ્યું: "જૉન પહેલાં આટલી બધી મારામારી કાપાકાપીની વાત નહોતો કરતો, મિસ્ટર રાય, પણ હમણાં અમારા ઘરમાં એક બોલ્શેવિસ્ટ બાળક થોડા દિવસ રહી ગયો."

"કોણ ?"

"રશિયાના Foreign charge d' Affair પરદેશમંત્રી મિસ્ટર રોસેનગોલત્સેનો છોકરો. તે અહીં રહ્યો તેટલા દિવસ તેણે કેવળ ખૂનરેજીનાં જ ગુણગાન કર્યાં કર્યાં છે."

મેં હસીને કહ્યું: "ઓ—એટલે! એ છોકરાએ જ ત્યારે તમારા શાંતિપ્રિયતાના પ્રચારકાર્યમાં વાંધો નાખ્યો લાગે છે ?"

રસેલે કહ્યું: "હાલ તરત તો નાખ્યો જ છે. તમને હું નહોતો કહેતો કે યુદ્ધની વૃત્તિ આપણા હાડમાં ઊતરી ગયેલી છે ?"

"પણ તમે તેને રોકયો કેમ નહિ ?"

"બાળકને બળજબરીએ રોકીએ તો ઘણી વાર ઊલટું પરિણામ આવે છે. નિષિદ્ધ વસ્તુને તે ભયથી દબાવી રાખે છે, જેનું પરિણામ કોઈ ને કોઈ રૂપે વેશે વધારે વિષમય થઈને માથું ઊંચકે જ છે—ક્યાંક ને ક્યાંક."

"એટલે ?"

"નિષિદ્ધ ફલ વધારે લોભનીય બની જાય છે જ."

"તો શું આપ એમ કહેવા માગો છો કે એનો કશો ઉપાય જ નથી ?"

"આવે પ્રસંગે ઘણે ભાગે બાળકને છૂટું રહેવા દેવું એ જ મને સારું લાગે છે. આથી થોડા દિવસ તો તે જરા ફૂંફાડા મારે છે—પણ પાછળથી ઉત્સાહરૂપી અગ્નિની ગરમી ન હોવાને કારણે વખત જતાં ઠંડો પડી જ જાય છે."

*

મિસિસ રસેલ જોનને અને કેટને લઈને ફરવા નીકળ્યાં. રસેલ બોલ્યા: ડોરા, તમે લોકો આગળ જાઓ, હું અને મિસ્ટર રાય પાછળથી સમુદ્રને કિનારે આવીને તમને પકડી પાડીશું."

બહાર સમુદ્રના ભેજવાળો પવન, ઝાડપાનનું ડોલન, ગ્રીષ્મનાં રૂપેરી કિરણો સાથે ભળી જવાથી એવું સુંદર લાગતું હતું !

રસેલ એક પાઈપ તાણતા તાણતા ઉતાવળા ઉતાવળા ચાલતા હતા. તેમનો દીન વેશ, સાધારણ જોડા અને મેલાં કોલર ટાઈ જોઈને આસપાસના લોકો તેમને ગામડિયા ખેડૂત જ માનતા હશે. સાચે જ તેમના ચહેરામાં અને કોર્નવાલના ગામડિયાઓના ચહેરામાં તે દિવસે મને ખૂબ મળતાપણું લાગ્યું.

આમતેમની વાતો કરતાં કરતાં મેં પૂછ્યું: "લંડનમાં પેલે દિવસે 'આર્કસ'ની ઝડતી લેવાઈ અને ત્યાર પછી ઇંગ્લંડની સાથેનો રશિયાનો રાજકીય સંબંધ તૂટ્યો એ વિષે આપને શું લાગે છે ?"

"તદ્દન બેવકૂફી કરી છે અમારા લોકોએ."

"હમણાં ચીનમાં રશિયન વિપ્લવ ચાલે છે તેની સાથે એને કંઈ સંબંધ છે કે ?"

"એમાં વળી કંઈ શક છે? રશિયા સાથે આજકાલ ઇંગ્લંડના પ્રેમનાં સૂત્ર એટલાં અળગાં થઈ ગયાં છે કે ફ્રાંસ જો યુદ્ધથી આટલું બધું ડરતું ન હોત તો એકાદ યુદ્ધ જ ફાટી નીકળત."

"એટલે?"

"પોલાંડની સાથે રશિયાને લડાવી મારવાને ઇંગ્લંડ ખાઈપીને મંડ્યું છે, અને પોલાંડને પીઠ થાબડીને કહે છે — કર હુમલો, કર હુમલો, પણ કંઈ વળતું નથી. કારણ, મુશ્કેલી એ છે કે પોલાંડે ફ્રાંસને જ પોતાની ઇષ્ટદેવી બનાવેલી છે. આ બાજુ ફ્રાંસ એવાં મોટાં યુદ્ધને માટે તૈયાર નથી. એટલે ઇંગ્લંડની શુભેચ્છા પાર પડતી નથી."

"આપની 'પ્રોસ્પેક્ટસ ઑવ ઇન્ડસ્ટ્રિયલ સિવિલાઇઝેશન' ચોપડીમાં આપે જે ભવિષ્યવાણી કરેલી છે તે ખૂબ વિચારમાં નાખી દે એવી છે."

"શી?"

"કે આ પછીનું યુદ્ધ બે ખંડો વચ્ચે જાગશે. એક બાજુ સમગ્ર પશ્ચિમ — જેના પક્ષમાં અમેરિકા પણ હશે, અને બીજી બાજુ સમગ્ર પૂર્વ — જેના પક્ષમાં રશિયા હશે. અત્યારે ચીનના વિપ્લવમાં રશિયા સામગ્રી પૂરી પાડવાનું કામ કરે છે, એ જોઈને લાગે છે કે આપની ભવિષ્યવાણી ખરી પડશે કે શું."

"માત્ર ચીનમાં જ નહિ — રશિયા હિન્દુસ્તાનને પણ મદદ કરવા એક પગે થઈ રહ્યું છે. કારણ મોટાં મોટાં રાષ્ટ્રોમાં કેવળ રશિયાનો જ હિન્દુસ્તાનને મદદ કરવામાં સ્વાર્થ રહેલો છે."

"કેમ?"

"ઇંગ્લંડને ભૂખે મારવા બોલ્શેવિક ઇમ્પીરિયાલિઝમ અને બ્રિટિશ ઇમ્પીરિયાલિઝમને સાપ નોળિયા જેવો સંબંધ છે એ કોણ નથી જાણતું?"

"બોલ્શેવિકોની પ્રવૃત્તિને ઇમ્પીરિયાલિઝમ નામ આપવું એ યોગ્ય છે, મિસ્ટર રસેલ?"

"કેમ નહિ?"

"બોલ્શેવિકોનું આ જો ઇમ્પીરિયાલિઝમ જ હોય તો પણ એની પાછળ તેઓના મોટા મોટા બેચાર આદર્શો નથી?"

રસેલ તીક્ષ્ણ હાસ્ય કરી બોલ્યા: "મોટા મોટા આદર્શ કયા ઇમ્પીરિયાલિઝમને નથી, કહો? એક પ્રજા જ્યારે બીજી પ્રજાનું ગળું પીસે છે ત્યારે પણ તે શું એમ નથી કહેતી કે તે મોટા મોટા આદર્શોને ગૂંગળાતા બચાવવા માટે જ આ કામ કરે છે?"

"પણ રશિયાને, તો પછી, સાચે જ કોઈ આદર્શ નથી? તેઓ શું બરાબર બીજા ઇમ્પીરિયાલિસ્ટિક દેશોના જેવા જ છે આ બાબતમાં?"

"બેશક, રશિયાને જરા વધુ નજીકથી જોઈને મેં શરૂઆતમાં જરા અન્યાય કર્યો હતો —"

"એમ ત્યારે. વળી રશિયન લોકો નજીકના ભવિષ્યમાં જગતના ઇતિહાસને બદલી નાખશે એમ નહિ માની શકાય! કોમ્યુનિઝમે શું ખરેખર એક નવો સંદેશ નથી આણ્યો?"

"આણ્યો છે. ખાસ કરીને નાસ્તિકતાની દીક્ષાની બાબતમાં અને પંડાપુરોહિતોની ચાલબાજીની મશ્કરી ઉડાવવાની બાબતમાં.*

* તેમના 'વ્હાઇ આઇ એમ નોટ એ ક્રિશ્ચિયન' પુસ્તકમાં રસેલે પોતાના નાસ્તિકતાવાદના સમર્થનમાં લખ્યું છે કે જગત ઉપરથી ઈશ્વર વિશે માણસ જે સિદ્ધાંત બાંધી બેસે છે તેની પાછળ હંમેશાં એક મોટી દલીલ અધ્યાહાર રહેલી હોય છે; તે એ કે આ જગતની આશ્ચર્યજનક ગઠનપદ્ધતિ [design]

પરંતુ માણસના મનની ભૂમિમાં આદર્શવાદની ખેતી કરીને તેઓ કંઈ ઝાઝો પાક પકવી શક્યા નથી, એ પણ એટલીજ સાચી વાત છે ને !"

"હજી સુધી પકવી શક્યા નથી એમ કદાચ બને, પણ તમને શું એમ નથી લાગતું કે જે બધાં બાળકોને શિક્ષણ આપવાનો ભાર તેમણે હમણાં જ હજી લીધો છે, તેઓ જ્યારે તૈયાર થશે ત્યારે કૉમ્યુનિઝમનો વિચાર સફળ થાય પણ ખરો ? કંઈ નહિ તોયે લેનિન તો એ સ્વપ્ન જ સેવતો હતો ને ?"

રસેલ વિચારમાં પડ્યા હોય એવે અવાજે બોલ્યા : "એમ કહેવું પણ કઠણ છે. વાત એમ છે કે બાળકોને કોઈ પણ એક નીતિ બળજબરીથી ગળે ઉતારવાનો પ્રયત્ન કરીએ તો ઘણે ભાગે પરિણામ ઊલટું જ આવે છે. તમે જુઓ ને, ખ્રિસ્તી ધર્મની એક મુખ્ય નીતિ વિનય અને અહિંસા છે, ખરું ને ? પણ આ જમાનામાં ખ્રિસ્તી પ્રભુઓની આધુનિક આવૃત્તિઓ જોઈને એનો ખ્યાલ પણ આવે છે ! આધુનિક ખ્રિસ્તીઓને જોઈને મેં 'વ્હાઇ આઇ એમ નોટ એ

---

જોઈને એક સર્વજ્ઞ સર્વશક્તિમાન સૃષ્ટિકર્તા વિષે શ્રદ્ધા જાગે જ છે. એ દલીલના જવાબમાં રસેલ કહે છે: ગઠનપદ્ધતિ ઉપર રચાયેલી આ દલીલને જો આપણે ઊંડા ઊતરીને તપાસીએ તો આપણને ભારે નવાઈ લાગે છે કે લોકો એવું શી રીતે માની શકે છે કે આ દુનિયામાં રહેલી બધી વસ્તુઓ — એની બધી ખામીઓ સુદ્ધાંની આ દુનિયા એ જ સર્વશક્તિમાન અને સર્વજ્ઞ ઈશ્વરની કરોડો વર્ષોની મહેનતને પરિણામે બનેલી ઉત્તમોત્તમ સૃષ્ટિ છે ? હું તો ખરેખર આ માની જ શકતો નથી. તમે શું એમ માનો છો કે તમને સર્વશક્તિમાન અને સર્વજ્ઞ બનાવવામાં આવે અને કરોડો વર્ષોનો સમય આપવામાં આવે તો તમે આ દુનિયાને સુધારીને કુ ક્લુક્સ ક્લાન, ફાસિસ્ટી અને મિ. વિન્સ્ટન ચર્ચિલ કરતાં સારી વસ્તુઓ પેદા ન કરી શકો ?"

ક્રિશ્ચિયન '* નામના વ્યાખ્યાનમાં એ વાત કહી હતી." એમ કહીને જરા હસ્યા.

મેં હસીને કહ્યું: "મેં વાંચ્યુ છે. પણ તો આપ શું એમ કહેવા માગો છો કે નીતિ વગેરે માણસના મનમાં ઠસાવવાનો પ્રયત્ન કરવાનો કંઈ અર્થ જ નથી? માણસની મૂળગત માન્યતાઓ અને શ્રદ્ધા જો સમાજ ઉપર કશી છાપ જ ન પાડતાં હોય તો પછી સમાજનો સુધારો શી રીતે થવાનો છે, તે મને કહેશો?"

"માણસની માન્યતાઓ અને શ્રદ્ધા કદી સમાજ ઉપર કોઈ પ્રકારની અસર કરતાં નથી એવું મેં ક્યાં કહ્યું છે? કેટલીક માન્યતાઓ એવી છે જેની અસર સમાજ ઉપર પડે જ છે. સેક્રામેન્ટ વગેરે સંબંધે ખૂબ વિશ્વાસ હોવાને કારણે જ તો ખ્રિસ્તીઓમાં ડાઇવોર્સના કાયદાની આટલી બધી ગાંડી કડકાઈ છે. સંતતિનિરોધની વૈજ્ઞાનિક પદ્ધતિ ઉપરની અશ્રદ્ધાના મૂળમાં પણ આવી બધી ખ્રિસ્તી માન્યતાઓ જ રહેલી છે. કેવળ શાંતિની બાબતમાં ખ્રિસ્તી નીતિનાં બીજ વંધ્ય રહ્યાં."

"આપ શું કહેવા માગો છો, જરા ખુલાસાપૂર્વક કહો તો?"

"માત્ર એ જ કે કંઈ નહિ તોયે ધર્મની બાબતમાં તો એ જ માન્યતાઓ આપણા મન ઉપર અસર કરે છે જે તદ્દન ખરાબ હોય છે."

બંને જણ હસી પડયા.

*

* એ વ્યાખ્યાનમાં રસેલે કહ્યું છે: "તમને યાદ હશે કે ઈસુએ કહેલું છે કે દુષ્ટનો વિરોધ ન કરશો, પણ જે કોઈ તમારા જમણા ગાલ ઉપર લપડાક મારે તેને તમારો ડાબો ગાલ પણ ધરજો. મને શંકા નથી કે દાખલા તરીકે આપણા આજના વડા પ્રધાન ખૂબ નિષ્ઠાવાન ખ્રિસ્તી છે, પણ હું તમને તેમના એક ગાલ ઉપર લપડાક મારવાની સલાહ નથી આપી શકતો. મને લાગે છે કે તમે જો એમ કરો તો તમને ખબર પડી જાય કે વડા પ્રધાન તો આ વચનનો આલંકારિક અર્થ જ ઈસુને ઉદ્દિષ્ટ હતો એવું માને છે."

બીજે દિવસે મિસ્ટર રસેલને મારી હોટેલમાં બપોરના ભોજન માટે મેં નોતર્યા. બરાબર એક વાગે તેઓ આવી પહોંચ્યા.

બંને જણે ગ્રામ્ય ટેબલ આગળ બેસી ખૂબ સાદું ભોજન લેવા માંડયું.

વાત વાતમાં મેં કહ્યું : "તમને ખબર છે મિસ્ટર રસેલ, કે મારી એક અંગ્રેજ મૈત્રિણીએ મને ખૂબ ચેતવી મૂકયો છે — તમારે વિશે ?"

રસેલે હસીને કહ્યું : "થિયૉસૉફિસ્ટ હશે ? આ દેશ થિયૉ-સૉફિસ્ટોથી છવાઈ જવા બેઠો છે !"

"થિયૉસૉફિસ્ટ છે કે નહિ મને ખબર નથી, પણ સ્પિરિચ્યુઆ-લિસ્ટ તો છે જ. તેઓ મને એક દિવસ ડબ્લ્યુ. ટિ. સ્ટેડની પુત્રીને ઘેર લઈ ગયાં. શા માટે ? તો કે સ્પિરિટ ફોટોગ્રાફ લેવા માટે."

"ફોટો કેવો પડયો ?"

"એ ભારે મજાની વાત છે. મને તો એક કૅમેરાની સામે બેસાડયો એક ડોસીએ. તે જ ભૂત ઉતારતી હતી. બેસાડીને એક ભજન ગાયું. ત્યાર પછી ફોટો લીધો. પ્લેટ દેખાડી. મારા માથા ઉપર એક મોટું ખૂબ ઝાંખુઝાંખું પડયું હતું. પણ જયારે ફોટો છપાયો ત્યારે જણાયું કે ચહેરો પરિચિત નહોતો. પણ મેં એક ભારે આશ્ચર્યજનક વસ્તુ જોઈ."

"શી ?"

"મારા એક સિવિલિયન વિધુર બંગાળી મિત્રની છબી મેં જોઈ મિસ સ્ટેડના સ્પિરિટ ફોટોગ્રાફીના સંગ્રહમાં. તેના માથા ઉપર

તેની મૃતપત્નીની છબી સ્પષ્ટ દેખાતી હતી. અહીં કંઈ છબી બનાવટી હોવાનો તો સંભવ હતો નહિ!"

રસેલે કહ્યું : “ પણ મુશ્કેલી એ છે કે જ્યારે જ્યારે વિશેષજ્ઞો તપાસ કરવા જાય છે ત્યારે ત્યારે ભૌતિક ઉદ્યોક્તાઓની ચાલાકી પકડાઈ જાય છે."

“પણ મિસ્ટર રસેલ, આટલું બધું કાર્ય થઈ રહ્યું છે તેનું મૂળ જ પોકળ હોય એવું માનવું જરા મુશ્કેલ નથી પડતું ?"

“ના, મૂળ જ પોલું નથી, એમાં કંઈક સત્ય છે.× પણ એટલું બધું સત્ય નથી જેટલું એ લોકો પુકારી પુકારીને છે એમ કહ્યા કરે છે."

એટલું કહીને જરા થંભીને બોલ્યા : “કંઈ નહિ તોયે એટલું તો ચોક્કસ કે આત્મા અવિનશ્વર છે, એ વસ્તુ બીજા ગમે તે ભલે સિદ્ધ કરી શકે, ભૌતિક શોધકો સિદ્ધ કરી શક્યા નથી."

એમ કહીને જરા વ્યંગમય હાસ્ય કરીને બોલ્યા : “ એક મજાની વાત સાંભળો."

“એક સ્પિરિચ્યુયાલિસ્ટે મને આડંબરપૂર્વક લખ્યું હતું કે બ્રહ્માંડમાં એવો કોઈ પ્રશ્ન મારે પૂછવાનો હોય જેનો ઉત્તર મારે જોઈતો હોય તો તે પ્રશ્ન તેમના વાહન ભૂતપ્રવરને એક વાર જણાવવાની જ વાર. મેં શક્તિ ( energy ) વિષે એક વૈજ્ઞાનિક પ્રશ્ન પુછાવ્યો. ભૂતપ્રવરે પણ બેશક ભારે વાગાડંબરથી જવાબ દીધો. પણ પરિણામે કોઈનુંયે જ્ઞાન એક રતિભાર પણ વધ્યું નહિ. મેં

---

× ભૌતિક શોધખોળ વિષે રસેલે પોતાના “ What I believe" (મારી માન્યતા)માં હમણાં લખ્યું છે કે હા, શોધખોળ વૈજ્ઞાનિક પદ્ધતિએ થાય છે ખરી, પરંતુ દેહના લય પછી આત્મા રહે છે એ વિષે કોઈ અકાટ્ય પ્રમાણ મળ્યું નથી. પાંચ વરસ પહેલાં લુગાનોમાં આ રસેલે જ મને કહ્યું હતું કે ભૌતિક સંશોધનની એક પણ વાત હું માનતો નથી.

તેમને લખ્યું કે ભૂતપ્રવર બીજા ગમે તે વિષયમાં પારદર્શી ભલે હોય, વિજ્ઞાનનો કક્કો પણ તેમને આવડતો નથી એ વાત નક્કી છે."

હાસ્ય થંભ્યા પછી હું બોલ્યો : "પણ આપ તો પછી એમ કહેવા માંગો છો કે આપણા મૃત્યુ પછી આપણા ચૈતન્યનું કશું ચિહ્ન જ રહેતું નથી ?"

"ચિહ્ન રહે છે એમ કહેવાના પક્ષમાં લેશ પણ પુરાવો મળતો નથી, હું શું કરુ, કહો ?"

"પણ કોઈ જો એમ કહે કે રહે છે તો તેના તે વચનને અપ્રમાણિત પણ કરી શકાતું નથી."

"કબૂલ. પણ તેથી શું ? વાત એમ છે કે તમે જીવનમાં તર્કવાદી થવા માગો છો કે નથી માગતા ? જો થવા માગતા હો તો કંઈ પણ માનવા પહેલાં તેની તરફેણમાં તમારે યુક્તિ શોધવી જ પડશે. એટલે હવે જુઓ, કે આત્માની અવિનશ્વરતા જેઓ પહેલેથી જ માની લે છે તેઓને અતર્કવાદી સિવાય બીજું નામ જ આપી ન શકાય. આવી માન્યતાને ઘણે ભાગે ઘોડદોડનો ધંધો કરનારના જેવી કહેવાય, જે શરત મારીને કહે છે કે મારો ઘોડો જ જીતશે."

"પણ આપ તો પછી સાચે જ એમ કહેવા માગો છો કે માણસની આટઆટલી સિદ્ધિઓ, ચિંતા, કલ્પના, સ્વપ્ન, આકાંક્ષા બધાંને અંતે એક વિરાટ નાસ્તિ મોં ફાડીને ઊભી છે ?"

"એ શું અસંભવિત છે ? એક ફૂટબોલ દળ દલબદ્ધ થઈને અનેક જાતની આશ્ચર્યજનક સિદ્ધિઓ મેળવે છે. પણ તેથી કાંઈ દળ જ્યારે તૂટી જાય છે ત્યારે માત્ર તે સિદ્ધિને જોરે તેને જીવતું રાખી શકાતું નથી, રખાય ?"

"પણ જ્યારે કોઈ જાતનું પ્રત્યક્ષ પ્રમાણ નથી કે આપણા મૃત્યુ સાથે સાથે જ આપણું ચૈતન્ય લોપ પામે છે—"

"પ્રત્યક્ષ પ્રમાણુ મળતું નથી એ ખરું—પરંતુ સંભાવના એ જ વધારે છે. કારણુ કે કંઈ નહિ તોયે આજ સુધી તો દેહની મદદ વિના મન કદી પ્રગટ થતું જોવામાં આવ્યું નથી. એટલે જ દેહ જતાં મન પણુ જાય એવો સંભવ જ પંદર આની ગણાય, એમ માનવું અસંભવિત છે શું?"

"દેહ વિના મન પ્રગટ થઈ શકે એવી કોઈ રીત જ ન હોય, તો પછી આપ ટેલિપથીનો શો ખુલાસો કરો છો?"

"ટેલિપથી પણુ કોઈ પ્રકારનો દૈહિક વ્યાપાર હોય — માત્ર આજ સુધી કદાચ આપણે શોધી નહિ શક્યા હોઈએ કે કઈ પદ્ધતિએ તે ચાલે છે. જેમ કે બેતાર સંદેશવાહક — વાયરલેસ."

"પણુ ક્યાંય કશું છે જ નહિ, એવી કલ્પના કરવી સારી લાગે છે!"

"ચિરકાળ જીવતાં રહેવાનું છે એવી કલ્પનામાં પણુ શું ધૂળ સારું લાગે છે?"

જરા નવાઈ પામીને હું બોલ્યો : "કેમ મિસ્ટર રસેલ? જીવન શું આપને સારું લાગતું નથી?"

"એ મારા મિજાજ ઉપર આધાર રાખે છે. કોઈ કોઈ વાર જીવન ખરાબ લાગતું નથી. તેમ ઘણી વાર એમ પણુ લાગે છે કે જીવનમાં કંઈ સુખ નથી. આ કોના જેવું છે? ખાવાના જેવું છે. જ્યારે પેટમાં આગ લાગે છે ત્યારે ખાવાના જેવું સુખ ભાગ્યે જ બીજું હોય છે, પણુ પેટ ભરીને ખાઈ લીધા પછી ખાવાનું જોઈને પણુ અકળામણુ થાય છે. જીવન વિષે પણુ એમ જ છે. કોઈ વાર ગમે છે કોઈ વાર નથી ગમતું — પણુ ના. સાંભળો, આ ચર્ચાનો જ કંઈ અર્થ નથી, કારણુ કે સૃષ્ટિલીલા આપણી ઇચ્છા-અનિચ્છાની કશી પરવા રાખે છે એમ માનવું એ કેવળ અયૌક્તિક છે, કારણુ—

હમણાં જ મેં કહ્યું ને કે — એવું માનવાના પક્ષમાં કોઈપ્રકારનું પ્રમાણ જ મળતું નથી. આથી જીવનનો વિચાર કરતી વખતે આપણા શુભાશુભ અને ઇચ્છા–અનિચ્છાની કલ્પનાને બાજુએ રાખી આગળ વધવું એ જ સાચા પૌરુષની નિશાની છે. પોતાની ઇચ્છા અનિચ્છાનાં ચશ્માામાંથી જીવનને જોવા જતાં સાચા ઈશ્વર ઢંકાઈ જશે. કંઈ નહિ તોયે આજ સુધી આપણી જે કંઈ સાચી પ્રગતિ થઈ છે, જીવનને અને પ્રકૃતિને સમજવામાં આપણે જે કંઈ આગળ વધ્યા છીએ, તે જીવનને નિરપેક્ષભાવે આવેગહીન વિશ્લેષણ અને પ્રયોગના પ્રકાશમાં સમજવાનો પ્રયત્ન કર્યો તેને પરિણામે જ થઈ શક્યું છે. આથી મને લાગે છે કે કેવળ નિરપેક્ષ આવેગહીન અનુસંધિત્સા દ્વારા જ આપણે સત્યને વધારે ગાઢ રીતે પામી શકીશું. અને એટલે જ તો મને ધર્મ ઉપર કંટાળો છે. ધર્મે આપણને શીખવ્યું છે જીવનને ઊલટું સમજતાં, કારણ, ધર્મ એટલે જ જીવનને પોતાની વ્યક્તિગત ઇચ્છા–અનિચ્છા, કામના–વાસના, શુભ–અશુભની કલ્પના-દ્વારા સમજવાનો પ્રયત્ન, જોવાનો પ્રયત્ન, પારખવાનો પ્રયત્ન. એટલે જ તો જેમ જેમ ધર્મ વધ્યો તેમ તેમ માણસની સંપત્તિ ઘટી."

"આપ શું સાચેસાચ એમ કહેવા માંગો છો કે ધર્મ પ્રવર્તમાન થયો તે પહેલાં માણસની સ્થિતિ સારી હતી ?"

"ઘણી બાબતમાં હતી જ વળી."

"કઈ બાબતમાં ?"

"જંગલી માણસ તેના પોતાના પરિવારને, સ્વજાતિના ગોત્રને, અને બહારની પ્રકૃતિને પોતાના આવેગો અને ઇચ્છાના રંગથી રંગ્યા વિના જોવા ઇચ્છતો. પણ ધર્મે તેને શીખવ્યું — હંમેશાં પોતામાં જ મસ્ત રહેવાનું. પરિણામે માણસ ધીમે ધીમે આત્મકેન્દ્ર બની ગયો — સ્વાર્થપર થઈ ગયો.

"શું કહો છો! બુદ્ધ લો. તેમણે કંઈ માણસને આત્મકેન્દ્ર બનવાનું શીખવ્યું નથી?"

"ધર્મજગતના બધા બાસીઓમાંથી મને એકમાત્ર બુદ્ધ જ ગમે છે."

જરા વાર થોભીને: "ખરેખર, તેમના પોતાના જે ઉપદેશો વગેરે છે તેમાં વાંધો લેવા જેવું મને ઝાઝું મળતું નથી. બેશક તેમની નીતિ વિશે તેમના શિષ્યો વગેરે જે કહી ગયા છે તે જવા દઈએ તો — કારણ, તેમણે ઘણી નકામી વાતો કહી છે."

"બુદ્ધના સંદેશમાં વાંધો લેવા જેવું આપને કંઈ લાગતું નથી? — તો તેમના પુનર્જન્મવાદ અને પૂર્વસંસ્કાર વિષે આપ શું કહો છો?"

"તમારી ભૂલ થાય છે. પુનર્જન્મવાદનો બુદ્ધે પોતે પ્રચાર કર્યો નહોતો, તેમના શિષ્યોએ કર્યો છે. તેમની છેવટની ઘડીએ જ્યારે તેમના શિષ્યોએ એવી વાત ફેલાવી કે તેમનો દેહ ગયા પછી પણ તેમનો આત્મા કાયમ રહેશે ત્યારે પણ તેઓ હસ્યા હતા."

"ઈસુ સંબંધે આપને શો વાંધો છે?"

"પહેલું તો નરક અને નરકાગ્નિ સંબંધેની તેમની વાતો.* બીજું, બધા જ પ્રકારના દૈહિક આનંદ પ્રત્યે તેમનો અયોગ્ય વિરાગ."

* તેમના 'વ્હાઇ આઇ એમ નૉટ એ ક્રિશ્ચિયન' પુસ્તકમાં રસેલે લખ્યું છે કે જગતમાં અનામી ભયને કારણે માણસમાં અશાંતિ અને દુઃખ ઓછાં વધ્યાં નથી આથી જીવનમાં નરકના ભય જેવા મિથ્યા અને નિષ્ઠુર ભયનો ઉમેરો કરી ઈસુએ જે અપરાધ કર્યો છે, તેની ક્ષમા આપવી મુશ્કેલ છે. રસેલે વધારામાં કહ્યું છે કે જ્ઞાન અને સાધુપણાની બાબતમાં તથા સામા પક્ષના માણસો પ્રત્યે સમભાવની બાબતમાં પણ ઈસુ બુદ્ધ કે સોક્રેટિસના જેવા મહાન નહોતા.

"જેમ કે?"

"જેમ કે, તેમણે એમ કહ્યું છે કે જે કોઈ સ્ત્રીને વાસનાભરી નજરે જોશે તેણે તેની સાથે વ્યભિચાર કર્યો છે એમ માનવું. પણ સ્ત્રીને વાસનાભરી નજરે કેમ ન જોવી, એ બાબત તેમણે કશી દલીલ જ આપી નથી."

અમે હસી પડયા.

થોડી વાર ઇધર ઉધરની વાતો કરી અમે ફરવા બહાર નીકળ્યા. ત્યારે સૂર્ય બહાર ખૂબ પ્રકાશિત થયો હતો. રસેલ હસીને બોલ્યા : "બહાર તડકો પડ્યો હોય ત્યારે ઘરમાં બેસી રહેવું મુશ્કેલ થાય છે, નહિ?"

*

રસ્તે ચાલતાં ચાલતાં મેં રસેલને પૂછ્યું: "સહેજ પહેલાં જીવનમાં સંયમ અને વૈરાગ્ય (asceticism) વિશે આપે વાંધો લીધો, પણ તમને એમ નથી લાગતું કે જીવનમાં એ બધાંનુંયે મૂલ્ય હોઈ પણ શકે?"

"એટલે?"

"આજકાલ તો કેટલાક માનસશાસ્ત્રીઓ અને વિચારકો સ્પષ્ટ જ કહે છે કે યૌન આકાંક્ષાને જરા બીજે માર્ગે ન ચડાવીએ (sublimation) તો જીવનમાં સૌંદર્ય-સૃષ્ટિના ખાતામાં જમા બાજુએ બહુ નહિ રહે * એટલે ભોગને મહત્ત્વ આપતાં આખરે શ્રીહીનતાનું દુર્ભાગ્ય જ આપણે ભાગે રહેશે."

* પણ વેલ્સે પોતાના 'વર્લ્ડ' ઑવ વિલિયમ ક્લિસોલ્ડ'માં આ સિદ્ધાંતની વિરુદ્ધ કહ્યું છે :—"સ્ત્રી કોઈ માણસના જીવનનો શિરમુકુટ થઈ શકે, તેને કાર્યમાં પ્રેરી શકે, તેની પ્રેરણામૂર્તિ બની શકે એ વિધાતક

"લલિત કલાનું શ્રેષ્ઠ સર્જન ઘણી વાર યૌન આકાંક્ષાને બીજે માર્ગે ચડાવવા ઉપર કેટલેક અંશે આધાર રાખે છે, એનો હું અસ્વીકાર કરતો નથી. એટલે કે મહાન કલાકારનું કર્તવ્ય એ નથી કે તે પોતાના જીવનને માત્ર ભોગમાં જ વેડફી નાખે. પણ વાત એમ છે, કે આ બાબતમાં પણ અતિશયતા જ વર્જનીય છે. યૌન આકાંક્ષાને ખૂબ મહત્ત્વ આપવું એ જેમ ખરાબ છે, તેમ તેને તદ્દન દબાવી રાખવી એ પણ ખરાબ છે, કારણ, જો તેમ કરીએ તો આપણી પ્રકૃતિ આ અતિદમનનો બદલો લે જ છે." ×

એમ કહીને મારા તરફ ફરીને બોલ્યા: "પરંતુ યૌન આકાંક્ષાને જુદે માર્ગે ચડાવવાના વિચારથી કંઈ સંયમવાદીઓ સંયમનું સમર્થન નથી કરતા. માણસના વ્યક્તિત્વના પૂર્ણ વિકાસની અથવા લલિત-કલાની તેમને થોડી જ પડી છે. તેઓ ચાલુ નીતિઅનીતિ — વિષે કડકાઈ વધારવાને માટે જ સંન્યાસનાં વિધિવિધાન બતાવ્યા કરે છે.

---

ભ્રમને સ્ત્રીના મનમાંથી બિલકુલ ધોઈ નાખવાની જરૂર છે. કેટલાક પ્રકારના માણસોને સ્ત્રીઓએ પ્રેર્યા હશે. પણ એ વાત જુદી છે. કોઈ પણ માણસે મુખ્યત્વે કરીને કોઈ સ્ત્રીને ખાતર કદી કોઈ પણ મહાન સર્જન કર્યું નથી, સુંદર ચિત્ર ચીતર્યું નથી, તત્ત્વજ્ઞ કે શોધક બની સૂક્ષ્મ જિજ્ઞાસા સંતોષી નથી, ઉદ્યોગનું સંગઠન કર્યું નથી, દેશમાં વ્યવસ્થા સ્થાપી નથી, યંત્રો શોધ્યાં નથી, મનોહર ઇમારતો ચણી નથી. આ બધી વસ્તુઓ તો એનો જ તમને શોખ હોય તો એને ખાતર જ સારી રીતે અને પૂર્ણપણે થઈ શકે, કારણ કે એ બધાં પરિશોધિત (sublimated) અહંકાર-જેને આપણે આત્મસાક્ષાત્કાર કહીએ છીએ તેમાંથી જાગે છે અને એમને જગાડનાર વસ્તુ પણ જુદી જ હોય છે.

× આને આજના માનસશાસ્ત્રીઓની ભાષામાં 'રિપ્રેશન' કહે છે. ડાકટર રિવસ પોતાના 'ઇન્સ્ટિંક્ટ ઇન ધી અનકૉન્શ્યસ' પુસ્તકમાં રિપ્રેશનને વળી બે ભાગમાં વહેંચી નાખે છે. એક રિપ્રેશન અને બીજું સપ્રેશન. પણ બર્નાર્ડ હાર્ટ સાઇકૉલૉજી ઑવ ઇનસેનિટીમાં સપ્રેશનનો કશો ઉલ્લેખ જ કરતા નથી.

અને તમે જાણો તો છો જ ને કે આપણી ચાલુ નીતિઅનીતિની કલ્પના મોટે ભાગે આપણું નુકસાન જ કરે છે; કારણ કે એ બધી કલ્પનાના મૂળમાં મોટે ભાગે યુક્તિનો કશો પાયો હોતો નથી. આથી કરીને એ ઇમારત જેવી ક્ષણભંગુર તેવી જ 'ડૉગ્મૅટિક' — મતાંધ બની જાય છે.

"જેમ કે?"

"કલાકાર જ્યારે સર્જન કરે છે ત્યારે તે સર્જનને ખાતર પોતાની યૌન આકાંક્ષાને કદાચ ઘણી વાર બીજે રસ્તે વાળવાનો પ્રયત્ન કરતો હશે. પણ એમાં તે ત્યારે જ સફળ થાય છે જ્યારે પ્રવૃત્તિને બાજુએ રાખવાનું તેને સ્વાભાવિક થઈ ગયું હોય. બળજબરીએ યૌન તૃપ્તિના માર્ગમાં બાધાનો બંધ બાંધી પ્રવૃત્તિને રોકવા જતાં ખરાબ પરિણામ જ વધારે આવે છે. બાધાઓ જો જીવનમાં આપમેળે જ આવતી હોય, તો જ સંયમથી સારું પરિણામ આવે છે. એટલે કે આપણી મનઘડી બાધાને જોરે યૌન આકાંક્ષાને બીજે રસ્તે ચડાવી સર્જન શક્તિમાં તેનું રૂપાંતર કરી શકાતું નથી. તે ઉપરાંત વધુ પડતા સંયમને પરિણામે આપણે જીવનને જરા વાંકું ટેડું કરીને જોયા વિના રહી શકતા નથી. તો પછી તેમાંથી જે કલા ઉત્પન્ન થાય છે, તેના સ્વાસ્થ્ય વિશે આપણે નિઃસંદેહ રહી શકીએ ખરા?"

"તો પછી આપણે શી રીતે જાણવું કે માણસે વાસનાને ક્યાં સુધી સંતોષવી, અને કેટલો સંયમ પાળવો?"

"સમાજમાં લોકો સાથે રહેવામાં જેટલો સંયમ પાળવો પડે તેથી વિશેષ સંયમની જરૂર નથી લાગતી."

"તમારું કહેવું બરાબર સ્પષ્ટ ન થયું, મિસ્ટર રસેલ"—

"જુઓ, આપણે દરેક જણ જુદા જુદા ક્ષેત્રમાં જેટલી સ્ત્રીઓ તરફ આકર્ષાઈએ છીએ તે બધીને જ કંઈ આપણે મેળવી શકતા

નથી, ખરું ને ! જેટલાં ક્ષેત્રમાં મેળવી શકતા નથી તેટલાં ક્ષેત્રમાં ન છૂટકે સંયમ રાખવો જ પડે છે. અને તે સંયમને પરિણામે કંઈ ઓછી યૌન શક્તિ ભેગી થતી નથી. સર્જનને માટે આથી વિશેષ સંયમની જરૂર પડતી નથી, એ જ મારે કહેવું હતું !"

"વારુ, માણસની બધા પ્રકારની જ સિદ્ધિ શું યૌન શક્તિને બીજે રસ્તે વાળવા ઉપર અનિવાર્યપણે આધાર રાખે છે ?"

રસેલ વિચારમાં પડ્યા હોય તેમ બોલ્યા : "મને લાગે છે કે આ બાબતમાં રસસૃષ્ટિ અને જ્ઞાનસૃષ્ટિમાં સહેજ ફેર છે. એટલે કે વૈજ્ઞાનિકોની પેઠે કેવળ બુદ્ધિપ્રવણ માણસનું કાર્ય એટલે જ્ઞાન-આરાધના યૌન તૃપ્તિને પરિણામે કદાચ સારી પેઠે થઈ શકતી હશે. પણ એમ પણ હોય કે રસસર્જકને માટે થોડી યૌન વ્યર્થતા જરૂરી હોય."

"પણ કલાકારને જ તેના સર્જનને માટે ખાસ કરીને આટલું મૂલ્ય શા માટે આપવું પડતું હશે ?"

રસેલ સસ્મિત બોલ્યા : "તેઓ એવું તે શું મૂલ્ય આપી નાખે છે ? પ્રેમપાત્રનો કદાચ એક દિવસ જરા અનાદર પામીને તે રોષથી કવિતા લખે છે. પણ બીજે જ દિવસે પ્રેમપાત્ર પાછું હસતું થઈ જાય છે, ત્યારે કવિની કલમમાં ફરી કોકિલ ટહુકી ઊઠે છે."

હાસ્ય થંભ્યા પછી રસેલ બોલ્યા : "અત્યારે હું સામાન્ય કલાકારની જ વાત કરું છું એ યાદ રાખવું. આવા કલાકારને મોર સાથે સરખાવવાનું મને મન થાય છે. જ્યારે મયૂરી – પ્રેમિકા મયૂર–પ્રેમિક પ્રત્યે સહેજ ઉદાસીન થાય છે ત્યારે મોર શું કરે છે ? પત્નીની સામે પીંછાં પસારીને લહેકાપૂર્વક નાચે છે — તેનું મન હરણ કરવા માટે. પ્રેમિકા જો જરા કલ્પનાપ્રિય સ્વભાવની ન હોત તો મોર આટ-આટલું ટોયલેટ — પ્રસાધન કરત નહિ. પણ પ્રેમિકાનો સ્વભાવ આવો

ધૂની જેવો જ શાથી હોય છે? પોતાનો બજારભાવ જરા વધારવાને જ ને?"

એમ કહીને ખૂબ હસ્યા.

વાત વાતમાં જુદા જુદા યુગોમાં માણસની બુદ્ધિની તીક્ષ્ણતા અને ગંભીરતાની વાત નીકળી. જગતની ઉત્ક્રાંતિમાં બુદ્ધિના વિકાસનું સ્થાન શું?

રસેલ બોલ્યા: "આપણે ઘણે ભાગે એક ભારે ભૂલ કરીએ છીએ, જ્યારે આપણે એમ માની બેસીએ છીએ કે જીવ જગતમાં ઉત્ક્રાંતિ અને પ્રગતિ એક જ વસ્તુ છે. ખરું જોતાં ઉત્ક્રાંતિનો અર્થ એવો થાય છે કે નવી નવી પરિસ્થિતિ સાથે જીવે પોતાનો મેળ સાધી ચાલવું. કરચલો જીવજગતમાં વિકાસની દૃષ્ટિએ ખૂબ આગળ વધેલો છે (evolved), જો કે આપણે એ સ્વીકારતાં અચકાઈએ છીએ."

"તો આપ શું ક્રમવિકાસમાં કોઈ પણ પ્રકારની પ્રગતિ જ માનતા નથી?"

"એટલે?"

"જેમ કે માણસની બુદ્ધિ લ્યો. આજે શું માણસની બુદ્ધિ પહેલાંના કરતાં વધારે વિકાસ પામેલી થઈ નથી? ગ્રીકોના સમયમાં માણસ જેટલો બુદ્ધિમાન હતો તેના કરતાં આજે શું—"

"ગ્રીકોની વાત જો પૂછતા હો તો હું કહીશ કે તેમની બુદ્ધિ સાથે આપણી બુદ્ધિની તુલના જ ન થઈ શકે."

"એટલે — તેઓ આપણા કરતાં શ્રેષ્ઠ હતા?"

"એમાં કાંઈ શક છે?"

"પણ આપણી સિદ્ધિઓ —"

"અહીં તમે ગોટાળો ન કરશો. સિદ્ધિની દૃષ્ટિએ જોઈએ તો આજ આપણે વધારે કમાયા છીએ, કારણ કે ગ્રીકોના સમયમાં તેઓ

જગત અને કુદરત વિષે બહુ ઓછું જાણતા હતા. આઇન્સ્ટાઇનની સિદ્ધિ ન્યૂટનના કરતાં આગળ ગઈ છે — પણ એ થઈ શકયું ન્યૂટનની સિદ્ધિએ તેના માર્ગમાં દીવો ધર્યો માટે. "

" તો પછી આપ શું એમ માનતા નથી કે આઇન્સ્ટાઇનની પ્રતિભા ન્યૂટનના કરતા મોટી છે ? "

" ના, પણ હું તેમને પ્રતિભામાં ન્યૂટનના બરોબરિયા માનું છું, અને ન્યૂટન પછી ન્યૂટનનો બરોબરિયો કોઈ પ્રતિભાશાળી પુરુષ જન્મ્યો નથી — એમના સિવાય. "

" ગ્રીકો ત્યારે —"

" વાત એમ છે — જો વીસ હજાર ગ્રીકોને તે સમયથી આજ સુધી કોઈ ઠંડા યંત્રમાં જીવતા રાખવામાં આવત અને આજે તેઓને એકદમ આપણી વચ્ચે છૂટા મૂકવામાં આવત, તો આપણાં સંચિત જ્ઞાન અને અનુભવની મદદથી તેઓમાંના જેઓ શ્રેષ્ઠ હોત તેઓ આપણને હરાવત. બેશક, હું એમ કહેતો નથી કે ગ્રીકના સમકાલીન બીજા દેશના વતનીઓ પણ બુદ્ધિમાં તેમના બરોબરિયા હતા. ગ્રીકો બુદ્ધિમાં અતિ અસામાન્ય હતા એ જ મારે કહેવું છે. બીજું કંઈ નહિ"

" પણ આટલા સમયમાં આપણી બુદ્ધિ જો વધારે આગળ ન વધે તો પછી માણસની પ્રગતિની શી આશા ? "

" આશા તો તો બંધાય જો વિજ્ઞાનને જરા વધારે સ્વતંત્રતા આપવામાં આવે. "

" એટલે ? "

" એ તો મૂળે માત્ર આપણા વંશને ઉન્નત કરવાનો પ્રશ્ન છે. આપણે આપણા વારસોનો વિકાસ ઝપાટાભેર કરી શકીએ, જો વિજ્ઞાન અને શોધખોળને પરિણામે આપણને જે જ્ઞાન મળ્યું છે તેનો ઉપયોગ કરવા દેવામાં આવે.

"વિજ્ઞાન શી રીતે આગળ વધી શકે તેનું એક જાડું દૃષ્ટાંત લઈએ. જેમ કે જો તક અને સ્વતંત્રતા આપવામાં આવે તો વિજ્ઞાન એ વસ્તુ તો આજે જ સાધી શકે કે જેથી માણસોમાં જેઓ શ્રેષ્ઠ હોય તેઓ જ ગર્ભાધાન કરવા પામે."

"પણ જેઓ શ્રેષ્ઠ ન હોય તેઓ ?"

"સંભોગ કરવા છતાં તેમને કશી સંતતિ નહિ થાય — આધુનિક ઉપાયથી નિરોધ કરવામાં આવશે ! વિજ્ઞાન આવી રીતે અનેક બાબતમાં માણસની સિદ્ધિને એટલી તો વધારી શકે એમ છે કે આપણી આંખ પણ ફાટી જાય. માત્ર એની શરત એટલી કે માણસે વહેમને છોડીને વિજ્ઞાન ઉપર જ આસ્થા રાખવી જોઈએ."

"પણ એવી આસ્થા રાખતાં તે શીખશે ખરો ?"

"એ ચોક્કસ સમજાતું નથી. ચર્ચ અથવા ધર્મ પુકારે છે : સંતતિનિરોધ એ અનીતિ છે. વિજ્ઞાન કહે છે : એને પરિણામે માનવવંશ ઉત્તરોત્તર ચડતી પામતો જશે. છેલ્લાં પચાસ વર્ષો થયાં આપણે વિજ્ઞાનના કહેવા ઉપર વિશ્વાસ ન રાખતાં ધર્મને જ મહત્ત્વ આપ્યા કર્યું છે. પરિણામે માણસની સરેરાશ બુદ્ધિ અને શક્તિનું અધઃપતન થયું છે, એ તો તમે પણ નજરે જુઓ છો."

"એ શી રીતે ?"

"શી રીતે શું ? ધર્મની છાપ લઈને આપણમાંના નકામા માણસોએ જ સૌથી વધુ સંતતિ ઉત્પન્ન કરી છે. કારણ કે લાયક પિતાઓ તો ધર્મનો રોષ વહોરીને પણ ઘણે ભાગે સંતતિનિરોધ કરતાં શીખ્યા છે."

એમ કહીને જરા અટકીને વ્યંગપૂર્વક બોલ્યા : "આથી અત્યારે એક રીતે કહીએ તો હરિફાઈ ચાલી રહી છે ધર્મ અને વિજ્ઞાન વચ્ચે.

વિજ્ઞાન માણસની વહેમમુક્ત ઉન્નતિ માગે છે, ધર્મ ગતાનુગતિક અધોગતિ માગે છે. જોઈએ છીએ આ શરતમાં કોણ જીતે છે."

"પણ શું વિજ્ઞાન અંતે વિજયી નહિ નીવડે?"

રસેલ સંદિગ્ધ ભાવે ડોકું હલાવી બોલ્યા: "ઊંહ. કંઈ નહિ તોયે યુરોપમાં તો નહિ. આપણી એક માત્ર આશા અત્યારે તો અમેરિકા ઉપર છે. અમેરિકાએ અત્યાર પહેલાં જ નાલાયક માણસના બીજને વૈજ્ઞાનિક ઉપાયથી નિષ્ક્રિય કરવાનું શરૂ કરી દીધું છે. આ એક સાચે જ મહાન કામ છે."

"પણ યુરોપ અમેરિકાનું અનુસરણ નહિ કરે?"

"ન કરે તો પણ જો અમેરિકા બરાબર આગળ વધ્યા કરે તો એકંદરે ઝાઝું નુકસાન થવાનું નથી."

"એટલે?"

"એટલે કે જો કોઈ પ્રજા આ રીતે વૈજ્ઞાનિક ઉપાયે ઉન્નતિને માર્ગે આગળ વધે, તો તે ખૂબ થોડા વખતમાં એવા માણસો પેદા કરશે, જેઓ અધોગામી આધુનિક યુરોપિયનો કરતાં અનેકગણા શ્રેષ્ઠ હશે. એટલે તેઓ બે જ દિવસમાં અમને નિર્વંશ કરી નાખશે — કારણ અમે મનુષ્યની ભાવિ ઉન્નતિમાં અડચણરૂપ છીએ. આથી જે મહત્ત્વની વાત છે તે એ કે ગમે તે એક પ્રજાને મોટી થવા દો — પછી તે પ્રજા ગમે તે ભલે ને હોય."

મેં જરા હસીને કહ્યું: "આ આપ અતિશય નિરપેક્ષ આવેગહીન ભાવે વિચાર કરો છો, મિસ્ટર રસેલ. પોતાની પ્રજાનો પણ નાશ ઇચ્છવો —"

"તો તો પછી વિચારનો કશો અર્થ જ ન રહે, જો માણસ પોતાની વ્યક્તિગત ઇચ્છા, ગમાઅણગમા વગેરેથી પર થઈને વિચારી

ન શકે. જે કંઈ થોડું સાચું સુખ માણસ શોધી શક્યો છે તે કેવળ જીવનને નિરપેક્ષ ભાવે જોવાને પરિણામે જ શોધી શક્યો છે; ખરું ને?"

"એટલે આપ એમ કહેવા માગો છો —"

"કે, માણસને સુખ માત્ર ત્યારે જ મળે છે, જ્યારે તે સુખની લાલસા રાખ્યા સિવાય જીવનને જીવન ખાતર જ ચાહતાં શીખે છે. જો જીવનને જીવન ખાતર ચાહવાને બદલે પોતાના કોઈ સ્વાર્થને ખાતર અથવા સુખી થવાને ખાતર જ ચાહવા જઈએ તો સુખ ભૂતભડકાની પેઠે આપણને હાથતાલી દેતું રહેશે."

*

અમે ધીમે ધીમે સમુદ્રને કાંઠે આવી પહોંચ્યા હતા. પાસે જ સીધા ઘાસપાનહીણા પથ્થરો નીલ જળમાં ઝૂકીને મોં જોતા હતા. આ તરફ લતા અને પાંદડાને લીધે જાણે લીલોતરીની આગ ન લાગી હોય એવું લાગતું હતું. અમે બે જણા ઘડીમાં ખેતરમાં થઈને તો ઘડીમાં શેઢા ઉપર થઈને તો ઘડીમાં ઝાંખરાંમાં રસ્તો કાઢતા ચાલતા હતા. રસેલની ઉંમર તે વખતે સાઠ હતી. પરંતુ તેમનાં ઉતાવળાં પગલાં સાથે સમતાલે કદમ માંડવાં એ મારા જેવા યુવાનને માટે પણ મુશ્કેલ થઈ પડ્યું હતું. તેથી વળી મને મનમાં થતું હતું કે કદાચ આટલા માટે જ આ લોકો સાથે આપણો સંબંધ જોડાયો હશે — પ્રાણવંત પ્રજાનો ચેપ ન લાગ્યો હોત તો શું આપણા જેવી શક્તિહીન મુમૂર્ષુ પ્રજા કદી જાગત ખરી? આ વાત રસેલે પણ એક વાર કહી હતી. હિન્દુસ્તાનમાં અંગ્રેજી રાજ્યની ચર્ચા દરમિયાન મેં તેમને પૂછ્યું હતું કે અંગ્રેજો હિન્દુસ્તાનમાં કેવળ અમારા ઉપર ઉપકાર કરવા જ આવ્યા છે એમ આપ માનો છો કે નહિ. જવાબમાં રસેલે કહ્યું હતું: "તમારા કલ્યાણને માટે જ નિઃસ્વાર્થ અંગ્રેજ પ્રજા સાત સમુદ્ર તેર નદી ઓળંગીને ત્યાં જઈને રહ્યા છે એ વાત

કેવળ ખ્રિસ્તી મિશનરીઓ જ માની શકે — જેનું મગજ ઠેકાણે છે એવા માણસો નહિ. અમે ગયા હતા તમારે ત્યાં વેપાર કરવા, પણ છતાં તમે શું એ વાત સ્વીકારતા નથી કે અમારી યુરોપિયન સંસ્કૃતિના સંસર્ગથી તમને થોડો લાભ પણ થયો છે?"

મેં કહ્યું હતું: "સ્વીકારું છું મિસ્ટર રસેલ. અને પરદેશીની પરાધીનતાના દુઃખમાં એક માત્ર સાંત્વન અમને એટલું જ છે કે અમારા પ્રજાકીય જીવનની જડતાને પરિણામે અમારા જનસમાજનું મન એવું ઘેનમાં પડ્યું હતું, કે યુરોપની પ્રાણશક્તિનો ધક્કો ન લાગ્યો હોત તો કદાચ આજ ક્યારની આ પ્રજા મરી ગઈ હોત."

રસેલે કહ્યું હતું: "માત્ર એટલું જ નહિ, ઇન્ડસ્ટ્રિયાલિઝમને વર્તમાન કાળનો લગભગ એક યુગધર્મ કહીએ તો પણ ચાલે. અંગ્રેજના સંસર્ગને લીધે જ ઇન્ડસ્ટ્રિયાલિઝમનાં બીજ તમારા દેશની ધરતીમાં પણ પડ્યાં. તે ઉપરાંત સમૂહબદ્ધ થઈને કામ કરવાની શક્તિ અને ઉદ્ભાવિની શક્તિનો પણ તમને સાક્ષાત્ પરિચય થયો — અમને જોઈને.

પણ આ બધી વાતો તો છેલ્લે દિવસે થઈ હતી — ચાના ટેબલ પર. એટલે હમણાં એને જવા દઈએ; યથાસ્થાને આવશે.

એક પહાડ ઉપર ચડતાં ચડતાં મેં રસેલને પૂછ્યું: "સમાજ સુધારામાં વિશ્વાસ ત્યારે આપણાં કાર્યને મર્યાદિત કરતો નથી એમ જ આપનું કહેવું છે ને?

"ના રે. આપણા મનની મૂળ માન્યતાઓ બદલાય એટલે આપણાં કાર્યો પણ થોડે ઘણે અંશે બદલાય એ તો ખૂબ સ્વાભાવિક વાત છે."

"ત્યારે?"

"હું તો મુખ્યત્વે કરીને આ સત્ય ઉપર ભાર દેવા માગતો

હતો કે આપણી મૂળ માન્યતાઓને જ જેઓ કાર્યની મૂળ નિયન્ત્રણા અથવા પ્રેરણા માને છે તેઓ ભૂલ કરે છે."

"એટલે ?"

"કહું છું. હમણાં માનસશાસ્ત્રીઓએ એક ભારે સત્ય શોધી કાઢ્યું છે. તે એ કે માત્ર આપણાં કર્મનો જ નહિ પણ માન્યતાઓનો પણ મુખ્ય આધાર આપણી પ્રકૃતિના મૂળ પાયા ઉપર હોય છે. આથી ઘણી વાર એવું જોવામાં આવે છે કે જે માન્યતાઓને આપણે આપણા કોઈ કાર્યના મૂળ તરીકે માનીએ છીએ તે માન્યતાઓ આપણા કાર્યની મૂળ પ્રેરણા નથી હોતી."*

"પણ માન્યતા જો માણસની પ્રકૃતિને પોતાનો પાસ ન જ લગાડતી હોય, તો માણસની ધાર્મિક માન્યતાને પરિણામે આટ આટલાં સુંદર ચરિત્રો શી રીતે ઘડાય છે?"

"સુંદર ચરિત્રો ઘડાય છે, હમણાં મેં કહ્યું ને તે આપણી મૂળ પ્રકૃતિના પ્રભાવથી. ધાર્મિક માન્યતાની અસર આ ક્ષેત્રમાં અવાન્તર હોય છે."

"તો પછી સુંદર ચરિત્રો ધાર્મિક લોકોમાં જ વધારે મળે છે એનું શું ?"

"આહા — જેમને તમે અધાર્મિક કહો છો તેઓમાં શું સુંદર

* બર્નાર્ડ હાર્ટે પોતાના 'સાઇકોલોજી ઓવ ઇન્સેનિટી'માં મનુષ્યની આ આત્મપ્રવંચના વિશે વર્તમાન માનસશાસ્ત્રીઓના મતનો ઉલ્લેખ કરીને લખ્યું છે:— "તે ખાસો એમ માને છે કે તેની આગળ પડેલા સાધક બાધક તર્કો ઉપરથી જ તેનો મત ઘડાયેલો છે. જ્યારે વસ્તુતઃ આપણે જોઈએ છીએ કે તેના વિચાર તેને અજ્ઞાત રીતે કામ કરતી કોઈ ગ્રંથિને લીધે નક્કી થયા હોય છે, પણ તે પોતે એમ માન્યા કરે છે કે તે તો બીજાં જ કારણોથી ઘડાયા છે — જે ખરું જોતાં અધૂરાં અને ભ્રામક હોય છે."

ચરિત્ર મળતાં નથી? હું માત્ર એટલું જ કહેવા માગું છું કે ચરિત્રની મહત્તા ધર્મના લેબલ ઉપર લગારે આધાર રાખતી નથી."

"પણ તો આપ શું આ વાતનો અસ્વીકાર કરવા માગો છો કે જગતમાં આજ સુધી ધર્મના ક્ષેત્રમાં જ મોટા ભાગનાં મહાન ચરિત્રોએ દેખા દીધી છે?"

"ના, હું અસ્વીકાર કરવા માગતો નથી. હું માત્ર એટલું જ કહેવા માગું છું કે આમ થવાનું મૂળ કારણ ફક્ત એ જ છે કે આજ સુધી સભ્ય માણસ ધર્મના મોહમાંથી પૂરેપૂરો છૂટી શક્યો નથી. એટલે જ આજે પણ જગતમાં કહેવાતા ધાર્મિકોની સંખ્યા અધાર્મિકો કરતાં વધારે છે. આ વાત જો સાચી હોય તો પછી માનવું જ પડે કે સારા ચરિત્રની સંખ્યા ધાર્મિકોમાં વધારે મળે જ. ગણિતશાસ્ત્રની મદદથી આ વાત આ રીતે કહી શકાય: માણસોમાં સારા માણસો ધારો કે સેંકડે દસ છે. હવે સેંકડે નેવું માણસો જો ધર્મનું લેબલ લગાવીને ફરતા હોય, તો નવ સારા માણસો ધાર્મિકોમાં મળશે અને માત્ર એક જણ અધાર્મિકોમાં. એટલે તમે જુઓ છો કે આ બાબતમાં સંખ્યા ઉપરથી કશો સિદ્ધાંત ઠરાવી શકાતો નથી, કારણ કે સારા ચારિત્રની મૂળ પ્રેરણા તો આપણી પ્રકૃતિ છે, ધર્મ નહિ."

"પણ ધર્મની પ્રેરણા ચારિત્ર્યબળનું મૂળ કારણ હોઈ પણ શકે?"

"એ સંભાવના કદાચ સ્વીકારી શકાત, જો તમો એવું બતાવી શકો કે ધર્મને પરિણામે એકંદરે માણસોનાં સુખશાંતિ વધ્યાં છે."

"તો શું આપ એમ માનો છો —"

"કે ધર્મને નામે માણસે માણસનું જેટલું ભલું કર્યું છે તેના કરતાં બૂરું વધારે કર્યું છે."

"તો પછી જગતના બધા મહાપુરુષો વિષે આપને શું કહેવું

છે, — જેઓને ધર્મની પ્રેરણામાંથી પ્રેમ, મૈત્રી અને પરહિતની પ્રેરણા અને પ્રકાશ મળ્યાં હતાં ?"

"ધર્મના પ્રકાશથી જ તેઓને પ્રેરણા મળી હતી એમ માનવાને કશું કારણ નથી."

"નથી ?"

"ના."

"તો ધ્યાન સાધના વગેરેને પરિણામે બુદ્ધ, ખ્રિસ્ત વગેરેને જે સંદેશ — આદેશ મળ્યા હતા તેને આપ ઉડાવી દેવા માગો છો ? ધર્મમાં માણસને જે આનંદ ઉલ્લાસ વગેરે પ્રાપ્ત થાય છે તે બધાં શું ત્યારે ખોટાં ?"

"ખોટાં શાનાં ? માણસના માનસ સંબંધે માહિતી અથવા data તરીકે એ બધાની ખૂબ કિંમત છે. પણ પુલક, રોમાંચ, ધ્યાન, ધારણાને પરિણામે માણસને સૃષ્ટિશાસ્ત્ર વિષે કોઈ મહાન સત્યનો પરિચય મળ્યો છે એ હું માનતો નથી. એટલે કે જીવન સંબંધે માણસને જે કંઈ સાચી અંતર્દૃષ્ટિ મળી છે તે પ્રયત્નથી, પ્રયોગોથી, તર્કથી, કર્મથી, ત્યાગથી મળી છે — આવા ધાર્મિક પુલક રોમાંચથી નહિ. ધર્મની સાધનાથી માણસ મોટે ભાગે આત્મપર સ્વાર્થપર જ થતો આવ્યો છે આજ સુધી."

"શા રીતે ?"

"ધર્મના એકાકિત્વમાં અને આનંદમાં આખો વખત ડુબકી મારતાં મારતાં માણસ ધીમે ધીમે પોતા સિવાય બીજા કશા ઉપર પ્રેમ કરવાનું ભૂલી જાય છે; પરિણામે તે ધીમે ધીમે બહારના હક્કોનો સ્વીકાર કરવાની બાબતમાં તદ્દન નિરુત્સાહ બની જાય છે, જીવોના વૈચિત્ર્યમય આનંદ અને કાર્યો પ્રત્યે શ્રદ્ધા અને આસ્થા બંને ખોઈ બેસે છે."

"પણ સામેથી તે એમ ન કહી શકે કે તેના અન્તર્મુખી ભાવરસમાં તેને જે નિબિડ આનંદ મળે છે તેનાથી તેની બધી ક્ષતિ ભરપાઈ થઈ જાય છે?"

"શા માટે ન કહી શકે? પણ તેના જવાબમાં એમ કહી શકાય કે આનંદ મળવો એ જ જો માણસની જીવનયાત્રાનું ચરમ સમર્થન હોય તો તો વિલાસી અને દારૂડિયાને દોષ દેવો ઉચિત નથી."

"આપ શું એમ કહેવા માગો છો કે આ સાધકોના આનંદમાં અને વિલાસી કે દારૂડિયાના આનંદમાં કશો પ્રકૃતિગત ભેદ નથી?"

"શો ભેદ?"

"શું કહો છો! સાધકો પોતાના ધર્મના આનંદને માટે જે સ્વાર્થત્યાગ કરે છે, જે કષ્ટ સહન કરે છે, જે —"

"દારૂડિયો નથી કરતો? તે પોતાનું સર્વસ્વ ઉડાવી દે છે, પ્રિયજનને કષ્ટ દે છે, સમાજનો આદર ગુમાવે છે, — કેટલું નુકસાન વેઠે છે, કેવળ પોતાના નશાના આનંદને ખાતર! નહિ?"

મેં હસીને કહ્યું: "મશ્કરી જવા દો, મિસ્ટર રસેલ, બુદ્ધ વગેરે વિશે આપ સાચે જ આવા કઠોર શબ્દો વાપરી શકો?"

"બુદ્ધના દુશ્મનો કહે છે કે તેઓ ભિક્ષોપજીવી હતા, એ આરોપને કંઈ આપણે બિલકુલ ઉડાવી દઈ શકીએ એમ છીએ નહિ. કારણ એ પ્રકારનું જીવન એકંદરે આરામનું જીવન છે, એ વાત માનવી જ પડશે."

થોડી વાર પછી: "પણ બુદ્ધ વિશે મારો પોતાનો મત જો પૂછતા હો તો હું કહીશ કે જેટલા ધાર્મિક પુરુષો આજ સુધી જગતમાં જન્મ્યા છે તે બધામાં બુદ્ધ જ મને સૌથી પ્રિય છે."

"ખ્રિસ્ત કરતાં પણ?"

"એમાં કંઈ શક છે?"

"ખ્રિસ્ત સામે આપને શો વાંધો છે, કહેશો?"

"ખ્રિસ્તે જગતના હિત કરતાં અહિત વધારે કર્યું છે."

"આપ શું ખરેખર એમ કહો છો?"

"કેમ ન કહું?"

"પણ શું જીવનને તેમણે પુષ્કળ સૌંદર્ય અર્પ્યું નથી?"

"જેટલું અર્પ્યું છે તેના કરતાં વધારે સૌંદર્ય હરી લીધું છે. યહૂદી ધર્મનાં બીજ તેઓ વાવી ગયા ગ્રીક સંસ્કૃતિની ભૂમિમાં. પરિણામે કેટકેટલાંય સુંદર સર્જનોનો વિકાસ રૂંધાઈ ગયો હશે એ કોણ કહી શકે?"

"આપ ગ્રીક સંસ્કૃતિના એક મહાન ભક્ત છો એ હું જાણું છું, પણ —"

"મહાન ભક્ત હું નથી. તો પણ ગ્રીક સંસ્કૃતિની અનેક વસ્તુઓને હું સાચા દિલથી શ્રદ્ધાની નજરે જોઉં છું. ભૂમિતિ સૌ પહેલી તેમણે જ શોધી હતી. એ બદલ માણસ જાત તેમની સદાની ઋણી રહેશે."

મેં હસીને કહ્યું: "આપ વિજ્ઞાનના ભારે ભક્ત છો એટલે આપની કૃતજ્ઞતા કેટલી ઊંડી હશે એની હું કલ્પના કરી શકું છું."

"વિજ્ઞાન એ માણસની એક મહાન સિદ્ધિ છે, એ કોણ નહિ માને, કહો? જો વૈજ્ઞાનિકોને કામ કરવાની સ્વતંત્રતા જરા વધારે આપવામાં આવે તો અમે આજ સુધીમાં જ જે જ્ઞાન અને શક્તિનો સંચય કર્યો છે, તેટલા વડે જ સમાજને થોડાં જ વરસમાં એવો તો બદલી નાખી શકીએ કે તેની આજે કલ્પના કરવી પણ મુશ્કેલ છે. હું આશા રાખું છું કે વૈજ્ઞાનિકોને એ સ્વતંત્રતા મળશે — ધીમે ધીમે."

"તમો શી રીતે સમાજને બદલી શકત?"

"એક નાનો જ દાખલો લો. આજે માણસોમાં સેંકડે દસ જણ શરીરના દૂબળા અને મગજના નબળા હોય છે. તેમનાથી સમાજનું કશું જ હિત થતું નથી, તેઓ માત્ર જગતનું દુઃખ વધારી શકે છે. હવે જુઓ, વૈજ્ઞાનિક ઉપાયો વડે આવા નિર્બળ માણસોના જન્મને ટાળી શકાય — આજે જ ટાળી શકાય. કેમ ખરું ને? એટલે તમે જુઓ છો કે સંસારનું કેટલુંક દુઃખ પણ આજે જ નિવારી શકાય એમ છે — વિજ્ઞાનના પ્રતાપે. આ કંઈ નાનીસૂની વાત નથી."

અમે પહાડ ઉપરથી મૂંગા મૂંગા ઊતરવા લાગ્યા......

રસેલે પોતાની વાતનો ખોવાયેલો તંતુ ફરી પકડ્યો: "આ તો બેશક, વિજ્ઞાનની શક્તિ વિશે એક તદ્દન નાનો દાખલો થયો, કારણ, વિજ્ઞાનની શક્તિનો જેમ જેમ વિચાર કરીએ તેમ તેમ માલૂમ પડે છે કે માણસની જીવનરેખાની ગતિ બદલી નાખવાની તેની શક્તિ અગાધ છે."

"જેમ કે?"

"ધારો કે ઉત્તરોત્તર ઉન્નત માણસો જન્મે એવી સગવડ કરી આપવાનો ભાર વૈજ્ઞાનિકોને માથે નાખવામાં આવ્યો, તો વિજ્ઞાનના પ્રતાપે જે જ્ઞાન આજે આપણને મળ્યું છે, તેટલા જ જ્ઞાનની શક્તિને જોરે આપણે આજે જ એવી વ્યવસ્થા કરી શકીએ જેથી લાયક માણસો સિવાય બીજું કોઈ બાળકને જન્મ આપી શકે નહિ. તો પછી જે માણસો જન્મવા લાગશે તેઓ માણસ તરીકે આપણા કરતાં અનેકગણા વધારે ઉન્નત પાત્રો હશે એમાં કંઈ શક છે ખરો?"

"સત્યાનાશ! તો આપ શું એમ કહેવા માગો છો કે માત્ર થોડા માણસો જ પિતા થવાના અધિકારી છે. બાકી બધા નાલાયક?"

"હા, પણ એમાં ભયભીત થઈ જવા જેવું શું છે — યૌન સંમિલન તો કંઈ બંધ કરવામાં આવતું નથી ને? સ્ત્રીપુરુષનું મિલન કંઈ રોકવામાં નહિ આવે. માત્ર જે માતાપિતાના સમાગમથી ઉન્નત માનવના જન્મનો સંભવ ન હોય તેમને જ સંતાનજન્મનું નિવારણ કરવાની ફરજ પાડવામાં આવશે.

"પણ કંઈ મુશ્કેલીઓ —"

"મને ખબર છે, વાત એટલી સહેલી નથી એ મારાથી અજાણ્યું નથી. મેં માત્ર એ એક જાડા દાખલા તરીકે કહ્યું કે વિજ્ઞાન શી રીતે માણસની પ્રગતિને સહેલી કરી શકે એમ છે."

અમે એક પહાડના છેડા આગળ આવી પહોંચ્યા. સામે ઉદાર સાગરની તરંગમાળા રૂપેરી સૂર્યકિરણમાં ઝગમગતી હતી. દૂર એક હોડીઓ શઢ ચઢાવીને જતી હતી. નીલજલ ક્ષિતિજની પાસે સફેદ મેઘોના ખોળામાં આત્મસમર્પણ કરતું હતું. મનમાં હું ગણગણી ઊઠયો :

"યે ખાને એ અસીમ સદાય
મિશે છે એ અસીમ કાલો !"

[જ્યાં પેલા અસીમ ધોળામાં અસીમ કાળું ભળી ગયું છે.]

રસેલ અતૃપ્ત નયને જોઈ રહ્યા હતા.

"આપને સમુદ્ર ખૂબ ગમતો લાગે છે, મિસ્ટર રસેલ !"

"કુદરતમાં બીજું કશું મને એટલું ગમતું નથી."

થોડી વાર પછી.

"કોન્ફ્યુશિયસે કહ્યું છે કે ધાર્મિક લોકોને પહાડપર્વત ગમે છે, જ્ઞાનીઓને સમુદ્ર."

એમ કહીને મારા તરફ જોઈને બોલ્યા : "પણ કયા માનસશાસ્ત્રીય પુરાવાને આધારે તેમણે આ વચન ઉચ્ચાર્યું હતું તે કહેવું મુશ્કેલ છે !"

"કદાચ તેમને પોતાને બંને ગમતાં હશે એટલે."

"સંભવિત છે," કહીને રસેલ ફરી વાર જરા હસ્યા, "પણ કૉન્ફ્યુશિયસના અનુભવ પ્રમાણે તો ધર્મ અને મારી વચ્ચે અહિનકુળ સંબંધ હોવો જોઈએ...કારણ, પહાડ – પર્વત ઉપર મારો પ્રેમ લગારે ઊભરાઈ જતો નથી."

રસેલ અને હું પહાડ ઉપરથી પથરા વટાવતા ઊતરીને સમુદ્રને કાંઠે પહોંચ્યા. ત્યાં મિસિસ ડોરા રસેલ, જૉન, કેટ અને ગવર્નેસ હતાં. મિસિસ રસેલ સિવાય બધાં જ તે બરફ જેવા ઠંડા સમુદ્રના જળમાં ઊતરેલાં હતાં. રસેલને તરવામાં જે આનંદ પડતો હતો તે જોઈને મને તેમની ઘડી પહેલાંની ઉક્તિ યાદ આવી.

તેમણે કહ્યું હતું: "ધાર્મિક હોવા સામે મારો એક બીજો મુખ્ય વાંધો એ છે કે એને પરિણામે આપણે બાહ્ય જગત પ્રત્યે ધીમે ધીમે ઉદાસીન બની જઈએ છીએ. એ સ્વાસ્થ્યકર પણ નથી, પણ એને લીધે માણસ નિરર્થક જીવનનો ઘણો રસ ખોઈ બેસે છે. આથી ધર્મ એકંદરે જીવનમાં સમૃદ્ધિને બદલે દૈન્ય જ લાવે છે."

મેં જવાબમાં કહ્યું હતું: "પરંતુ જેઓને ધર્મમાં આનંદ પડે છે તેઓને એ આનંદમાં ભારે બદલો મળી રહેતો નથી, એમ આપ શી રીતે કહો છો? આપ એવું શી રીતે પુરવાર કરશો કે તેમના અંતર્જીવનની રસસંપત્તિ ઓછી છે?"

"તેઓ આગળ આ વાત દલીલો વડે સાબિત કરવા જવું નકામું છે, કારણ, જ્યાં માણસ કેટલીક મનથી માની લીધેલી વસ્તુઓની ઓથમાં ભરાઈ રહેતો હોય ત્યાં દલીલનાં બાણ પહોંચી શકતાં નથી એ તો ખૂબ જાણીતી વાત છે."

"ત્યારે?"

"વાત એમ છે કે જીવનમાં કઈ કઈ વસ્તુ કામ્ય છે, એ વિશે કેટલીક મૂળ ધારણાઓ બાળકના મનમાં નાનપણથી જ વાવી દેવામાં

આવે છે. આથી જે જાતના મનોભાવ જીવનને સમગ્ર ભાવે જોવામાં આપણને મદદરૂપ થઈ પડે એમ હોય તેવા મનોભાવો બાળપણથી બાળકોમાં વાવી દેવાથી સમાજમાં તેનું સારું પરિણામ વ્યાપક ભાવે જોવામાં આવે છે. નહિ તો જીવનને માત્ર હલકી નજરે જોઈને તેનું અપમાન કરવામાં આવ્યા કરે છે."

રસેલ જ્યારે તરતા હતા ત્યારે હું મિસિસ રસેલ સાથે વાત કરતો હતો — તે સમુદ્રકિનારે બેઠો બેઠો.

વાતવાતમાં મેં તેમને પૂછ્યું: "આપના 'હાઇપેશિયા' પુસ્તકમાં આપે લખ્યું છે કે સ્ત્રીપુરુષની પ્રકૃતિમાં જે ભેદને આપણે હમેશાં આટલો મોટો કરી જોયા કરીએ છીએ, તે ખરું જોતાં એટલો મોટો નથી, પણ શું એ વાત સાચી છે?"

"એટલે?"

"દાખલા તરીકે, આપને શું એમ નથી લાગતું કે છોકરાઓ કરતાં છોકરીઓ પ્રેમની વધારે મોહતાજ હોય છે?"

"આજ સુધી સમાજવ્યવસ્થા જે પ્રકારે ચાલતી આવી છે તેમાં સ્ત્રીઓને પ્રેમને વધારે વળગી રહેવું પડ્યું છે એ ખરું, પણ તેનું કારણ માત્ર એ છે કે સ્ત્રીઓને માટે બીજાં બધાં કાર્યોના માર્ગો આજ સુધી લગભગ બંધ જેવા જ હતા. એટલે આપણે એવું ભારપૂર્વક ન કહી શકીએ કે પુરુષોની પેઠે તક મળે તો સ્ત્રીઓ જીવનની વિશાળ કર્મભૂમિમાં પણ આનંદ લેતાં શીખશે નહિ."

"પ્રેમ સંબંધે તો જાણે એમ હશે. પણ સંતતિ વિશે? આપને શું એમ નથી લાગતું કે સંતતિની તેમને અત્યંત જરૂર છે?"

"આજનો યુગધર્મ જોતાં તો એમ લાગતું નથી કે સ્ત્રીઓ પોતે સંતતિ માટે વધારે ઉત્સુકતા બતાવતી હોય. સંતાનવિમુખ સ્ત્રીઓની

સંખ્યા આજકાલ છેક ઓછી નથી. એટલું જ નહિ, પણ એ જ વર્ગની સ્ત્રીઓની સંખ્યા ધીમે ધીમે વધતી જાય છે."

"પણ એનું કારણ શું કોઈ સાચી સંતાનવિમુખતા છે? આપને શું એમ નથી લાગતું કે ઘણી વાર સ્ત્રીઓને હદ ઉપરાંત બાળકોને જન્મ આપવો પડે છે માટે જ આમ બનવા પામ્યું છે?"

"એ વાત ઘણે અંશે સાચી છે. મજૂરોમાં મેં જોયું છે કે અનેક માતાઓ વર્ષોનાં વર્ષો સુધી પૂરો આરામ કે ગાઢ ઊંઘ લેવા પામતી જ નથી. આથી એ જ દહાડામાં તેમની તબિયત ભાંગી જાય છે. પરિણામે તેઓ જીવનનો આનંદ પણ ગુમાવે છે અને સંતાનસ્નેહ પણ ખૂએ છે. નહિ તો મોટા ભાગની સ્ત્રીઓ સ્વભાવથી જ સંતાનવત્સલ હોય છે એમ મને ખૂબ લાગે છે. તેમને જો એકાદ બેથી વધારે બાળક ન થતાં હોય તો તેઓના બાળકો પ્રત્યેનો પ્રેમ ઘટવાને બદલે ઊલટો વધે એમ કહી શકાય એમ લાગે છે. પણ તેથી શું! થોડાં છોકરાં થાત તો તેઓનો સંતાનપ્રેમ વધત એટલું જ માત્ર નથી, પણ શિક્ષણ અને તક મળવાને લીધે તેઓ સાથે સાથે ઘરની બહારનાં કામોમાં પૂરતું મન પરોવી શકત અને તેમાં તેમને આનંદ પણ પડત."

પછી સંતતિનિરોધ કરવો કે ન કરવો એ વિષે મિસિસ રસેલે વાત કાઢી અને કહ્યું કે એ બધી આધુનિક પદ્ધતિ સાચે જ ખૂબ સમર્થનને પાત્ર છે.

લોકો એને પાપ શા માટે માને છે એમ પૂછતાં તેમણે કહ્યું કે એ તો ગાડરિયા પ્રવાહને અને કુસંસ્કારને લીધે જ માણસનાં મનમાં એ ખ્યાલ વળગી રહ્યો છે. ખરું જોતાં એ વિચાર જ ભૂલભરેલો છે કે પુત્રાર્થં ક્રિયતે ભાર્યા. *

---

* મિસિસ રસેલે પોતાના 'ધ રાઇટ ટુ બી હેપી' (સુખી થવાનો અધિકાર) નામના પુસ્તકમાં લખ્યું છે: — "રોમન કેથલીકો સ્ત્રીઓને અને

એવામાં મિસ્ટર રસેલ સ્નાન પતાવીને અમારી પાસે એક પથ્થર ઉપર બેઠા.

તેમના તરફ જોઈને મિસિસ રસેલે બોલવા માંડ્યું: "સંતતિનિરોધ ન કરી શકવાનાં ખરાબ પરિણામો અપાર છે. મને જો મારા પતિ મારી ઇચ્છા વિરુદ્ધ સંતાન ધારણ કરવાની ફરજ પાડત તો બે દિવસોમાં સંતાનો પ્રત્યેનો મારો સ્નેહ કંટાળામાં પરિણમ્યો હોત. માત્ર એટલું જ નહિ, આખરે હું કદાચ તેમને છોડી ગઈ હોત."

મને વિચાર આવ્યો કે આ બાબતમાં હિંદી અને યુરોપીય સ્ત્રીના મનોભાવોમાં કેટલો તફાવત છે!

મેં કહ્યું: "ઉપરાઉપરી બાળકોને જન્મ આપવાનાં કષ્ટ અને ગ્લાનિને શિક્ષિત સહૃદય લોકો પણ કેમ જોઈ શકતાં નહિ હોય એ મને સમજાતું નથી. તેઓ શા માટે મોટે ભાગે આધુનિક ઉપાયથી સંતતિનિરોધ કરતાં નથી — જ્યાં નિરોધ કરવાથી તેમનું કૌટુંબિક જીવન આટલું સુખમય થાય એમ હોય —"

રસેલ એકાએક ગરમ અવાજે બોલી ઊઠ્યા: "હવે સમજ્યા કે શા માટે હું ધર્મનો આટલો વિરુદ્ધ છું? જગતમાં અગણિત કંગાળ અને માયકાંગલાં બાળકોને જન્મ આપવો એ આજે પણ પાપ

પુરુષોને માટે વિશાળ પાયા ઉપર બ્રહ્મચર્યની હિમાયત કરે છે. એ લોકો એને જ પવિત્રતમ જીવન ગણે છે, અને એ દ્વારા જ માણસ પૈતૃક જવાબદારીમાંથી છૂટકો મેળવી શકે છે એમ માને છે. આથી આ ઉપદેશ સ્ત્રીપુરુષ-સંબંધ આવશ્યક છે અથવા સ્ત્રીપુરુષ એ આનંદ ભોગવે તો તે ઉચિત છે એમ માનવાની સ્પષ્ટપણે ના પાડે છે અને કેવળ પ્રજાતંતુને ચાલુ રાખવાની ઇચ્છા હોય ત્યારે જ એની છૂટ આપે છે. ખેતીને લગતા વહેમો સાથે જોડાયેલી પ્રજનનપૂજાનું આ તદ્દન સ્વાભાવિક પરિણામ છે. આમ છતાં જે કોઈ ભૂતકાળના વાતાવરણ સાથે જોડાયેલા પૂર્વગ્રહોથી પર રહીને પોતાની વૃત્તિઓનું નિરીક્ષણ કરશે તેને સમજાશે કે સંભોગસુખની ઇચ્છા અને સંતાનેચ્છા વચ્ચે સ્પષ્ટ ભેદ છે."

મનાતું નથી. એને માટે ધર્મ ઓછો જવાબદાર નથી એમ જાણજો. જો ધર્મનો પંજો ન હોત તો ઘણા માણસોને આપણે ગુનેગાર criminal — ઠરાવીને જુદા કાઢ્યા હોત, જેઓ આજે ભદ્ર તરીકે સન્માન પામે છે."

"પણ આ વચન જરા વધારે કઠોર નથી થઈ ગયાં કે, મિસ્ટર રસેલ?"

"જે મહાપુરુષ વરસો વરસ પોતાની માંદી પત્નીને રોગિષ્ટ બાળકોને જન્મ આપવાની ફરજ પાડે છે, તેને ગુનેગાર સિવાય બીજું કયું નામ આપી શકાય જરા કહેશો મને?"

"પણ તે સ્ત્રીને લીધે પોતે પણ દુઃખી થાય છે, એ વાત પણ ભૂલવી ન જોઈએ — જો કે ઇચ્છા પૂર્ણ કરતી વખતે તે એ વાતનો વિચાર કરી શકતો નથી."

રસેલ ઉશ્કેરાટ પૂર્વક બોલી ઊઠ્યા: "સ્ત્રીને માટે તે ખરેખર દુઃખ પામતો જ નથી, કદી પણ. જો તે એમ કહે કે પામું છું, તો હું તેને કહીશ કે તું જુઠ્ઠો છે અથવા કપટી છે. કારણ, સાદું સત્ય માત્ર આટલું જ છે કે પોતાની વાસના પૂર્ણ કરવી એ જ તેને મન સૌથી મોટી વાત છે — સ્ત્રીની તંદુરસ્તી અથવા સંતાનની જવાબદારી તેને મન તુચ્છ વસ્તુ છે. લાંબા ચોડા શબ્દો વાપરીને ધર્મ તેની આ પાશવિકતાનો બચાવ કરે છે, કારણ કે તે ધર્મની ચાલુ નીતિનાં અનુશાસનોને મોઢે માનતો હોય છે."

"પણ સ્ત્રીને જો તે ચાહતો હોય —"

"બીજાને ચાહવાનો આ ધર્મ નથી. તે કેવળ પોતાને જ ચાહે છે. એ ખૂબ સહેલાઈથી સાબિત કરી શકાય."

"શી રીતે?"

"ધારો કે આજે એક એવો કાયદો પસાર થયો કે તેની સ્ત્રીનું

સ્વાસ્થ્ય બગાડીને જો તે વરસોવરસ સંતાનોત્પતિ કરે તો તેને રિબાવી રિબાવીને મારવામાં આવશે, તો શું તમે એમ માનો છો, કે તે બર્થકંટ્રોલની વ્યવસ્થા કર્યા વિના પોતાની સ્ત્રી ઉપર ફરી અત્યાચાર કરશે ?"

હું ચૂપ રહ્યો.

"આમ છતાં તે પોતે એવી જ રિબામણીથી પોતાની પત્નીને મારી નથી રહ્યો ? કહો જોઉં, આવી દુઃસહ વેદના નિવારવાનો ઉપાય શોધાયા પછી પણ માણસ નામધારી જીવોના સમાજમાં આવું પાશવિક આચરણ કરવાની તે શાથી હિંમત કરે છે ? ધર્મ તેની વાહવા પોકારે છે અને બર્થકંટ્રોલ કરવા જતાં તેને પાપ કહીને બિવડાવે છે માટે જ ને ?"

હું જરા વિચાર કરીને બોલ્યો : "પણ એ માટે આપણે ધર્મને જવાબદાર ગણી શકીએ કે નહિ એનો હું વિચાર કરું છું. ધર્મમાં રહેલા કુસંસ્કારને જવાબદાર ગણી શકાય ખરો, પણ એ બે કંઈ એક વસ્તુ નથી."

"એટલે ?"

"દાખલા તરીકે રવીન્દ્રનાથ લો. તેઓ કંઈ આધુનિક પદ્ધતિએ સંતતિનિરોધને ખોટો માનતા નથી, આમ છતાં તેઓ કંઈ અધાર્મિક પણ નથી, નાસ્તિક પણ નથી."

"પણ અહીં તમે એક વાત ભૂલી જાઓ છો. રવીન્દ્રનાથ કંઈ કોઈ લેબલવાળા ધર્મના સંપ્રદાયમાં ભળેલા નથી. જ્યાં સુધી કોઈ પણ સામાજિક પ્રતિષ્ઠાન દ્વારા તેની માન્યતાઓ જોરપૂર્વક આપણે ગળે ઉતારવામાં ન આવે ત્યાં સુધી ધર્મ એટલું નુકસાન નથી કરી શકતો. ધર્મ જ્યાં સુધી વ્યક્તિગત વસ્તુ રહે છે ત્યાં સુધી તે ઝાઝું નુકસાન નથી કરી શકતો."

"નુકસાન ભલે ન કરી શકતો હોય, પણ તે કંઈ ભલું પણ કરી કરશે નહિ?"

"ના, ધર્મ દ્વારા કદી કશું ભલું થતું નથી, એ વાત ચોક્કસ છે."

અમે હસી પડ્યા.

મિસિસ રસેલ બોલ્યાં: "જો સ્ત્રીઓનો મત લેવામાં આવ્યો હોત તો માલૂમ પડત કે સ્થિતિ સારી ન હોય ત્યારે તો તેઓ માતા થવાનું પસંદ કરત નહિ, અથવા આધુનિક પદ્ધતિએ સંતતિનિરોધ કરવામાં લગારે આનાકાની કરત નહિ. એટલું જ નહિ, પણ સંતાન વણમાગ્યાં નથી આવતાં તો સંતાન પ્રત્યે સ્નેહ પણ સારો રહે છે, જેમ આજકાલ ઘણી માતાઓનો રહે છે."

થોડી વાર પછી: "કંઈ નહિ તો મારી પોતાની વાત તો હું કહી શકું. મને બે બાળકો થયા પછી પણ હું હજી એક બાળક થાય એમ ઇચ્છું છું, તેનું કારણ એ છે કે મારે હજી સુધી મારી ઇચ્છા વિરુદ્ધ માતા થવું પડ્યું નથી."

હું હસીને બોલ્યો: "આપ ત્યારે હજી એક બાળક થાય એવું ઇચ્છો છો?"

મિસિસ રસેલ હસીને બોલ્યાં: "હા. મને લાગે છે કે અમને ત્રણ બાળકો હોય એ ઇચ્છવાયોગ્ય છે."

એમ કહીને મિસ્ટર રસેલ તરફ જોઈને બોલ્યાં: "પણ મારાં બાએ જ્યારે આ વાત જાણી ત્યારે તેમણે મને શું કહ્યું હતું ખબર છે, બર્ટ્રાંડ?"

મિસ્ટર રસેલે જિજ્ઞાસુ ભાવે તેમના તરફ જોયું. મિસિસ રસેલ મંદ મંદ હસતાં હસતાં બોલ્યાં: "મેં વાત વાતમાં એક દિવસ બાને કહ્યું કે થોડા દિવસ પછી મને બીજું એક બાળક થાય તો સારું થાય. આ ઉપરથી તેમણે કહ્યું, આવું ગાંડાના જેવું બોલીશ નહિ,

ડોરા. હું ચાર ચાર છોકરાંની મા થઈ છું. કારણ, હું મૂરખ હતી."

મિસ્ટર રસેલે કહ્યું : "તેમણે આવું કહ્યું હતું એમ? ખરેખર?"

અમે બધાં ખૂબ હસી પડચાં.

હસવાનું થંભ્યા પછી મેં રસેલને કહ્યું : "આપના 'એજ્યુકેશન' નામના પુસ્તકમાં આપે એકથી વધારે બાળકનું સમર્થન કર્યું છે, એટલા માટે જ મિસિસ રસેલ હજી એક બાળક ઇચ્છે છે કે શું?"

મિસિસ રસેલ બોલ્યાં : "હા — ઘણે ભાગે એમ જ છે. બાળકને બીજાં બાળસાથીઓ સાથે ભેગાં રમવાનું ઝઘડવાનું ન મળે તો તેના બાળપણનું શિક્ષણ પૂરું થવા પામતું નથી. એકલાં એકલાં ઊછરવું પડે તો બાળક ઘણી બાબતમાં ઘરકૂકડા જેવું થઈ જાય છે."

મેં રસેલને કહ્યું : "આપને પોતાને વિષે આપે લખ્યું છે કે આપ ઘરમાં બધો વખત એકલા જ ઊછર્યા હતા તેને પરિણામે આપ કોલેજમાં આવ્યા ત્યારે નર્યા મિથ્યાભિમાની હતા."

રસેલ હસીને બોલ્યા : "હા. પણ ત્યાર પછી મેં એમ પણ લખ્યું છે કે તે મિથ્યાભિમાન મારું મટી ગયું છે કે નહિ તે વિશે ખૂબ મતભેદ છે."

મિસિસ રસેલ તે હાસ્યમાં ભાગ લઈ થોડી વાર પછી બોલ્યાં : "પણ સાધારણ રીતે દરેક દંપતીને બેથી વધારે બાળકો હોય એ ઇચ્છવા જેવું નથી, એમ લાગે છે."

મિસ્ટર રસેલ ગંભીર ભાવે બોલ્યા : "પણ ડોરા, સ્ટૅટિસ્ટિક્સ (આંકડા) પ્રમાણે તો દરેક દમ્પતીએ ૨.૪ બાળકને જન્મ આપવો જોઈએ. અને કાર્યમાં એ કરવું જરા મુશ્કેલ છે — એટલો જ એમાં વાંધો છે."

અમે ફરી હસી પડચાં.

મેં કહ્યું : "મને કોઈ વાર ખૂબ નવાઈ લાગે છે મિસ્ટર

રસેલ, કે મહાત્મા ગાંધીના જેવા હૃદયવાન માણુસ પણુ જન્મ-નિરોધની આધુનિક પદ્ધતિનો વિરોધ શી રીતે કરતા હશે ?"

રસેલે કહ્યું : "તેઓ અત્યંત ધાર્મિક માણુસ છે એ વાત તમે ભૂલી જાઓ છો." સહેજ અટકીને : "જેઓ પ્રિન્સિપલ (સિદ્ધાંત) તરીકે જન્મનિરોધનો વિરોધ કરે છે તેમનો સિદ્ધાંત હું સમજી શકું છું. માત્ર તેવા હિંદી દેશભક્તોને મારે એક વાત પૂછવાની છે."

"શી ?"

"જેઓ જન્મનિરોધનો વિરોધ કરીને પરિણામે સ્ત્રીજાતિને એક રીતે ગણીએ તો કેવળ સંતાનને જન્મ આપવાના યંત્ર તરીકે જ વાપરે છે, તેમને મારે એ પૂછવું છે કે તેઓ સ્વતંત્ર સમાજ એટલે શું સમજે છે ?— સ્વતંત્ર માણસોનો સમૂહ કે એક પક્ષ ગુલામ ? કારણ, જે સમાજ સંતાન ન જોઈતાં હોય તો પણ સ્ત્રીઓ ઉપર બળજબરી કરી તેમને માતા થવાની ફરજ પાડે છે, તે સમાજ જો અંગ્રેજો તેમની ઇચ્છા વિરુદ્ધ તેમના ઉપર પણ તે જ પ્રમાણે બળજબરી ચલાવે તો શી રીતે ફરિયાદ કરે ? જ્યાં આપણે અધીન લોકો ઉપર અત્યાચાર કરતા હોઈએ ત્યાં આપણે કેવી રીતે જેઓ આપણને પરાધીન રાખવા માગતા હોય તેમને દોષ દઈએ ?"

મિસિસ રસેલ બોલ્યાં : "બર્ટ્રાંડ, ચાલો પાછાં જઈએ. ચા પીવાનો વખત થયો છે."

ચાલતાં ચાલતાં રસ્તામાં મેં રસેલને પૂછ્યું : "આપ હમણાં એકાદ વાર અમારા દેશમાં આવી ન શકો ?"

રસેલે કહ્યું : "મને લાગે છે કે નહિ આવી શકું. મેં એક નવી નિશાળ કાઢી છે ને. તેની જવાબદારી ખૂબ છે. એટલે મને લાગે છે કે હમણાં થોડા વખત સુધી તમારા દેશમાં આવવાનું મારે માટે સંભવિત નહિ થાય — જો કે આવવાનું તો ખૂબ મન થાય છે."

"પણ મન કેમ થાય છે, તે કહી શકશો ?"

"હિંદુસ્તાનમાં હિંદુસ્તાનની આબોહવાનો જેવી રીતે અનુભવ લઈ શકાય છે, તેવો અનુભવ દૂરથી કલ્પના દ્વારા મળતો નથી," એમ બોલીને જરા અટકીને બોલ્યા, "માત્ર તરુણ ભારત વિષે હું જરા નિરુત્સાહ થઈ ગયો છું."

"કેમ ?"

"કેમ્બ્રિજ ઑક્સફર્ડના તરુણ હિંદીઓના જરા સંસર્ગમાં આવવાથી."

"તેમની રાષ્ટ્રીયતા અને સંકુચિત દેશભક્તિ કંઈ તમને ગમવાની નથી, મિસ્ટર રસેલ."

"તેમનામાં રાષ્ટ્રીયતા કે દેશભક્તિ પણ નથી — જો કે હું પોતે તો પ્રાણ જાય તોયે રાષ્ટ્રીયતા કે દેશભક્તિ શીખવી શકવાનો નથી. હું તો સૌથી વધારે ઠંડો થઈ ગયો છું, તેઓમાં પ્રાચીન આચાર વ્યવહારની સ્થિતિચુસ્તતાનાં દૃષ્ટાંત જોઈને. કારણ, જ્યારે આપણે જોઈએ છીએ કે બધા દેશમાં જ પ્રાચીન યુગનાં આચાર વ્યવહાર માન્યતા વગેરે ખરાબ છે ત્યારે હિંદુસ્તાનની બાબતમાં જ અપવાદ હોય એવું માનવાને કંઈ કારણ નથી."

બીજે દિવસે ઇધરતિધરની વાતો કરતાં કરતાં મેં પૂછ્યું : "શાંતિના ભાવિ વિશે આપને શું લાગે છે ?"

"મને કંઈ બહુ વિશ્વાસ બેસતો નથી."

"તો પછી આટઆટલું શાંતિજળ છાંટવાનો આડંબર શાને ?"

"હૃદય માણુસનું છે ને એટલે. એથી જ લખવાની આશા મરવા છતાં મરતી નથી — બસ, એટલા માટે જ."

"પણ શું સાચે જ માણુસ કદી શીખશે જ નહિ ? કશી આશા જ નથી ?"

"ગયા મહાયુદ્ધ પહેલાં હું એમ માનતો હતો કે ઇતિહાસના

દૃષ્ટાંત ઉપરથી કદાચ શીખી પણ શકે. હું એવું માનવા માગતો કે શાંતિની સંભાવના કદાચ તદ્દન દૂર ચાલી ગયેલી ન પણ નીવડે. પણ આખરે જ્યારે યુદ્ધ શરૂ થયું ત્યારે બધી જ આશા ધૂળમાં મળી — ખાસ કરીને યુદ્ધની ગતિ અને વેગ વધવાની સાથે સાથે."

"યુદ્ધની ગતિ અને વેગ વધવાની સાથે સાથે એટલે?"

"દાખલા તરીકે, યુદ્ધની શરૂઆતમાં આપણને એમ કહેવામાં આવ્યું હતું કે ખૂનરેજી ધીમે ધીમે એટલી ભીષણ બનતી જાય છે કે માણસ આખરે યુદ્ધના નામથી પણ ચમકી ઊઠશે, પણ એવી આશાને તો તે જ પોષી શકે જે માણસના માનસને તદ્દન ઊલટી રીતે જ સમજતો હોય."

"કેમ?"

"કારણ, માણસનું મન એવું છે કે પરાજયનો તેને ભય જેમ જેમ વધતો જાય છે તેમ તેમ યુદ્ધમાં જય મેળવવાને માટે તે બેહિસાબી બનતો જાય છે. પરિણામે યુદ્ધના વખતમાં આપણી નિષ્ઠુરતા પણ એ પ્રમાણમાં વધતી જાય છે. મને લાગે છે કે આ પછીના યુદ્ધમાં માણસ જયના લોભે શત્રુ પક્ષના આબાલવૃદ્ધવનિતામાં રોગના જંતુઓ દાખલ કરવામાં પાછો નહિ પડે."

"કેવી ભયાનક કલ્પના! —"

"ભયાનક તો છે, પણ એમાંથી છુટકારો દેખાતો નથી." રસેલ હસ્યા — વ્યંગનું હાસ્ય.

"શું કોઈ જ ઉપાય નથી?"

"એક થઈ શકે, જો અમેરિકા કે બીજું કોઈ બળવાન રાજ્ય જગતનું છત્રપતિ બની જાય, તો પછી આખું જગત એક અખંડ સામ્રાજ્ય તરીકે ગણાશે. આ કદાચ તદ્દન અસંભવિત ન પણ હોય."*

* આ સમાધાનીની સંભાવનાથી વેલ્સના મનમાં પણ ખૂબ આશા બંધાઈ છે. તેમનું Salvage of civilization જોવું.

મધ્યાહ્ને ભોજનનો ઘંટ પડ્યો.

(ભોજન કરતાં કરતાં અનેક વાતો થઈ હતી, પણ તેનું કશું વર્ણન મેં લખી રાખ્યું નહોતું.)

ભોજન પછી અમે પાછાં ફરવા નીકળ્યાં — હું, મિસ્ટર રસેલ અને મિસિસ રસેલ

મેં પૂછ્યું : “વેલ્સે પોતાના ‘વિલિયમ કિલસોલ્ડ’ પુસ્તકમાં લખ્યું છે કે આજ કાલના વિચારશીલ પુરુષોએ માર્ક્સને છેક રદ કરી નાખ્યો છે.”

રસેલ વિચાર કરતાં કરતાં બોલ્યા : “તદ્દન રદ બાતલ કરી શક્યા છે એમ લાગતું નથી. કારણ, માર્ક્સની નીતિમાં ઘણું સત્ય રહેલું છે એ વાતનો સ્વીકાર કર્યા વિના ચાલે એમ નથી.”

“જેમ કે ?”

“જેમ કે માર્ક્સે એવી ભવિષ્યવાણી ઉચ્ચારી હતી કે આધુનિક યુગનું એક મોટું વલણ એ હશે કે મોટા મોટા વેપાર ધંધાના કર્તા હર્તા વિધાતાઓની સંખ્યા ધીમે ધીમે ઓછી થતી જશે અને તેમની વ્યક્તિગત સંસ્થાઓનો વિસ્તાર વધતો જશે. એટલે કે ઉત્પાદકશક્તિ અનેક પરચૂરણ લોકોના હાથમાંથી થોડા લોકોના હાથમાં જઈ પડશે. કંઈ નહિ તોયે તેમની આ ભવિષ્યવાણી તો અક્ષરે અક્ષર સાચી પડતી જાય છે. નહિ ?×

“અથવા ઇતિહાસનો અર્થશાસ્ત્રના પ્રશ્નની દૃષ્ટિએ વિચાર કરવાનો

× પોતાના Prospects of Industrial Civilization પુસ્તકમાં રસેલે બતાવ્યું છે કે અમેરિકાનું માંસના વેપારીઓનું ટ્રસ્ટ (meat-trust) કેવી રીતે ધીરે ધીરે માત્ર બે ચાર મૂડીવાદીઓના હાથમાં જઈ પડ્યું છે — જેમ પહેલાં નહોતું. ખાનગી ઉદ્યોગો, ગૃહઉદ્યોગોના દિવસ ધીમે ધીમે પૂરા થતા જાય છે.

તેમનો સિદ્ધાંત લો. માણસના ઇતિહાસનો માત્ર તેની આર્થિક બાજુથી જ વિચાર કરીએ તો તે પૂરો સમજાતો નથી, એ વાત સાચી હોવા છતાં, દરેક પ્રજાનો ઇતિહાસ તેના આર્થિક પ્રશ્નો દ્વારા ઘણે અંશે નિયંત્રિત થાય છે, એ વાતનું કંઈ મારણ નથી! એટલે આપણે સ્વીકારવું જ પડે છે કે માકર્સની નીતિમાં બધું જ કંઈ અસાર નથી."

"તો પછી આપ એમ માનો છો કે માકર્સની નીતિ એકદમ ખોટી સાબિત થઈ નથી અને હજી પણ એ ચાલશે?"

રસેલ પોતાની સ્ત્રી સામે જોઈને બોલ્યા: "તને શું લાગે છે, ડોરા?"

શ્રીમતી બોલ્યાં: "મને લાગે છે કે માકર્સની નીતિ ખોટી છે કે નહિ એ એક પ્રશ્ન છે, અને તે ચાલશે કે નહિ એ બીજો પ્રશ્ન છે. કારણ, માકર્સની નીતિ જો પહેલેથી છેલ્લે સુધી ખોટી જ સાબિત થાય તો પણ તેનું ચલણ એવું ને એવું અખંડ રહી શકે."

મેં પૂછ્યું: "એટલે?"

રસેલે કહ્યું: "ખ્રિસ્તી ધર્મનો દાખલો લેવાથી વાત સ્પષ્ટ થશે. ખ્રિસ્તી ધર્મનો પાયો તદ્દન ખોટો છે તે તો ત્રીજા સૈકામાં કેટલાક બુદ્ધિમાન લોકોએ કસણી કરતાં જ સાબિત થઈ ગયું હતું, પણ તેમ છતાંયે એ તો ચાલે છે, આ વીસમી સદીમાં—નહિ?" *

હસવાનું બંધ પડ્યા પછી વાત વાતમાં સોશિયાલિઝમની વાત નીકળી.

---

* પોતાના 'વ્હાઇ આઇ એમ નોટ એ ક્રિશ્ચિયન' પુસ્તકમાં રસેલે (ખ્રિસ્તી ધર્મ ઉપર કટાક્ષ કરીને) લખ્યું છે કે જ્યાં સુધી માણસ ભૂતકાળના અજ્ઞાન પ્રચારક વગેરેની નકામી નીતિકથાઓને વેદવાક્ય માની માથે ચડાવ્યા કરશે ત્યાં સુધી સંસ્કૃતિની આશા રાખવી દુરાશા સેવવા બરાબર છે.

મેં પૂછ્યું : "આપના 'રોડ્ઝ ટુ ફ્રીડમ' (સ્વાતંત્ર્યના માર્ગો) પુસ્તકમાં આપે અનેક જાતના સોશિયાલિઝમના ગુણદોષનો વિચાર કરી આખરે ગિલ્ડ સોશિયાલિઝમ તરફ જ પક્ષપાત બતાવ્યો છે. પણ શું આપને એમ લાગે છે કે નજીકના ભવિષ્યમાં બરાબર એ બાબતનું કોઈ પણ સુસમંજસ સોશિયાલિઝમ ચાલુ થાય એવો વધારે સંભવ છે ?"

"ના, બહુ જ ઓછો છે."

"ઓછો ?"

"વાત એમ છે કે કોઈ પણ સુવ્યવસ્થિત પદ્ધતિ અથવા સુસમંજસ બંદોબસ્ત જેમ વધારે ઊંડાં હોય — એટલે કે તેમાં જેમ વધારે સત્ય હોય તેમ તે વધારે જટિલ હોવાનાં. આથી દરેકે દરેક મહાન વસ્તુ જગતમાં સામાન્ય લોકોને સમજતાં ખૂબ મુશ્કેલી પડે છે, અને અસત્યનો પ્રભાવ એટલા માટે જ જગતમાં આટલો વ્યાપક હોય છે."

"હું સમજ્યો નહિ —"

"અસત્ય એ અસત્ય છે એટલા માટે જ તેને જટિલ થવાની જરૂર પડતી નથી. તેનો ઉદ્દેશ માત્ર એટલો જ હોય છે કે કોઈ પણ ઉપાયે મનુષ્યબુદ્ધિ મને સ્વીકારે. આથી જગતમાં અસત્યનો જ જયજયકાર વર્તે છે — જગતમાં મોટા ભાગના માણસો બેવકૂફ હોય છે માટે."

"આપ તો તો જીવનમાં બુદ્ધિના આભિજાત્ય ઉપર ખૂબ આસ્થાવાળા લાગો છો."

"એટલે ?"

"એટલે એમ કે સત્ય કેવળ મૂઠીભર લોકોની બુદ્ધિને જ ગમ્ય છે એવી કૌલીન્ય પંથીઓની માન્યતાને સ્વીકારો છો."

રસેલ જરા ઉશ્કેરાયેલે અવાજે બોલ્યા : "હું કોઈ અમુક માન્યતા

અથવા નીતિનો ખાસ પક્ષપાતી છું એવું છે જ નહિ. પક્ષપાતિત્વનો સવાલ અહીં ઊઠી જ શકતો નથી. હું જીવનને તેના યથાર્થ સ્વરૂપમાં જોવા માગું છું — એટલું જ."

"આપની વાત મને બરાબર સમજાઈ નહિ, મિસ્ટર રસેલ."

"જીવનમાં શું હોવું ઉચિત કે અનુચિત એ વિશે આપણી મનની ઘડેલી નૈતિક ધારણાને છોડીને આગળ જવાનો પ્રયત્ન આપણે ક્યારે કરીશું? શું સારું, શું નરસું એ વિશે આગળથી જ ગાંઠ બાંધી લીધા વગર જીવનનો વિચાર ન થઈ શકે? હું હમેશાં જોઉં છું કે આપણે ડગલે ને પગલે ઠોકર ખાઈએ છીએ, અને ઠોકર કેવળ એટલા માટે જ ખાઈએ છીએ કે આપણે સત્ય નિર્ણય કરવાને વખતે પણ આપણી ઇચ્છા અનિચ્છાના મોહમાંથી છૂટવા માગતા નથી. એટલે કે આપણે જીવનને નિઃસ્પૃહભાવે જોવા માગતા નથી. પણ કઈ યુક્તિને જોરે આપણે પહેલેથી જ માની બેસીએ છીએ કે આપણે શું ઇચ્છીએ છીએ શું નથી ઇચ્છતા એની સાથે સત્યના સ્વરૂપને કંઈ દુચ્છેદ્ય સંબંધ છે?"

જરા અટકીને: "વેપારમાં નાણાંના ભાવ ઊંચાનીચા થાય છે. એનો જ દાખલો લોને: એ એક ખૂબ અટપટી વસ્તુ છે, ખરું ને? તો પછી એક સાધારણ અભણ માણસને એનો સ્પષ્ટ ખ્યાલ શી રીતે આવી શકે? એ વિષયનો તેણે વિચાર જ કર્યો નથી, વિચાર કરવાની શકિત પણ તેનામાં નથી. પણ આમ કહેવાનો અર્થ શું એવો થાય કે હું તેની અશક્તિનો પક્ષપાતી છું? બરાબર એ જ રીતે — હું જ્યારે એમ કહું કે અઘરી વસ્તુ સામાન્ય માણસો સમજી શકતા નથી, ત્યારે હું એ શક્તિ – અશક્તિની વાંછનીયતા વિશે કશું કહેતો જ નથી. હું એક કસાયેલા સત્યનું ઉચ્ચારણ કરું છું એટલું જ. જો હું એમ કહું કે ઘોડાની ડોક ઝાડની ઊંચી ડાળના પાંદડાંને પહોંચી શકતી નથી, જિરાફની ડોક પહોંચી શકે છે, તો શું એવું

કહેવાય કે મેં કોઈ ખાસ ઇચ્છા પ્રગટ કરી છે — મેં એવું કહ્યું છે કે ઘોડાની ડોક પણ લાંબી હોય એ વાંચ્છનીય છે કે એવું કંઈ? જ્યારે આપણે જીવનને સમજવા માગીએ છીએ ત્યારે સૌથી પહેલી જરૂર આપણી ઇચ્છાઅનિચ્છાને સારાનરસાની ધારણાને દૂર રાખવાની છે, સમજ્યા ?"

થોડે દૂર જતાં એક પહાડ ઉપર જવાના સાંકડા રસ્તા પાસે આવતાં જ રસેલે અટકી ઊભા રહીને મને કહ્યું : "તમે આગળ ચાલો."

"આપ આગળ ચાલો —"

રસેલ સ્નિગ્ધ હસીને બોલ્યા : "એમ તે થાય ?"

રસેલના અવાજમાં તેમનો સહેજ પહેલાની વાતચીતનો ઉશ્કેરાટ હળવી વાતમાં શમી ગયો હતો.

અમે બંને જણ પહાડની ઉપર જઈને એ મોટા પથ્થર ઉપર બેઠા. મિસિસ રસેલ નીચે સમુદ્રતીરે પુત્રકન્યાનું સ્નાન જોવા ગયાં.

થોડી વાર બંને જણ ચૂપ બેસી રહ્યા.

પગતળે અસંખ્ય વીચિમાળાના કલહાસ્યથી સાગરનો વક્ષદેશ ગાજી ઊઠ્યો હતો ! પાશ્ચાત્ય ગગનનો કૃપણ રવિ એકાએક કોણ જાણે શાના મદથી માતાલ બનીને કિરણ વિકીરણ કરવામાં ઉદાર થઈ ગયો હતો ! પાસે જ કેટલાક સફેદ સઢ હતા — માછલાં પકડવાની હોડીઓના ! ક્ષિતિજના ખોળામાં પંખીઓનું એક ટોળું ચક્રાકારે ઘૂમતું ઘૂમતું ઊડતું હતું.

પણ મારો ક્ષોભ ગયો નહિ, એક જાતનો વિચિત્ર ભાવ મનમાં જાગતો હતો !

રસેલ પણ સમજી ગયા હતા — એ હું બરાબર સમજી શક્યો હતો. આમ છતાં ન તો તેઓ કશું બોલી શકતા હતા ન હું.

મને લાગે છે કે આજના આ અનિર્દેશ્ય અનુભવની વાત હું જીવનમાં કદી ભૂલીશ નહિ. ખાસ કરીને તો એટલા માટે કે એ બહાને મને રસેલના ચરિત્રની એક બાજુનો પરિચય મળ્યો હતો.

મને લાગવા માંડ્યું કે મહાત્મા ગાંધીની ધીરજ રસેલ કરતાં કેટલીય વધારે છે. રસેલ એક સામાન્ય પ્રશ્ન બીજી વાર પૂછતાં જ એકદમ અધીરા થઈ ગયા — પણ મહાત્માને રોજ કેટલા બધા માણસોના કેટલા બધા પ્રશ્નોના જવાબ આપવા પડે છે — કેટલી અસીમ ધીરજ સાથે! તો કદાચ — મને વિચાર કરતાં કરતાં એમ લાગ્યું કે — રસેલ મૂળથી જ મહાત્માજી કરતાં આવેશવાળા વધારે એટલે તેઓ જરામાં ઉશ્કેરાઈ જાય છે — તપી જાય છે. લખતી વખતે તીક્ષ્ણ વિચારના કડક પહેરાની મદદથી તેઓ મનને મુક્ત રાખવાનો પ્રયત્ન કરે છે એ ખરું — પણ હમેશાં મુક્ત રાખી શકતા નથી. જો રાખી શકતા હોત તો 'ધ સ્ટડી ઑવ મૅથેમૅટિક્સ' જેવા નિબંધમાં પણ ગણિતના વિશુદ્ધ આનંદનો ઉપભોગ કરતી વખતે તેમના મનમાં આ વ્યથાચંચલ પ્રશ્ન જાગત ખરો :

"અમે પૂછીએ છીએ કે આપણામાંથી કોઈને આજનાં દુઃખોમાંથી છટકી જવાનો, આપણા માનવબંધુઓને અસહાય મૂકવાનો હક છે — જ્યારે આપણે પોતે એવું જીવન ગાળી રહ્યા છીએ કે જે કઠોર અને કષ્ટમય હોવા છતાં પોતાની રીતે સ્પષ્ટપણે સારું છે?"

પરંતુ તે જ ક્ષણે આ પ્રશ્નનો જે ઉત્તર તેમણે આપ્યો છે, તે પણ એકંદરે તેમની બુદ્ધિનો ઉત્તર નથી — પેલા આવેશનો જ પ્રકાશ છે :

"જ્યારે આવા પ્રશ્નો જાગે છે, ત્યારે સાચો જવાબ, બેશક, એ જ છે કે કોઈક તો એ પવિત્ર અગ્નિને પ્રજ્વલિત રાખવો જ જોઈએ, કોઈક તો દરેક જમાનામાં આટઆટલા પ્રયત્નના અંતિમ ધ્યેયને પ્રગટ કરનાર ઝાંખીને સાચવી રાખવી જ જોઈએ."

તેમના ‘ ફ્રીમેન્સ વર્શિપ ’માંના અપૂર્વ વચનો મને યાદ આવ્યાં :

“ સહુ ગ્રંથિમાં મજબૂત એવી સમાન ભાવિની ગ્રંથિથી પોતાના માનવબંધુઓ સાથે જોડાયેલો સ્વતંત્ર માનવ જુએ છે કે કોઈ નવું જ દર્શન સદા તેની પાસે હોય છે, જે તેના પ્રત્યેક દૈનંદિન કાર્ય ઉપર પ્રેમની પ્રભા વરસાવ્યા કરે છે. માનવનું જીવન તો ગાઢ રાત્રિમાં, અદૃશ્ય દુશ્મનોથી વીંટાઈને, થાક અને દુઃખની યાતના ભોગવતાં ભોગવતાં, જ્યાં પહોંચવાની બહુ થોડા આશા રાખી શકે અને જ્યાં કોઈ જ લાંબો વખત ન રોકાય એવા ધ્યેય પ્રત્યેની યાત્રા છે. જેમ જેમ યાત્રા આગળ વધે છે, તેમ તેમ એક પછી એક સાથીઓ સર્વશક્તિમાન કાળની મૂક આજ્ઞાને વશ વર્તીને દૃષ્ટિ પાર થતા જાય છે. તેમને મદદ કરવા માટે આપણને બહુ જ ઓછો સમય મળે છે, બહુ જ ઓછા સમયમાં તેમનાં સુખ દુઃખનો નિર્ણય થઈ જાય છે. તેમના માર્ગ ઉપર ઉષ્માભર્યો તડકો નાખવો, તેમના દુઃખ શોકને સમભાવના મરહમથી હળવો બનાવવો, તેમને નિત્ય જાગ્રત પ્રેમનો વિશુદ્ધ આનંદ આપવો, તેમની ભાંગી પડતી હિંમતને બળવાન બનાવવી, અને નિરાશાની ક્ષણોમાં શ્રદ્ધા જગાડવી એ આપણું કામ છે. તેમના ગુણદોષને કૃપણને કાંટે તોલવા એ આપણને ન છાજે, આપણે તો કેવળ તેમની જરૂરિયાતનો જ વિચાર કરવો રહ્યો — તેમના શોકનો, મુશ્કેલીઓનો અને તેમના જીવનને દુઃખમય બનાવી મૂકનાર તેમના અંધાપાનો જ વિચાર કરવો રહ્યો. આપણે એ યાદ રાખવું ઘટે કે તેઓ એક જ અંધકારમાં આપણા સહદુઃખભાગી છે, અને એક જ કરુણાંતિકામાં આપણી ભેગા અભિનય કરતા સહાભિનેતા છે. એટલે જ્યારે તેમનું જીવન ખૂટી જાય, જ્યારે તેમની ભલાઈ અને બુરાઈ ભૂતકાળની અમરતા પામીને નિત્યકાળનાં બની જાય, ત્યારે આપણને એમ લાગવું જોઈએ કે જ્યાં જ્યાં તેમને સહન કરવું પડ્યું, જ્યાં જ્યાં તેમને નિષ્ફળતા મળી ત્યાં ત્યાં આપણું કોઈ કાર્ય કારણભૂત નહોતું; પણ જ્યાં જ્યાં તેમના હૃદયમાં દૈવી જ્યોત જાગી ત્યાં ત્યાં

આપણે ઉત્તેજન, સમભાવ અને ઉચ્ચ હિંમતભર્યા શબ્દો સાથે તેમને પડખે ઊભા હતા."

હું કેવળ મનમાં ને મનમાં વિચાર કરવા લાગ્યો કે જેમના મનમાં આવા બધા સૂક્ષ્માતિસૂક્ષ્મ અનુભવો વાસ કરે છે, તેઓ કેવી રીતે સહેજ પહેલાંના ઉશ્કેરાટના પ્રસંગનો ઉલ્લેખ કરતાં સંકોચ અનુભવતા હશે? બરાબર આ જ વખતે હું તેમના કંઠસ્વરથી ચમકી ઊઠ્યો હતો એ મને યાદ છે.

તેઓ મારા તરફ ફરીને સ્નિગ્ધ કંઠે બોલ્યાઃ "હું સહેજ પહેલાં ઉશ્કેરાઈ ગયો હતો તે માટે મને માફ કરજો." (તેમણે 'forgive' શબ્દ વાપર્યો હતો.)

વિચાર અથવા આવેશ શું નીરવતા વાટે પણ પ્રગટ થતા હશે!...આશ્ચર્ય!...

મારો ક્ષોભ ક્ષણમાં ઊડી ગયો. તેઓ આમ સ્પષ્ટપણે ક્ષમા માગશે એવી મેં બિલકુલ આશા નહોતી રાખી.

મને પણ લાગણી થઈ આવી. મેં કહ્યું: "મને કંઈ લાગ્યું નથી મિસ્ટર રસેલ...કદાચ હું જરા વધારે અસાવધપણે બોલ્યો હઈશ...મને કંઈ બરાબર સમજાયું નહિ — પરંતુ ગમે તેમ હો, આપ મારા આટલાઆટલા પ્રશ્નો આટલી બધી ધીરજપૂર્વક સાંભળો છો અને પ્રત્યેકનો જવાબ આપો છો એ કેવળ આપની જ લાયકી છે."

"પ્રશ્નોના ઉત્તર આપતાં મને કદી કંટાળો આવ્યો નથી, સાચું કહું છું, પણ વાત એમ છે કે એક વસ્તુ મને ખૂબ મહત્ત્વની લાગે છે. કદાચ તે કારણે જ હું એ વિશે આટલો આળો હઈશ."

"શી?"

"કે જીવનને સમજતી વખતે, સત્યની શોધ કરતી વખતે આપણે વાસનામુક્ત થવાનો પ્રયત્ન કરતા નથી. ડગલે ને પગલે ઠોકર

ખાઈએ છીએ છતાં શીખતાં નથી, એટલે હું એવું ઇચ્છું છું કે બાહ્ય જગતનું નિરીક્ષણ કરતી વખતે ઉચિત અનુચિતનો વિચાર લેશ માત્ર આપણી દૃષ્ટિને કલુષિત ન બનાવી દે — બસ એટલું જ."

"આપનાં ઘણાં લખાણોમાં scientific outlook (વૈજ્ઞાનિક દૃષ્ટિ) ની પ્રશંસા કરતી વેળા આપે આ વસ્તુ અનેક પ્રસંગે કહી છે.* આપની સત્યનિષ્ઠાની એ આવેશહીન નિષ્કામ બાજુ મને એટલી તો ગમી છે કે કંઈ કહેવાની વાત નહિ. મેં માત્ર આપને બુદ્ધિના આભિજાત્ય વિષે પ્રશ્ન પૂછ્યો તે તો ટોલ્સ્ટોયનો ખ્યાલ કરીને."

"ઓ!"

"એક વખતે ટોલ્સ્ટોયના વચનની મારા ઉપર ખૂબ અસર થતી કે માણસની તે કૃતિઓ જ ખરી રીતે શ્રેષ્ઠ હોય છે જે આપામર સાધારણ માણસોને પણ બુદ્ધિગમ્ય હોય. આજકાલ મને એમ લાગે છે કે એ વચન કાનને ગમે એટલું સારું કેમ ન લાગતું હોય પણ એ ખરેખર સત્ય નથી — કારણ કે જીવનનો અને ઈતિહાસનો અનુભવ ઊલટો જ પુરાવો આપે છે."

રસેલ સામેના દિક્ચક્રવાલ તરફ દૃષ્ટિ નિબદ્ધ કરીને બોલવા લાગ્યા: "ટોલ્સ્ટોયને વિશે સાઇકોઍનેલિસિસને પરિણામે નવી માહિતી મળી છે તે ખૂબ ચિત્તાકર્ષક છે. તેઓ અંદરખાનેથી

---

* વૈજ્ઞાનિકના અંતરમાં ગમે તેવી આશાઓ હોય તોયે તેણે કુદરતનો અભ્યાસ કરતી વેળા તે બધી બાજૂએ મૂકી દેવી જોઈએ; અને સત્ય પામવા માગતો હોય તો ફિલસૂફે એમ જ કરવું જોઈએ. સત્યની પ્રતિષ્ઠા થયા પછી જ નૈતિક વિચારણાને સ્થાન મળી શકે; સત્ય પ્રત્યે આપણી લાગણી કેવા પ્રકારની છે, અને એ સત્યને નજરમાં રાખી આપણા જીવનની વ્યવસ્થા કેવી રીતે કરવી એનો નિર્ણય કરવા તે આવી શકે અને તેણે આવવું જોઈએ, પણ સત્ય શું હોવું જોઈએ એ કહેનાર તરીકે તો નહીં જ.

—મિસ્ટિસિઝમ ઍન્ડ લૉજિક

અત્યંત ગર્વી માણસ હતા. તેમના ફોટા ઉપરથી આ વાત સારી રીતે જણાય છે, પણ ગર્વી થયા તેથી શું થયું — તેમનામાં જેટલો ગર્વ હતો તેટલું શિક્ષણ અથવા સંસ્કૃતિ નહોતી. આમ છતાં એ આત્મપ્રસાદને જીવતો તો રાખવો જ જોઈએ. એટલે સ્વાભાવિક રીતે જ તેમને એક સગવડ ભરી જીવન ફિલસૂફી ઊભી કરવી પડી હતી. તે શી હતી? તો કે જે હું જાણતો નથી અથવા સમજતો નથી તે જાણવા કે સમજવાની જરૂર નથી. એક શબ્દમાં આ જ ટૉલ્સ્ટૉયવાદનું માનસશાસ્ત્ર છે — એ લોકોની ભાષામાં કહીએ તો રૅશનૅલાઈઝેશન —

"ફ્રૉઇડ વિશે આપનો શો મત છે?"

"તેઓ એક મહાન પુરુષ છે, જો કે હું તેમની સાથે બધી બાબતમાં એકમત નથી."

"ક્યાં આપને તેમની સાથે મતભેદ થાય છે?"

"જીવનની એકેએક પ્રેરણાના મૂળમાં યૌન આકાંક્ષા રહેલી છે એ વાતમાં તેમની સાથે સહમત થવું મુશ્કેલ છે.* દાખલા તરીકે આપણે જ્ઞાનને લઈ શકીએ."

"એટલે?"

"એટલે જ્ઞાનની પ્રેરણાનો ઉદ્‌ભવ યૌન આકાંક્ષામાંથી નથી એમ માનવાને પૂરતાં કારણો છે, જો કે લલિત સર્જન યૌન આકાંક્ષાને બીજે માર્ગે વાળી દઈ શકવાને પરિણામે જ સંભવી શક્યાં છે એ વાત હું સ્વીકારું છું, પરંતુ જ્ઞાનનો વિકાસ સંભવિત થવાનું કારણ શક્તિની આકાંક્ષાને બીજે માર્ગે વાળી શક્યા એ છે, એમ લાગે છે."

"શી રીતે?"

---

* Instincts in the Unconscious પુસ્તકમાં રિવર્સ સાહેબે ફ્રૉઈડના આ સિદ્ધાંતનું ખંડન કર્યું છે. એ ખંડન આજકાલ યુરોપમાં વિદ્વત્સમાજમાં ખૂબ આદર પામ્યું છે.

"જ્ઞાન આપણને શક્તિ આપે છે એથી માણસને અને કુદરતને આપણી ઇચ્છા પ્રમાણે ચલાવવાં એનું નામ જ શક્તિ. જ્ઞાનને પરિણામે આપણી આ શક્તિ વધે છે."

આ પછી અમે પહાડ ઉપરથી નીચે આવ્યા. મિસિસ રસેલ સમુદ્ર કાંઠે બેસીને પોતાનાં નાનાં બાળકો સમુદ્રમાં નાહતાં હતાં તે જોતાં હતાં. રસેલ સ્નાનવેશ પહેરીને પાછા ઊતર્યા.

હું મિસિસ રસેલની પાસે બેઠો.

મેં પૂછ્યું: "રશિયા વિશે આપને અને રસેલને કંઈ મતભેદ થયો હતો?"

"ના રે! ઘણી ખરી બાબતોમાં અમે એકમત જ હતાં. માત્ર રશિયા મને કંઇક વધારે ગમ્યો હશે."

"હમણાં પેલે દહાડે મેં ક્યાંક વાંચ્યું કે આજે દુનિયામાં રશિયન સ્ત્રીના જેવી સ્વતંત્ર સ્ત્રીઓ બીજે ક્યાંય નથી. આ વાત શું આપને સાચી લાગે છે?"

મિસિસ રસેલ વિચાર કરતાં કરતાં બોલ્યાં: "ના, મને લાગે છે કે આજની અંગ્રેજ અથવા અમેરિકન સ્ત્રીઓ રશિયાની સ્ત્રીઓ કરતાં વધારે સ્વતંત્ર છે, પણ સાથે સાથે મારે એ કહેવું જોઈએ કે એ દોષ રશિયાની આજની સરકારનો નથી, દોષ ત્યાંના પુરુષોનો છે."

"એટલે?"

"એટલે આજના રશિયાના સરેરાશ પુરુષો શિક્ષણમાં ઇંગ્લંડ કે અમેરિકાના પુરુષોની બરોબરી કરી શકે એમ નથી. નહિ તો, રશિયાના કાયદાઓ દુનિયાના બધા દેશો કરતાં આગળ વધેલા છે એ તો કબૂલ કરવું જ જોઈએ."

"કઈ રીતે આગળ વધેલા?"

"દાખલા તરીકે રશિયામાં આજે કોઈ પણ સ્ત્રી કે પુરુષ

સહેલાઈથી છૂટાછેડા મેળવી શકે છે — જો તે એમ કહે કે મારે પતિ કે પત્ની સાથે બનતું નથી. કાયદાની દૃષ્ટિએ જોઈએ તો આ એક જબરી પ્રગતિનું લક્ષણ છે."

"પણ બાળકોની વ્યવસ્થા શી?"

"બાળકોને માટે કાયદામાં શી વ્યવસ્થા કરી છે તે હું બરાબર જાણતી નથી, પણ મને લાગે છે કે એ બાબતમાં પિતા માતા વચ્ચે અમુક સમજૂતી થાય છે."

"પણ તમને એમ નથી લાગતું કે આવા છૂટાછેડાને પરિણામે બાળકોને નુકસાન થાય છે?"

"કઈ રીતે?"

"બાળકને પિતા માતા બંનેનો સ્નેહ અને કેળવણી એકાંત આવશ્યક નથી?"

મિસિસ રસેલ આશ્ચર્ય પામીને બોલ્યાં: "શા માટે આવશ્યક હોય? અને — બધાં બાળકો પિતા માતા બંનેનો સ્નેહ અને શિક્ષણ પામે છે એવું તમે માનો છો? ખાસ કરીને મજૂરોનાં બાળકો તો તે કદી પામતાં જ નથી — એ કોણ નથી જાણતું? મેં કોઈ જગ્યાએ એક મજૂરના બાળકની વાત સાંભળી હતી કે તેના બાપે તેને માર્યો એટલે તે રડતો હતો. કોણે માર્યો એમ પૂછતાં તેણે કહ્યું: 'જે માણસ દર રવિવારે માની સાથે સૂએ છે તેણે.'"

જરા અટકીને: "એવાં કેટલાંય બાળકો પડ્યાં છે જેમની સાથે તેમના પિતાનો સંબંધ માત્ર પેલા રવિવાર પૂરતો જ હોય છે."

આ વખતે રસેલ સ્નાન પૂરું કરી આવીને અમારી પાસે એક પથ્થર ઉપર બેઠા.

અમારી વાત ઇંગ્લંડના છૂટાછેડાના કાયદા વિશે ચાલતી હતી. મિસિસ રસેલે કહ્યું: "એ તદ્દન નકામો કાયદો છે કે બંને પક્ષે જો

વ્યભિચાર કર્યો હોય તો છૂટાછેડા ન થઈ શકે. એટલું જ નહિ, છૂટાછેડાના અમારા કાયદાનો તો ઘણી વાર કશો અર્થ જ શોધ્યો જડતો નથી."

"શું?"

"છૂટાછેડા માટે જ્યારે કેસ ચાલતો હોય ત્યારે જો પતિ પત્ની એક વાર પણ મિત્રભાવે મળે — માત્ર એકબીજા સામે જુએ તો પણ, છૂટાછેડા રોકવા એ પોતાનું પરમ કર્તવ્ય છે એમ કાયદો માને છે. એ કેવી હસવા જેવી વાત છે —"

રસેલ બોલી ઊઠયા: "એની પાછળનું માનસશાસ્ત્રીય કારણ એ છે કે ન્યાયની અદાલત પોતાને ધર્મના એક મહા પંડારૂપે માનતી હોય છે. એ ધર્મને કાયમ રાખવો હોય તો પંડાના આત્મપ્રસાદને ખાતર એવું બતાવવું જોઈએ કે જે પક્ષ છૂટાછેડા માટે અધીરો બન્યો છે, તે પક્ષ તદ્દન નિર્દોષ નિષ્કલંક હોવા છતાં પણ બીજો પક્ષ તેને કનડે છે — એટલો બધો કનડે છે કે તે બિચારાથી ક્રોધથી સળગી ઊઠયા વિના રહેવાતું જ નથી, પણ જ્યાં તે પોતે જ નિષ્કલંક નથી ત્યાં તેને પોતાને ક્રોધ કરવાનો કશો નૈતિક અધિકાર રહેતો નથી, એટલે એવે સ્થળે ન્યાયનું કર્તવ્ય એ જ રહે છે કે બંને જણને એક જોડીમાં બાંધી રાખવાં — પછી એથી એ બંનેને ભલે ગમે તેટલું દુઃખ પડે."

મેં હસીને કહ્યું: "વેલ્સના 'વિલિયમ કિલસોલ્ડ'માં તેમણે કિંગ્સ પ્રોકટરની * આ જાસૂસી ઉપર ભારે રોષ ઠાલવ્યો છે. તેમણે કહ્યું છે કે કિંગ્સ પ્રોકટરને કાયદાએ માણસનાં અસુખ અને અશાંતિ બની શકે તેટલાં વધારવા માટે રાખ્યો છે."

---

* વિલાયતમાં કિંગ્સ પ્રોકટર છૂટાછેડા પછી છ માસ સુધી તપાસ કર્યા કરે છે. જે દંપતીને છૂટાછેડા મળ્યા હોય તેમને વિશે આ છ મહિનામાં ઉપર કહી તેવા પ્રકારની ખબર મળે તો તે છૂટાછેડાને રદ કરી નાખે છે.

મિસિસ રસેલ વ્યંગને સ્વરે બોલ્યાં : "આ બાબતમાં કાયદાની રૂઢિચુસ્તતા અને અંધતા જોઈને ઝાળ ઊઠે છે. છૂટાછેડાના આ કાયદાનો જરા વિચાર કરી જુઓ કે જો ક ખને એક વાર વ્યભિચારી સાબિત ન કરી શકે તો પાછળથી કને તે વ્યભિચાર વિશે નવા પુરાવા મળે તો પણ ક ફરીથી ફરિયાદ ન કરી શકે. આ જ આજનો કાયદો છે ને, બર્ટ્રાંડ ?"

"હા, ડોરા. પણ એનું કારણ શું છે, ખબર છે ? એનું કારણ એ છે કે કાયદાનો સૂક્ષ્મ વિવેક ફરમાવે છે કે એક ગુનાને માટે કોઈની ઉપર એકથી વધારે વાર મુકદ્દમો માંડી શકાય નહિ. એક એવી વાત છે કે કોઈ માણસનું ખૂન કરવા બદલ એક માણસને વીસ વરસની જેલની સજા થઈ હતી. તે વીસ વરસ પૂરાં થયા પછી આવીને જુએ છે તો જેનું તે ખૂન કરવા ગયો હતો તે માણસ જીવે છે, એટલે એણે શું કર્યું ? જઈને પેલા માણસનું ખાસ્સું ખૂન કર્યું. આ વખતે એ નિશ્ચિંત હતો — કારણ કે આ ગુનાને માટે તે એક વાર કેદ ભોગવી આવ્યો હતો એટલે કાયદો કંઈ તેને બીજી વાર સજા કરી શકવાનો ન હતો." એમ કહીને રસેલ હો હો કરીને હસી પડ્યા. અમે પણ તે હાસ્યમાં ભળ્યાં.

આખરે અમે ચા પીવા માટે રસેલની કુટિરમાં પાછાં ફર્યાં.

વાત વાતમાં મેં રસેલને પૂછ્યું : "બર્નાર્ડ શૉ આપને કેવા લાગે છે ?"

"ખૂબ સારા માણસ છે. પ્રભાવથી સ્વભાવ બગડ્યો ન હોય એવા માણસ જગતમાં વિરલ હોય છે. પોતાની ખ્યાતિ કાયમ રાખવાની બાબતમાં તેમનું આવું ગંભીર ઔદાસીન્ય જોઈને પણ આનંદ થાય છે. એવા સત્યનિષ્ઠ, નિર્ભય, વ્યંગપ્રિય માણસ છે — એમનો સમાગમ એક મોટો લાભ છે —"

"ગોલ્સવર્ધી આપને કેવા લાગે છે ?"

"કળાકાર ખરા. પણ કર્મજગતમાં મહત્ત્વના પુરુષ નથી."

"કર્મજગતમાં મહત્ત્વના પુરુષ આપ કોને કહો છો?"

રસેલ વિચાર કરતાં કરતાં બોલ્યાં: "જેમ કે વેલ્સ — જો કે તેઓ મોટા કલાકાર નથી."

"વારુ. શેલાં કહે છે કે મોટો કલાકાર ખરાબ માણસ હોઈ શકે નહિ."

"ખોટી વાત. ડોસ્ટોયેવ્સ્કી તો આવડા મોટા કલાકાર હતા, પરંતુ સાઇબીરિયામાં તેઓ અમલદારોની જેવી ખુશામત કરતા તે ઉપરથી તેમના ચરિત્રબળ ઉપર શ્રદ્ધા રાખવી કઠણ નથી થઈ પડતી?"

"આપ નવલકથા વગેરે વાંચો છો?"

"વાંચું છું — જ્યારે વખત મળે ત્યારે — પણ વખત બહુ મળતો નથી."

"આપનો લખવામાં ખૂબ વખત જતો હશે?"

"જાય તો ખરોસ્તો."

"વારુ. આપ પોતાનાં લખાણ ખૂબ સુધારો છો ખરા?"

"જરાય નહિ — હું એકે સપાટે લખી નાખું છું અને પૂરું થાય એટલે પ્રેસમાં મોકલી દઉં છું."*

"આપના લખાણની શૈલીમાં મને સંયમ ખૂબ ગમે છે. આપ શું એ ગુણ સિદ્ધ કરવા માટે પ્રયત્ન કરતા?"

* પોતાના લખાણ વિશે 'આઉટ લાઈન ઓવ ફિલોસોફી' નામના પુસ્તકમાં રસેલે ભારે ચિત્તાકર્ષક વાત લખી છે: 'પુસ્તક લખવામાં મારો પોતાનો અનુભવ એવો છે કે શરૂઆતમાં થોડી વાર સુધી હું ફાંફાં મારતો હોઉં છું, અચકાતો હોઉં છું, અને પછી એકાએક હું તે પુસ્તક આખું ને આખું મારી નજર સામે જોઈ શકું છું, પછી તો મારે કોઈ હસ્ત પ્રતમાંથી નકલ કરતો હોઉં એમ લખી નાખવાનું જ રહે છે.' (પૃ. ૪૪)

"એક વખતે કરતો. એક એક વિચાર ઓછામાં ઓછા કેટલા શબ્દોમાં વ્યક્ત કરી શકાય તે વિશે હું બાળપણમાં જાત જાતના પ્રયોગો કરતો. એ ડિસિપ્લીનથી મને ખૂબ લાભ થયો છે."

પરચૂરણ વાતોમાં મેં કહ્યું: "કેવી ચોપડીઓ આપને ગમે છે, એ જાણવાનું મને ખૂબ કુતૂહલ થાય છે."

"એનું કંઈ ઠેકાણું છે? દાખલા તરીકે ડિકન્સ, શેકસપિયર, બર્નાર્ડ શૉ, શેરલોક હોમ્સ —"

"શેરલોક હોમ્સ આપને ગમે છે જાણીને મને બહુ આનંદ થયો."

"અરે! શેરલોક હોમ્સમાં તો ખૂબ મઝા પડે છે."

વાત વાતમાં, હિંદુસ્તાનની વાત નીકળી.

મેં કહ્યું: "જ્યાં સુધી અંગ્રેજો અમને આ રિફોર્મ — સુધારાના જેવી નકામી વસ્તુ આપીને બાળકોને પટાવવા જેવું કર્યા કરશે ત્યાં સુધી શા રીતે સ્થિતિ સુધરવાની છે કહો?"

રસેલે કહ્યું: "અંગ્રેજો તમારા ઉપર દયા કરીને જે તમારા હાથમાં આપશે તે નકામી વસ્તુ સિવાય બીજું કંઈ હોઈ જ શકે નહિ મિસ્ટર રાય. તે લોકો તમને કંઈક પણ ત્યારે જ આપશે જ્યારે એ લોકો ભડકી જશે."

એમ કહીને થોડી વાર અટકીને બોલ્યા: "હું આજ કાલ કોઈ પણ પ્રકારની સરકાર ઉપર વિશ્વાસ રાખતો નથી. કારણ મને લાગે છે કે દુનિયામાં આજના જમાનામાં કોઈ પણ સરકાર સારી નથી. ધારી લો કે તમે જો આજે અમારા ઉપર રાજ્ય કરતા હોત તો તમારી રાજ્યપદ્ધતિ અમારા કરતાં વધારે ઊંચા પ્રકારની હોત એમ માનવાને કંઈ કારણ છે ખરું?"

મેં કહ્યું: "તે વાત સાચી."

રસેલ વિચાર કરતાં કરતાં બોલ્યા: "પણ બીજી બાજુ

ઇતિહાસનો પુરાવો જો લેવામાં આવે તો માલમ પડે કે એક પ્રજા બીજી પ્રજાને પોતાની સભ્યતામાંથી કંઈક આપી શકે છે તે શરીર-બળને જોરે જ. રોમન લોકોએ અંગ્રેજોમાં પોતાની સભ્યતાનો પ્રચાર બરાબર એ જ રીતે કર્યો હતો જે રીતે આજ અમો તમારામાં કરીએ છીએ. એ સારું છે કે ખોટું એ બેશક જુદો સવાલ છે, પણ જો એક દેશની સભ્યતાનાં મૂળિયાં બીજા દેશની ભૂમિમાં રોપવાં હોય તો આ સિવાય બીજો ઉપાય નથી એમ લાગે છે."

મેં કહ્યું: "પણ આ વાત બધે લાગુ પડે કે નહિ એ વિશે શંકા છે. દાખલા તરીકે જાપાન લો. જાપાને યુરોપીય સભ્યતાને સ્વીકારી છે ખરી, પણ તે કંઈ બહારના દબાણથી નથી સ્વીકારી, પોતાની ઇચ્છાથી સ્વીકારી છે."

રસેલે કહ્યું: "બિલકુલ નહિ. બહારનું દબાણ ન હોત તો જાપાન આજ જાપાન હોત જ નહિ. તમને જરૂર ખબર હશે કે એક સમય એવો હતો જ્યારે જાપાન પોતાનાં બંદરમાં યુરોપનાં વેપારી વહાણોને પેસવા દેવા નહોતું માગતું — તેને ફરજ પાડવી પડી હતી. સદ્‌ભાગ્યે જાપાને આ અપમાનથી લાંબા નિસાસા નાખવામાં કે અરજી વિનવણી કરવામાં વખત બગાડ્યો નહિ. તેમણે અમારા વિજ્ઞાન આગળ હાથ ધર્યો, અમારી યુદ્ધપદ્ધતિનું અનુકરણ કર્યું, અને અમારાં ધારાધોરણને અપનાવી લીધાં, અને આ કામ તેમણે એવી રીતે કર્યું કે એક જ પેઢીમાં તેમના ટાપુનો ચહેરો ફરી ગયો."

એક અમેરિકન બાઈ બેઠાં હતાં તેઓ બોલ્યાં: "પણ જાપાનની નિષ્ઠુરતા."

રસેલે કહ્યું: "પણ તે તો જાપાનને તમારી મારી પાસેથી જ શીખવાની ફરજ પડી હતી એ વાત કેમ ભૂલી જાઓ છો મિસિસ? તમે શું એમ માનો છો કે હું કે તમે આજે તેને માનની નજરે

જોતા હોત જો નિષ્ઠુરતાની બાબતમાં તે પોતાના ગુરુથી સવાયું ન બન્યું હોત તો? પણ તે ગમે તે હો, જાપાને જે કર્યું છે તેનો જોટો માનવ ઇતિહાસમાં મળે એમ નથી. આપણે એ વાતનો વિચાર કરતાં પણ આશ્ચર્યથી અવાક થઈ જઈએ છીએ કે પચાસ સાઠ વરસ પહેલાં જાપાનના રાજપુરુષોએ પોતાની જાતિને યુદ્ધની પદ્ધતિની દીક્ષા આપવાની જે મહાન યોજના ઘડી હતી તેને જાપાને આ અરધી સદીમાં અક્ષરે અક્ષર પાર ઉતારી એ માનવ ઇતિહાસમાં અજોડ અને અભૂતપૂર્વ છે—એટલું જ નહિ, લગભગ ન માનવા જેવું છે એમ કહીએ તોયે અતિશયોક્તિ ન કહેવાય."

## રવીન્દ્રનાથ

" ચિરયુવા તુઇ જે ચિરજીવી
જીર્ણ જરા ઝરિયે દિયે
પ્રાણ અફુરાણ છડિયે દેદાર દિબિ."

*

" છોટરે કખનો છોટ નાહિ કરો મને,
આદર કરિતે જાનો અનાદૃત જને."

[ " તું ચિરયુવા છે, ચિરજીવી છે
જીર્ણ જરાને ખંખેરી નાખીને
તું અખૂટ પ્રાણ છૂટે હાથે વેરજે."

*

" નાનાને કદી તું નાનો ગણતો નથી
અનાદૃતનો પણ આદર કરતાં તને આવડે છે." ]

— **રવીન્દ્રનાથ ટાગોર**

**મેં એવું** સાંભળ્યું છે કે 'કરુણા'ની એક શરત એ હોય છે કે પાત્ર અપાત્ર હોવું જોઈએ. મને લાગે છે કે આ શરત મેં પૂરી કરી છે એટલે જ આટઆટલા મહાપ્રાણ પુરુષોની કરુણા પામ્યો છું— એ બધામાં રવીન્દ્રનાથ પણ એક છે. એમની સાથે જ મારે સૌથી વધારે વાતચીત થઈ હશે. મારી પાસે એટલી બધી નોંધો પડી છે કે બધી આ પુસ્તકમાં પ્રગટ કરવી અસંભવિત છે. મારા 'સાંગીતિકી' પુસ્તકમાં 'સુર અને શબ્દનો સમન્વય' નામના પ્રકરણમાં તેમની અનેક સારગર્ભ વાતો પ્રગટ થઈ છે. તે બધીને ફરી છાપવાની

જરૂર નથી. જેઓમાં વધારે ઉત્સાહ હોય તેમને મારી વિનંતી છે કે તેમણે તે બધી પહેલાં વાંચી લેવી. ત્યાર પછી ૧૯૨૫ના એપ્રિલ માસની આઠમી તારીખે કવિ સાથે વાતચીત થઈ હતી. કવિનું વક્તવ્ય કવિએ પોતાને હાથે સુધારી આપ્યું છે — ઘણે ઠેકાણે તો લગભગ ફરીથી જ લખી આપ્યું છે એમ કહું તો ચાલે.

*

સવાર : કવિ જરા થાકેલા જણાતા હતા.

મેં કહ્યું : "એક પ્રશ્ન પૂછવાની એટલી ઇચ્છા થાય છે —"

કવિ હસતે મુખે બોલ્યા : "પૂછો ને તો."

મેં કહ્યું : "હમેશાં આપણે સાંભળીએ છીએ કે સંગીતનું આવેદન (અપીલ) સાર્વત્રિક છે. રોલાં પાસે પણ ખૂબ સપાટા ખાધા છે. પણ છતાં મન માનતું નથી. મેં અનેક વાર જોયું છે કે યુરોપીય સંગીત જેમ આપણા મનમાં કોઈ ગંભીર રસનો ખોરાક પૂરો પાડતું નથી તેમ આપણું સંગીત પણ તે લોકોના મનમાં તેવો કશો પ્રતિશબ્દ જગાડતું નથી. આ વિષયમાં તમારો મત સાંભળવાની ખૂબ ઇચ્છા છે."

કવિએ કહ્યું : "બધાં સર્જનમાં જ એક પ્રકારનું દ્વૈત રહેલું છે; તેની એક બાજુ અંતરનું સત્ય હોય છે, અને બીજી બાજુ તેનું બહારનું વાહન હોય છે. અર્થાત્ એક બાજુ ભાવ અને એક બાજુ ભાષા. એ વચ્ચે જેમ પ્રાણગત ઐક્ય છે તેમ પ્રકૃતિગત ભેદ પણ છે. ભાષા સાર્વજનીન નથી છતાં આ સત્ય સાર્વજનીન છે. એ સર્વજાતીય સંપત્તિને મેળવવી હોય તો તેના વિશેષ પ્રકારના આધાર ઉપર કાબૂ મેળવવો જોઈએ. કવિ શેલીના કાવ્યના સાર્વજનીન રસનો ઉપભોગ કરવો હોય તો અંગ્રેજ નામે એક વિશેષ જાતિની ભાષા શીખી લેવી જોઈએ. તે ભાષાની સાથે તે રસને એવો ગાઢ સંબંધ છે કે એ બે વચ્ચે વિચ્છેદ કરીએ એ બિલકુલ ચાલે જ નહિ.

ગીતની અંદરનો રસ વિશ્વજનીન છે, પણ ભાષા એટલે કે તેનો બહારનો ઠાઠ જુદી જુદી જાતનો હોય છે. તે પાત્રને યથારીતિ વાપરવાનો અભ્યાસ જો ન હોય તો ભોજન વ્યર્થ બની જાય છે. પણ એટલા માટે ભોજનની સત્યતા વિષે શંકા લાવવી એ ખોટું છે. યુરોપિયનો પોતાના સંગીતનું જે બહુ મૂલ્ય આંકે છે અને તેની એમના ઉપર જે ઊંડી અસર થાય છે તે આપણે જોઈએ છીએ. આ પુરાવાને ન માનવો એ મૂઢતા છે. પણ એ વાત પણ કબૂલ કરવી જોઈએ કે એ સંગીતના રસકોષમાં પ્રવેશ કરવાની મારી શક્તિ નથી, કારણ કે એની ભાષા હું જાણતો નથી. જેઓ પોતે ભાષા જાણતા હોય છે તેઓ બીજાના ન જાણવા વિશે અસહિષ્ણુ બની જાય છે. ઘણી વખત તેઓ સમજી શકતા નથી કે ન જાણવું એ જ સ્વાભાવિક છે. આપણે જ્યારે ભાષા સમજતા થઈએ છીએ ત્યારે રસ અને રૂપ અખંડ એક બનીને આપણી આગળ પ્રગટ થાય છે. કાવ્ય અને ગીતની ભાષા જેમ દેશ પ્રમાણે જુદી જુદી હોય છે તેમ ચિત્રની ભાષાની બાબતમાં હોતું નથી, કારણ, ચિત્રનું ઉપકરણ, દૃશ્ય પદાર્થ હોય છે, અને બીજી ભાષાની પેઠે એ કંઈ સંકેત કે પ્રતીક નથી. ઝાડ શબ્દ એક સંકેત છે, તેનો પ્રત્યક્ષ પરિચય એ શબ્દમાં રહેલો નથી, પણ ઝાડનાં રૂપરેખા પોતાનો પરિચય પોતે જ આપી શકે છે, તેમ છતાં ચિત્રકલાના ઇડિયમ — રૂઢિપ્રયોગોનો જ્યાં સુધી આપણને બરાબર પરિચય ન થાય ત્યાં સુધી તેના રસાસ્વાદમાં અડચણ આવે છે. એ જ કારણથી ચીન, જાપાન અને હિન્દુસ્તાનની ચિત્રકલાની કદર કરતાં યુરોપને ખૂબ વાર લાગી છે. પણ જ્યારે સમજ્યું ત્યારે ઇડિયમથી રસને છૂટો પાડીને નથી સમજ્યું, બંનેને એક કર્યાં ત્યારે જ સમજ્યું છે. તે જ પ્રમાણે સંગીતને સમજવામાં પણ એકાંત બાધા નથી હોતી. પરંતુ તેના પ્રગટીકરણની જે બાહ્ય રીતિ વિશેષ દેશમાં વિશેષ રૂપે બંધાઈ ગઈ હોય, તેને બળજબરીએ કૂદી જઈને સંગીતને સંપૂર્ણ ભાવે પામવું એ અસંભવિત છે. એમ કરવાથી કશો

આભાસ જ મળતો નથી એમ મારું કહેવું નથી, પણ એ અશિક્ષિત ના આભાસ ઉપર આધાર રાખવા જેવો નથી હોતો.

એક ભાષાના અમુક શબ્દનો જે ખાસ નિર્દિષ્ટ અર્થ હોય તે બીજી ભાષાના પ્રતિશબ્દમાં પણ મળી શકે. પણ તેના ઉપર આપણા વપરાશની જે છાપ લાગે છે, હૃદયનો જે રંગ ચડે છે, તે કંઈ બીજી ભાષામાં મળી શકતાં નથી. કારણ, ચરણકમળને feet lotus કહેવાથી કંઈ જ કહી શકાતું નથી. આમ છતાં એ શબ્દમાં ભાવનો જે સૂર આપણે સાંભળીએ છીએ તે સૂર જે કોઈ માણસ ગમે તે ઉપાયે પણ સાંભળી પામશે તેને તે આનંદ પણ તેટલો સુગમ થશે. એટલા માટે આ બહારની વસ્તુને પામવાની રાહ જોવી જ પડશે, તો જ અંદરની વસ્તુ હાથ આવશે. આપણે અંગ્રેજી સાહિત્યનો રસ ઘણો ખરો પામી શકીએ છીએ, કારણ, આપણે અંગ્રેજી શબ્દનો કેવળ અર્થ જ જાણીએ છે એમ નથી, પણ ઘણે ભાગે તેનો સૂર અને રંગ પણ આપણે જાણતા થયા છીએ. કીટ્સના 'ઓડ ટુ એ નાઇટિંગેલ'માં Fairy land forlorn ના Perilous seaની ઉપર magic casementનું ચિત્ર જે અપૂર્વ સુંદરરૂપે પ્રગટ થયું છે તેને આપણી ભાષામાં વ્યક્ત કરવું અસંભવિત છે. એનું શબ્દગત સંગીત પ્રતિશબ્દોમાં દુર્લભ હોય છે એટલી એક જ મુશ્કેલી નથી. એ લોકોની પરીના દેશની કલ્પનાની સાથે જે બધી અદ્‌ભુતતાના અનુભાવ સંકળાયેલા છે તે આપણે ત્યાં નથી. પણ કીટ્સની કવિતાનું માધુર્ય આપણી આગળ કંઈ વ્યર્થ ગયું નથી. કારણ, દીર્ઘ કાળના અભ્યાસ અને સાધનદ્વારા આપણે અંગ્રેજી સાહિત્યની દેવડી વટાવી ગયા છીએ. યુરોપીય સંગીતની આપણે એટલી સુદીર્ઘ સાધના કરી નથી — આપણે હજી દરવાજા બહાર જ છીએ. આથી એટલું આપણે સમજ્યા છીએ કે સંગીતનું સૌન્દર્ય વિશ્વજનીન છે, પણ તેની ભાષાનો દ્વારપાળ વિશ્વજનનું નિમક ખાતો નથી."

મેં કહ્યું : "આપે રસની વિશ્વજનીનતાની વાત કરી પણ રુચિભેદ —"

કવિએ કહ્યું : "બેશક, રુચિભેદ વિશે માણસ સૃષ્ટિની શરૂઆતથી જ ઝઘડો કરતો આવ્યો છે."

મેં કહ્યું : "પણ તો પછી આપણે એમ કહેવું કે કળામાં નિરપેક્ષ મૂલ્યો Absolute values વિશે માણસના મનમાં અનૈક્ય જ કાયમ રહેવાનું છે; એકમત કદી થવાનો જ નથી ?"

કવિએ કહ્યું : "થશે, પણ તેની કસોટી કાળ છે. એક માત્ર કાળ જ આ બાબતમાં તો સાચો નિર્ણય કરી શકે. તાત્કાલિક મતો મોટે ભાગે કલા અથવા કલાકારોનાં સાપેક્ષ મૂલ્યો Relative values વિશે ભૂલ કરી બેસે છે એ કોણ નથી જાણતું ?"

*

આ પછીની મુલાકાત ૧૯૨૬ના એપ્રિલની ૪થીએ થઈ હતી. કવિને મેં એ મુલાકાતની નોંધ મોકલી આપી હતી. તેમણે એ પણ લગભગ આખી નવેસરથી ઢાળી સજાવીને ૧૩૩૪ના ભાદ્ર માસના 'પ્રવાસી'માં છાપવા આપી હતી; ભૂમિકામાં લખ્યું હતું :

"દિલીપકુમારમાં એક મોટો ગુણ છે, તેઓ સાંભળવા માગે છે, એટલે જ સાંભળવાની વસ્તુ તેઓ ખેંચી લાવી શકે છે. સાંભળવાની ઇચ્છા હોવી એ અકર્મક વસ્તુ નથી, એ સકર્મક છે. એમાં એક વિશેષ શક્તિ રહેલી છે. તે બોલવાની શક્તિને જગાડે છે. જે માણસ બોલે છે તેને માટે તે જેવી તેવી તક ન કહેવાય. કારણ કે બોલવા વાટે જ પોતાના મનની સાથે આપણો સાચો પરિચય થાય છે. દિલીપકુમારે ઘણી વાર મને આ આત્મચિંતાના અધિકારનો આનંદ આપ્યો છે. જ્યારે મેં તેમને વાતો સંભળાવી છે ત્યારે ખરું જોતાં તે વાત મેં પોતે જ સાંભળી છે......તે દિવસે જે વાતો કહી હતી તેને ફરી

લખવી મુશ્કેલ છે; એક તો યાદ નથી, બીજું વાતો જે પરિવેષ્ટનમાં પ્રગટ થઈ હતી તે પરિવેષ્ટન પણ ભાષામાં ઉતારવા માટે જે સમય જોઈએ તે હમણાં મારી પાસે છે જ નહિ.”

તો પણ એ પરિવેષ્ટનનો આભાસ આપવા માટે કવિની એક વાત માત્ર કહું છું —

મહિનોક પહેલાં કવિએ આગરતલાથી મને એક પત્ર લખ્યો હતો. તેમાં એક ઠેકાણે હતું :

“ નિરતિશય કલાંતિને વખતે અહીં નિર્જન કુંજવનમાં વસંતના પ્રથમ સમાગમના રસાવેશે મારા સમસ્ત દેહમનને ભરી દીધાં છે. જ્યારે ઉદ્યમનું પ્રાચુર્ય હોય છે ત્યારે સ્વરચિત કર્તવ્યના કારખાનામાં અનેક પ્રકારના પ્રયોજનીય સંકલ્પોને ઢાળવાના ઘડવાના પીટવાના કામમાં રોકાયેલો રહું છું. આખરે ખાલી મનને જ્યારે ધંધો બંધ કરવાની ફરજ પડે છે ત્યારે જ પ્રકૃતિને આંગણે આતિથ્ય ગ્રહણ કરવાની તક મળે છે. આજે તે મોહિનીના હાથમાં સ્વાભાવિક રીતે જ પકડાયો છું. બરાબર સૂરમાં કહી શકું છું: “ શિશુકાલ હ’તે તોમાતે આમાતે પરાણે પરાણે લેહા.” ( બાળપણથી તારે ને મારે પ્રાણની પ્રીતિ બંધાયેલી છે. )

મળ્યા ત્યારે કવિ આ પત્રનો ઉલ્લેખ કરીને બોલ્યા : “ તમને તે દિવસે જે પત્ર લખ્યો હતો તે પત્ર લખતી વખતે મારા વિચારોની અનેક વચાળોમાં થઈ ને વસંત પ્રકૃતિના નાવાવિધ ઈશારાઓએ મારા ચિત્તને ગૃહત્યાગી બનાવવાનું એવું કાવતરું રચ્યું હતું કે શું કહું ! ”

મેં કહ્યું : “ આપના લખાણની લીટીએ લીટીમાંથી સમજી શકાય છે કે પ્રકૃતિનું સંગીત આપને કેટલું પ્રિય છે. આપના ‘ વર્ષારંભે ’ નિબંધમાં આપે દુ:ખ વ્યક્ત કર્યું છે કે પ્રકૃતિની સાથે શહેરી જીવનનો વિચ્છેદ ધીમે ધીમે ઊંડો થતો જાય છે. એ દુ:ખમાં આપના ચારિત્રની આ બાજુ ખૂબ સુંદર રીતે પ્રગટ થઈ છે.”

કવિ બોલ્યા : "મનના જે દુર્ગમ ગહનમાં તેની આત્મવિસ્મૃત વાણી છાયાપથ પર વિચરતી હોય છે, ત્યાં એકાંત પ્રકૃતિની હાક પહોંચીને તેને અધીરી બનાવીને બહાર કાઢી લાવે છે. એક સમયે દિવસોના દિવસો મારા એમ જતા હતા. પંચભૂત, ગલ્પગુચ્છ, ચિરકુમાર સભા વગેરે જ્યારે હું લખતો હતો ત્યારે એવું ધ્યાનાવિષ્ટ મન લઈને મેં હોડીમાં તદ્દન એકલા લાંબો વખત કાઢ્યો છે. સવારમાં મારો એક થોડાબોલો નોકર, તેનું નામ ફટિક હતું, મારા ટેબલ પર માત્ર એક વાડકો દાળનું પાણી મૂકી જતો. આખો દિવસ, સૂર્યાસ્ત થતાં સુધી, એ જ માત્ર મારો ખોરાક હતો. મન જઠરના દાવામાંથી સંપૂર્ણ છુટ્ટી લઈ કેવળ લખવાનું કામ જ કર્યે જતું."

"વચમાં કશું ખાતા નહિ?"

"ના. ઠીક સાંજે સાત વાગે વણનોતર્યાં પતંગિયાંના પ્રવેશના ઉપદ્રવથી ભોજનને બચાવવા માટે મોટી એક જાળની મચ્છરદાનીમાં પૂરી કે એવું કંઈક ખાવા બેસતો. હું ત્યારે નિરામિષાહારી હતો. એટલે જ ચંદ્રનાથ બાબુ મહાશયે જ્યારે નિરામિષ આહારની આધ્યાત્મિક વ્યાખ્યા કરવામાં મારે મતે અતિશયોક્તિ કરી, ત્યારે હું નિષ્કામ ભાવે તેનો વિરોધ કરી શક્યો હતો. કૌતુકની વાત એ છે કે ચંદ્રનાથ બાબુ ત્યારે આમિષ ખાતા હતા."

"એથી આપનું શરીર બગડતું નહિ?"

"મારા શરીર ઉપર ત્યારે મારો આશ્ચર્યજનક કાબૂ હતો. મને એમ લાગતું કે શરીર પાસે જે ધારીએ તે કરાવી શકાય. રૂપિયા છે એ સાબિત કરવા માટે રૂપિયા ઉડાવી દેવાની બુદ્ધિ તે આનું નામ. ધનવાનને માટે દેવાળિયા થવું એ સ્વાભાવિક રીતે સહેલું છે."

"શી રીતે?"

"આ દેહને મેં અનેક દુઃખો આપ્યાં છે, કારણ, વિધાતાએ મને જે શરીર આપ્યું હતું, તે શરીર અત્યાચારથી દુર્બળ થવાનું જાણતું જ નહોતું એટલે જ તેને માથે આફત આવી પડી. જે શરીર વાતવાતમાં હડતાલ પાડે તેનો જ પગાર વધે, કામ ઘટે, અને તે જ ખાતરબરદાસ્ત પણ વધારે પામે. કુદરત આ બાબતમાં કેવી છે, ખબર છે? લગભગ પઠાણના જેવી. દેવું વસૂલ કરવામાં વાર લગાડે છે, પણ હિસાબ રાખવાનું ભૂલતી નથી. જ્યારે જુવાનીમાં શરીરની અનેક રીતે ઉપેક્ષા કરીએ છીએ, તેના ઉપર ખોટા ભાર લાદીએ છીએ, ત્યારે કુદરત હસતે મોઢે ધીર્યા કરે છે; આપણને ખબર પણ પડવા દેતી નથી કે એક દહાડો એ આપવાનું બંધ કરીને વસૂલ કરવાનું શરૂ કરવાની છે. આખરે પઠાણની પેઠે લાઠી લઈને ઠક ઠક કરતી જ્યારે બારણા ઉપર ટકોરા મારવા માંડે છે, ત્યારે અચાનક આપણને ખબર પડે છે કે વ્યાજ મુદ્દલ કરતાં પણ વધી ગયું છે."

અમે હસી પડચા. થોડી વાર પરચૂરણ વાતો થયા પછી મેં કવિને પૂછ્યું: "વારુ, ઉંમરની સાથે સાથે આપણા આવેગ ઉછાળા શું ઓછા થઈ જતા હશે? કે બુદ્ધિની સાથે આવેગની સરસતાનો સંબંધ સાપનોળિયા જેવો છે?"

કવિએ કહ્યું: "જેમનું પાત્ર કાચું હોય છે તેમની બુદ્ધિ પણ ઝમી ઝમીને ઓછી થઈ જાય છે અને આવેગ પણ ઓછો થઈ જાય છે. પણ જેમના પાત્રમાં દોષ નથી તેમના આવેગનો સંચય ખૂટતો નથી, કદાચ ઉંમરની સાથે તેનો ઉપયોગ ઓછો થતો હશે —"

"શી રીતે?"

"બાળકનું મુખ્ય કામ બાહ્ય વસ્તુ સંબંધે ખ્યાલો ભેગા કરવાનું હોય છે. વિચાર કરીને મેળવવાનું તેનું કામ નથી. આવેગની

ચંચલતા તેના મનને જાણવાના વિષયો ઉપર પછાડી પછાડીને ફેંક્યા કરે છે. જે બધું જ્ઞાન કેવળ બોધપટની છાપ જેવું હોય છે, જેને ઇમ્પ્રેશન કહે છે, આવા વેગના માર્યાં તેની છાપ મારી દીધી એટલે પત્યું. જીવનના અસંખ્ય અતિ આવશ્યક પરિચયના વિષયો કેવળ ઇમ્પ્રેશનની રેખાઓથી જ ચિત્તફલક ઉપર અંકાયેલા હોય છે. ઉંમર જ્યારે વધારે થાય છે ત્યારે બુદ્ધિનો આ પ્રાથમિક આહરણ–વ્યાપાર ઘણે ભાગે પૂરો થઈ જાય છે. ત્યાર પછી જે ઓળખાણ — અનુભવ થાય છે તે અંતરનાં હોય છે. ત્યારે મુખ્યત્વે કરીને કસવાનું પસંદ કરવાનું કામ હોય છે, ત્યારે બહારના જ્ઞાનનું કામ ગૌણ થઈ જાય છે, અંદરની બુદ્ધિનું કામ મુખ્ય બની જાય છે. ત્યારે શોષી શોષીને પીવાનું નથી રહેતું, ચાવીને ખાવાનું હોય છે."

"તેમાં કંઈ નુકસાન નથી હોતું ?"

"ઇમ્પ્રેશન ગ્રહણ કરવાની જે સહજ સચેતન શક્તિ હોય છે, તેને વિશ્લેષણી બુદ્ધિના એકાંત પરિશીલનમાં જેઓ ખોઈ બેસે છે તેઓ દુર્ભાગી છે. જીવનમાં જ્યાં સુધી વૃદ્ધિનું કામ હોય છે ત્યાં સુધી તેમાં બાળકની શક્તિ હોય છે, વૃદ્ધિનું કામ બંધ થતાં જ પછી મરણ – દશા આવે છે, બાળકનું કુદરતે આપેલું ભાથું તે જ ક્ષણે પૂરું થઈ જાય છે. જેઓનું ચિત્તફલક સુકાઈને કડણ થઈ ગયું હોય છે, બોધ — જ્ઞાનની છાપ સહેજે લેતું નથી, તેઓ પોતાની ભાવના વડે ઈંટની પેઠે ઇમારત બાંધી શકે છે, પણ તેની મૂર્તિ ઘડી શકતા નથી."

"પરંતુ કવિઓની બાબતમાં તો આપણે જોઈએ છીએ કે તેઓ જીવનના અંત સુધી હૃદયાવેગની જુવાની કાયમ રાખી શકે છે — રોલાં પણ ઘણી વાર આમ કહેતા."

"એ જ કવિની મુશ્કેલી છે ને. સ્વાભાવિક નિયમ પ્રમાણે જે ઉંમરે આવેગનું એકાધિપત્ય હોવું જોઈએ, તે ઉંમર વીતી ગયા

પછી પણ જો તેના હાથમાં જીવને સંપૂર્ણપણે સોંપી રાખવામાં આવે, તો તેમાં જેમ લજ્જા છે તેમ જોખમ પણ છે. જેના ઉપર વિધાતા દયા કરે છે તેનામાં તેઓ યૌવનને કાયમ રાખે છે અને વાર્ધક્યનો પણ આદર કરે છે. તેના ચિત્તક્ષેત્રમાં જળ અને સ્થળ બંનેની વ્યવસ્થા હોય છે. તાજા મન વડે તે કલ્પના કરી શકે છે, પાકા મન વડે તે વિચાર કરે છે."

"પણ વયની સાથે સાથે આપણા આવેગના ઉછાળામાંથી જે કાંઈ બન્યું હોય છે તેને પણ પ્રગટ કરતાં આપણે ઉત્તરોત્તર સંકોચ કેમ અનુભવીએ છીએ? નાની ઉંમરમાં જે આવેગના ઉછાળા પ્રગટ કરતાં સહેજ પણ સંકોચ થતો નથી, તેજ ઉછાળા, જેમ જેમ ઉંમર વધતી જાય છે તેમ તેમ, શા માટે આપણને વધારે ને વધારે સંકોચનો અનુભવ કરાવે છે, તે ઘણી વાર સમજાતું નથી. કારણ, મને તો હમેશાં એમ લાગે છે કે આવેગનો ઉછાળો અંતરનો હોય તો તે પ્રગટ કરવામાં સંકોચ હોવો ન જોઈએ."

"પાકી ઉંમરની સાથે સાથે જ્યારે વિચારબુદ્ધિનું કાર્ય પૂરેપૂરું શરૂ થયું નથી હોતું, ત્યારે આપણે આવેગનો જોઈએ તે કરતાં વધારે વિશ્વાસ કરીએ છીએ. મને ગમે છે કે નથી ગમતું એને જ આપણે દલીલને સ્થાને બેસાડી દઈએ છીએ. આથી ધીમે ધીમે આપણને માલૂમ પડે છે કે હૃદયાવેગ આપણને સંસારમાં ખૂબ છેતરે છે. આથી ઉંમરે પહોંચેલો માણસ પોતાના આત્મ-પરિચયની બાબતમાં તેને પ્રાધાન્ય આપતાં સંકોચ પામે છે. કંઈ નહિ તોયે તે એટલું તો જાણે છે કે તેના આવેગના અનુભવનો જો કોઈ અવિશ્વાસ કરે તો તેનો કશો ઉપાય નથી. માત્ર એટલું જ નહિ, પણ જે વસ્તુનું પ્રમાણ દલીલને આધીન હોય છે, તે મારે મન પણ સરખી અને તમારે મન પણ સરખી હોય છે. ત્યાં મારા અનુભવથી હું તમારા ઉપર દબાણ કરી શકું. પણ ઘણીખરી બાબત-

માં મારા આવેગની વસ્તુ મારી એકાંત વ્યક્તિગત હોય છે — ત્યાં ઇચ્છે તો પણ બીજું કોઈ પ્રવેશ કરી ન શકે. આથી જ હૃદયાવેગમાં પણ એક પ્રકારની ગોપનીયતા રહેલી છે. તેના પોતાના રાજ્યમાં તે ગમે તેવી મોટી ભલે હોય, તેના ઇલાકાની બહાર તેને મુગટ પહેરાવવા જઈએ તો તેનું અપમાન થવાનો જ સંભવ છે."

"કાવ્યમાં તો કવિનો હૃદયાવેગ બધા આગળ પ્રગટ થાય છે."

"કદી નહિ. જે પ્રગટ થાય છે તે હૃદયાવેગ નથી, તે તો કાવ્ય છે. તે કાવ્ય સાર્વજનીન હોય છે. જે સ્ત્રી નૃત્ય કરે છે તે પોતાના દેહ વડે જ કરતી હોય છે. એ દેહ તેનો વ્યક્તિગત હોય છે, એમાં તેની લજ્જા હોય છે. પણ નૃત્ય સાર્વજનીન હોય છે, એટલે નૃત્યના વાહનરૂપે દેહ જે ક્ષણે ઉપલક્ષ બને છે, તે ક્ષણે દેહ પાછળ રહી જાય છે, તે ગૌણ બની જાય છે. અહીં પ્રસંગનો લાભ લઈને હું એક વાત કહેવા માગું છું — તેને આ સભામાં હાજર રહેલા કોઈ કોઈ યુવકો જો અત્યંત વ્યક્તિગત માની લે તો તેથી પણ હું પાછો હઠવાનો નથી. હૃદય જેવી, રસબોધ જેવી, પ્રેમની આંકાક્ષા જેવી એક બલા આપણને વળગેલી છે. આપણે અવજ્ઞાનો દેખાવ કરીને તેને છોડવા માગીએ એટલાથી કંઈ 'કમલી' છોડતી નથી, એટલું જ નહિ, ઊલટી વધારે જોરથી વળગે છે. આ વિધિદત્ત વસ્તુનો સંપૂર્ણ અસ્વીકાર કરી તેને સૂકવી નાખશો તો જ તમારી દેશ પ્રત્યેની કર્તવ્ય-સાધના નિરાપદ અને સુસંપૂર્ણ થશે એવું તમે માનો છો? જીવન-ની અસંપૂર્ણતામાં જ શું સાધનાની સંપૂર્ણતા રહેલી છે? તમે પણ શું હમણાના પેલા દેશાત્મબુદ્ધ ટોળામાં ભળ્યા છો, જેઓ કહે છે કે સંસારમાં હૃદયને ઉપવાસી ન રાખીએ તો દેશકાર્યમાં જોર આવતું નથી?"...

*

હું જરા મૂંઝાઈને બોલ્યો : "ના, તેમ નથી, તમે ખૂબ છોભીલા પાડી નાખો છો. પણ વાત એમ છે કે આપે જ તો એક વાર લખ્યું હતું કે વિવાહ વિશે જે કાંઈ સંકોચભય છે તે અવિવાહિત તરુણોને જ હોય છે; જેમનાં એક વાર લગ્ન થઈ ગયાં છે તેમની હિંમત વધી જાય છે. સિત્તેર એંસી વરસની ઉંમર થતાં સુધી બીજી, ત્રીજી અને ચોથી સ્ત્રી કરવી તેમને મન સંદેશ ખાવા જેવી સહેલી વાત થઈ પડે છે — તેમાં નહિ છાલ કે નહિ ઠળિયો."

"ગભરાશો નહિ, હું તમને બેપ્ટાઇઝ કરવા (દીક્ષા આપવા) આવ્યો નથી. વિવાહ વિશે તમે હિથન હો, પેગન હો, તે વિશે ફરિયાદ કરવાનો મારો ધંધો નથી, મને તો કેવળ કુતૂહળ છે કે તમને શું નડે છે? શાથી તમે અચકાઓ છો?"

"જુઓ, મને લાગે છે કે આજકાલ યુગધર્મને લીધે હોય કે બીજા કોઈ કારણને લીધે હોય, પણ અમે લગ્નમાં જે વસ્તુની આશા રાખીએ છીએ તે વસ્તુ અમારા પૂર્વજો શોધતા નહોતા. અમારી આશા આકાંક્ષા, કામના વાસના, આદર્શ ઉદ્યમ, ટૂંકમાં ચરિત્રની સમગ્રતા વિશે સ્ત્રીમાં એક પ્રકારની અન્તર્દૃષ્ટિની અમે આશા રાખીએ છીએ. પહેલાના યુગમાં કદાચ માણસ સ્ત્રીની પાસે આટલું બધું માગતો નહિ હોય, એટલે તે વખતે લગ્ન કરવાં ખૂબ સહેલું હતું. પરંતુ આજકાલ અપેક્ષાનો ઉપદ્રવ વધી ગયો છે, એટલે તે પૂરી કરનાર માણસ મળવું પણ મુશ્કેલ થઈ પડ્યું છે, એમ હું કહેવા માગું છું. મને ખબર નથી કે હું મારી વાત આપને બરાબર સમજાવી શક્યો કે નહિ."

"હું સમજ્યો છું, તમારે શું કહેવું છે તે. પણ સાંભળો, કહું છું — તમે સ્ત્રી પાસે જે વસ્તુ મેળવવાને આટલું બધું મહત્ત્વ આપો છો, તે વસ્તુ ખરું જોતાં એટલી મહત્ત્વની નથી."

"મહત્ત્વની નથી!"

"નથી. કેમ નથી તે કહું છું. તમારે એમ કહેવું છે કે આપણા સ્વભાવમાં જેટલી જેટલી વિચિત્રતા હોય તે બધી જો સ્ત્રી પૂરેપૂરી સમજી શકે તો જ તેનો પ્રેમ મૂલ્યવાન ગણાય? — વિચાર કરી જુઓ, માણસ નિહારિકા–મંડળ જેવો છે. તેનો ઘણો અંશ તો એવો હોય છે જે તે પણ ઝાંખો ઝાંખો જ જોઈ શકે છે, જેને તે કામમાં લઈ શકતો નથી; જે સ્વપ્નની બાષ્પમાં શિથિલ થઈ ગયેલો હોય છે, જેને તે આંખ મીંચીને સત્ય માને છે, પણ પ્રસંગ આવ્યે સમજાય છે કે તે હાથ આવતો નથી. બીજો એક અંશ એવો છે, જ્યાં આપણા જીવનના કણ બંધાયા હોય છે — તે રોજ રોજના વ્યવહારને માટે સાચો અંશ છે, પરંતુ આકસ્મિક વિપ્લવ વખતે એકાએક જોઈએ તો કદાચ તે સાચો ન પણ હોય. એક સંપૂર્ણ માણસ તો આવી રીતે ભાવ અને વસ્તુ, કલ્પના અને સત્ય મળીને બનેલો હોય છે. એવા માણસને જો કોઈ સ્ત્રી નિર્મોહ, નિર્ભૂલ ભાવે જાણી શકે તો તે માણસ સાચેસાચ ખુશ થશે એમ તમે માનો છો? ખરું જોતાં તમારે એમ કહેવું છે કે તમે પોતાને જેવા માણસ માનો છો તે તમારા સ્વકપોલકલ્પિત સત્યને જો કોઈ સ્ત્રી આંખ મીંચીને માની લે તો જ તમે તેને પરણો. આ તો તુર્કીના સુલતાન કરતાં પણ ચડી જાય એવી સુલતાની થઈ. પણ આ તો એક પક્ષની વાત થઈ. પુરુષો જ કંઈ સ્ત્રીઓને પરણે છે? સ્ત્રીઓ પુરુષોને પરણતી નથી? પણ સ્ત્રીઓ હમેશાં આદર્શનો વિચાર કરીને પુરુષો ઉપર પ્રેમ કરે છે એવું હું માનતો નથી. કારણ કે આદર્શનો વિચાર બુદ્ધિ વડે થાય છે. પરંતુ પ્રેમની યોગ્યતાનો વિચાર બુદ્ધિ કરતી નથી, જો કરતી હોય તો મોટા ભાગના માણસો મુશ્કેલીમાં આવી પડત — કારણ, બુદ્ધિ ભારે નિર્મમ હોય છે."

"તો આપને શું કહેવું છે?"

"પ્રેમનું રહસ્ય માણસના વ્યક્તિસ્વરૂપનું એક અકલ્પ્ય રહસ્ય છે. જે દૃષ્ટિથી માણસ પ્રેમનો મેળ જુએ છે, તે દૃષ્ટિનું તત્ત્વ કોઈ

સંજ્ઞા વડે નિરૂપી શકાતું નથી. તમે પુરાતત્ત્વમાં મશગૂલ રહો છો એટલે તમારી સ્ત્રીમાં પુરાતત્ત્વાનુરાગનો અંશ ન હોય તો તમારી આંખે ઘેન ચડશે નહિ, તમારા મનને કેફ ચડશે નહિ, એવું કંઈ નથી. દૈવયોગે જો તમારી સ્ત્રીને પુરાતત્ત્વનો શોખ હોય તો તે વધારાનો લાભ છે. આજે તમે માનો છો કે તમારી સાથે તમારી પરિચિત કોઈ પણ સ્ત્રીનો વિદ્યામાં, જ્ઞાનમાં, કર્મમાં, રુચિમાં મેળ ખાતો નથી એટલે જ તમારે પરણવા જેવી સ્ત્રી મળતી નથી — પણ એ ખોટી વાત છે. અંતરમાંથી તમે કોઈ પણ સ્ત્રીને ચાહતા નથી એટલે જ બહારથી ચાહવા યોગ્ય ગુણોની એક લાંબી યાદી ઊભી કરો છો. આજે પણ જ્યારે રામચંદ્ર સીતાને પરણે છે ત્યારે પોતે જ હરધનુ-ભંગ કરે છે, સીતા પાસે હરધનુભંગની અપેક્ષા રાખતા નથી."

"પણ અમારા અનેકમુખી વિચારો, અને કર્મના જુદી જુદી દિશાના વિકાસની સાથે જો સ્ત્રી સહાનુભૂતિ બિલકુલ ન બતાવી શકે તો —"

"તો પણ મામલો અત્યંત શોકજનક બની જતો નથી. તેમ હોય તો પણ તમે તમારી સ્ત્રીને પ્રાણમનથી ચાહી શકો. પોતાની સાથે પોતાની સ્ત્રીનું ભયંકર અનૈક્ય હોય અને તે કારણે કઠિન દુઃખ પામવા છતાં પણ પુરુષ તેને ગાંડાની જેમ ચાહતો હોય, એવાં દૃષ્ટાંતનો આ જગતમાં પાર નથી. સ્ત્રીને માટે પણ એમ જ છે. તમે જો વૈજ્ઞાનિક હો તો સ્વભાવિક રીતે જ વૈજ્ઞાનિક મિત્ર મેળવવાની ઇચ્છા થાય, પણ વૈજ્ઞાનિક પ્રેયસી ન હોય એટલા ખાતર જો તમારું મન અસંતુષ્ટ અને અસ્વસ્થ રહ્યા કરતું હોય તો સમજવું કે તમે સ્ત્રીને ચાહતા નથી. ઇન્દુમતીના જે ગુણ ઉપર અજ મુગ્ધ હતો તેમાંનો એક હતો 'प्रियशिष्या ललिते कलाविधौ,' તેનું પ્રધાન કારણ એ છે કે લલિત કલાવિધિને અને પ્રેમને નાડીનો સંબંધ છે. પણ ધનુર્વિદ્યાને નથી, ભુસ્તરવિદ્યાને નથી, માનવવિદ્યાને નથી. એમાં પણ

જો મેળ હોય તો તો સોનામાં સુગંધ ભળવા જેવું થાય, પણ તોયે એ સુગંધ જ છે, સોનું નથી."

"તો શું આપ એમ કહેવા માગો છો કે સ્ત્રીની પાસેથી ઊંડી સહાનુભૂતિ પામવાની અપેક્ષા રાખવાનો કંઈ અર્થ જ નથી?"

"અનુભૂતિ એ હૃદયની વસ્તુ છે. પ્રેમની બાબતમાં તે પામવાની આકાંક્ષા બેશક રહે છે. પણ ભાગ્યદોષે જો નયે મળે તોયે મારા તરફથી પ્રેમનો અભાવ ન પણ હોઈ શકે. અમુક વસ્તુઓ ન હોય તો પ્રેમ હોઈ જ ન શકે એમ કહીને જે એક યાદી કરી નાખી છે તે યાદી સામે જ મારો વાંધો છે. પ્રિયજનની પાસેથી પ્રાર્થનીય વસ્તુ મળે તો તેથી આનંદ જ થાય — પણ જો કદાચ ન મળે તો? એટલું જ નહિ, સ્ત્રી જો સારું ડાકટરનું કામ જાણતી હોય, જો તે કાયદાની બાબતમાં ચોક્કસ સલાહ આપી શકતી હોય, તો તેમાં દોષ શો? પણ એ બહુ જોરપૂર્વક કહી ન શકાય. કદાચ સર્વગુણવતીને ચાહવું દુઃસાધ્ય પણ નીવડે. પ્રેમ કદાચ ગુણના થોડા અભાવથી ખુશ થતો હશે. અભાવ ન હોય તો તે બેકાર થઈ પડે. પરસ્પરના મેળ ઉપર જ પ્રેમ ટકે છે, એ પણ ઉપજાવી કાઢેલી વાત છે — તેનો ઊંડો પાયો તો અમેળ ઉપર હોય છે."

"જરા વધારે ફોડ પાડીને કહો."

"બે વિરુદ્ધ વીજળીમાં મળવાની વૃત્તિ પ્રબળ હોય છે, એ જાણીતી વાત છે. તેમાં એકને હા-વાળી (પૉઝિટિવ) કહે છે અને બીજીને ના-વાળી (નેગેટિવ) કહે છે.

"સર્જનમાં પણ જે દ્વૈત છે તેમાં એક બાજુ ગ્રહણ છે અને બીજી બાજુ દાન છે. સંગીતમાં સૂરસમાવેશ સ્થિર રહે છે, તેમાં ચંચલ તાલ પ્રવેશ કરીને તેને સક્રિય બનાવી દે છે, તેને આકાર દે છે, સજીવ બનાવે છે. તે જ પ્રમાણે જૈવસર્જનકાર્યમાં પુરુષની શક્તિ પ્રમાણમાં ગૌણ ભાવે સ્ત્રીની સર્જનશક્તિને સક્રિય બનાવે છે.

"પરંતુ સ્ત્રી પુરુષનું અસ્તિત્વ કેવળ દેહ પૂરતું જ નથી. તેમને મનઃશરીર પણ હોય છે. એ મનઃશરીરની પ્રકૃતિમાં સાધારણતઃ જે એક ભેદ હોય છે, તેના અસ્તિત્વનો નિર્ણય કર્યા સિવાય પણ તેને સમજવામાં અડચણ આવતી નથી. સ્ત્રીપુરુષ પરસ્પરને જે પ્રાર્થના કરે છે તેમાં મનઃશરીરનું આ ગંભીર આહ્વાન કંઈ કમ મહત્ત્વનું નથી હોતું. અહીં તેઓનું જે મિલન થાય છે, તે મિલન પણ સર્જનશક્તિને જાગરુક બનાવે છે. સમાજવ્યવસ્થા, રાષ્ટ્રવ્યવસ્થા, ધર્મતંત્રગઠન, અર્થોપાર્જન, તત્ત્વાન્વેષણ, જ્ઞાન અને કર્મની યોગસાધના, ભાવને, રસને રૂપ આપવું વગેરે વિવિધ ઉદ્યોગો દ્વારા માનવ સંસ્કૃતિ રચવી એ બધું મુખ્યત્વે કરીને પુરુષોદ્વારા થયું છે. એ સર્જનકાર્યમાં સ્ત્રીઓનો વ્યક્તિરૂપે જે કંઈ પ્રભાવ હોય છે તે પુરુષના ચિત્તને ગૌણ ભાવે સક્રિય કરવા પૂરતો હોય છે. આપણા દેશના જ્ઞાનીઓએ સ્ત્રીપુરુષના મનોમિલનના આ રહસ્યને સ્વીકાર્યું છે, એટલે જ સ્ત્રીઓને શક્તિ કહી છે, એટલે કે જૈવસર્જનમાં પુરુષોનું જે સ્થાન છે તે જ સ્થાન માનસસર્જનમાં સ્ત્રીઓનું છે.

"યુરોપ જેવા દેશમાં જ્યાં સ્ત્રીઓ સમાજમાં સર્વત્ર પથરાયેલી રહે છે, ત્યાં પુરુષોનાં કર્મ અને ઉદ્યમમાં સ્ત્રીઓની આ પ્રાણસંચારિણી શક્તિ વ્યાપક ભાવે કામ કરે છે. જ્યાં સમાજમાં એવી વ્યવસ્થા નથી હોતી ત્યાં સ્ત્રીઓના બે ભાગ પાડવામાં આવ્યા હોય છે — ગૃહધર્મચારિણી અને શક્તિસંચારિણી. તેઓ જુદી જુદી હોય છે.

"પુરુષ સ્ત્રી પાસેથી કેવળ સેવાનો આનંદ જ નથી માગતો, તેની પાસેથી પ્રેરણા માગે છે. ગૃહવ્યવસ્થામાં જે શાંતિમય સુશોભન સ્થિતિ હોય છે તે પુરુષના આરામને માટે ભલે એટલી જરૂરી હોય તો પણ પુરુષની કર્મસાધના માટે તે પૂરતી નથી. જે આંદોલન તેની સમસ્ત પ્રકૃતિને ઉદ્યત કરી દે તેની તેને, નાનાવિધ કર્મનું પૌરુષ પ્રગટ કરવા માટે, ખૂબ જરૂર હોય છે."

"પણ એ પ્રેરણા આપવી એ શું કેવળ અસાધારણ સ્ત્રીને માટે જ શક્ય નથી ?" મેં કહ્યું.

કવિએ કહ્યું : "ના, એમ નથી. એની ચર્ચા શરૂઆતમાં જ થઈ ગઈ છે. સ્ત્રીઓ જે રહસ્યમય આકર્ષણથી પુરુષોનાં ચિત્તને આકર્ષે છે, તેને અંગ્રેજીમાં 'ચાર્મ' કહે છે, બંગાળીમાં તેને હ્લાદિની શક્તિ કહી શકીએ. ખરું જોતાં એ નામ વડે અર્થ વર્ણવી શકાતો નથી. પૃથ્વીનું વાયુમંડળ જેમ ધ્વનિ, ગંધ, ઉત્તાપ, પ્રકાશ, સ્પંદન, કંપન, વર્ણચ્છટા — બધું મળીને એક અપૂર્વ અતિ સૂક્ષ્મ જાળ નિરંતર પાથરી રાખે છે, જે આપણાં દેહ, મન અને પ્રાણને વિવિધ પ્રકારે ઝણઝણાવે છે, વગાડે છે, જગાડે છે, આ સ્ત્રીઓની હ્લાદિની શક્તિ પણ તેવી જ છે — તેને સ્થૂળ રીતે બતાવવી મુશ્કેલ છે. તે અનિર્દિષ્ટ હોવા છતાં તેનો પ્રભાવ પ્રબળ હોય છે. સ્ત્રી પુરુષના આ વિભાગ દ્વારા જીવજગતમાં એક મહાન શક્તિ પેદા થઈ છે, તેને જે સમાજ અમુક પ્રકારની બાધાઓ દ્વારા રોળી નાખે છે, તેના અપરિસીમ પ્રભાવના મોટા ભાગને તુચ્છતાના વાડામાં પોષી રાખે છે, તે અધમૂઓ થઈને રહે છે, પુરુષના જીવનક્ષેત્રમાં તે મજૂરી કરીને દિન કાઢે છે, તે સર્જન કરી શકતો નથી.

"સમાજની સ્થિતિ ગમે તેવી હોય, પણ ભારતવર્ષમાં, ગ્રીસમાં, રોમમાં પુરુષનું કર્મ દુર્બળ હતું એમ ન કહી શકાય."

"હું એ જ કહેવા જતો હતો. એ બધા દેશોમાં વ્યાપકભાવે સ્ત્રીપ્રકૃતિ પોતાનું ઉન્નત સ્થાન પામી નહોતી માટે જ પુરુષે પોતાના સ્વભાવના અંતર્નિહિત પ્રયોજનથી જ એવી સ્ત્રીઓને માટે એક વિશેષ સ્થાન તૈયાર કરી દીધું હતું, જે સ્ત્રીઓ ન તો માતા, ન તો કન્યા, ન તો વધૂ હોય. ખોરાકમાંથી આપણું શરીર કુદરતી રીતે પોતાને ઉપયોગી જે તાપ આત્મસાત્ કરી લે છે, તે જો ન મળે તો શરીર આપોઆપ જ વિશેષ ભાવે કામળો શોધવા માંડે

છે. ઘરના પોતાના પ્રયોજન ખાતર દીવો સળગાવીએ, ચૂલો સળગાવીએ એટલે કામ ચાલે છે, પણ કેવળ પ્રાણના આનંદને માટે તો આકાશવ્યાપી સૂર્યપ્રકાશની જરૂર હોય છે. તે કોઈ વ્યક્તિ વિશેષની મહોર મારેલી આગવી સંપત્તિ નથી; તે તો સૌની સહિયારી સંપત્તિ હોય છે અને એટલે જ પ્રત્યેક વ્યક્તિની હોય છે. પાશ્ચાત્ય સમાજમાં સાધારણ પુરુષપ્રકૃતિના વિકાસને અનુકૂળ એ નારીશક્તિ સર્વત્ર વ્યાપી રહેલી છે, અને ત્યાંના પુરુષને સદા ઉદ્યમશીલ રાખે છે. પ્રાચીન સમાજમાં જ્યાં જ્યાં નારીશક્તિના એ રીતના વ્યાપક પ્રચારમાં બાધા નાખવામાં આવી છે, ત્યાં ત્યાં કૃત્રિમ ઉપાયે તેને પામવાની વ્યવસ્થા રાખી છે. આજની પણ્ય સ્ત્રીઓ ઉપરથી તે સમયની ગુણકાઓ વિશે મત બાંધવો એ ભૂલ છે. તેઓ દેહની ભૂખ શમાવવા માટે જ નહોતી, તેઓ ચિત્તની ભૂખ શમાવવા માટે હતી. કામી પુરુષો જ સ્ત્રીને લાલસાની વસ્તુ સમજે છે, વીરો નહિ. કાપુરુષ પોતાના હીન પ્રયોજન દ્વારા સ્ત્રીને હીન બનાવી દે છે. જ્યાં એ પ્રયોજનની બિલકુલ માગણી જ નથી ત્યાં પુરુષનું પૌરુષ જ સ્ત્રીની મર્યાદા અખંડ રાખે છે. મૃચ્છકટિકની વસંતસેનાનો વિચાર કરી જોશો એટલે તરત જ આ વાત સ્પષ્ટ થઈ જશે. ચારુદત્તના જેવા શ્રદ્ધાપાત્ર ગૃહસ્થ પુરુષને માટે વસંતસેનાનો સંગ તિરસ્કારપાત્ર છે, એવા વિચારનો આભાસ સુદ્ધાં તે નાટકમાં ક્યાંય નથી. એટલું જ નહિ, વસંતસેનાનું જે ચરિત્ર વર્ણવાયું છે તેમાં સામાજિક જવાબદારી નથી એ ખરું, પણ સ્ત્રીની જવાબદારી છે. તેની ઘૃણા કરી શકાય એમ છે જ નહિ. આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે તે કાળમાં એવી સ્ત્રીઓ કાળજીપૂર્વક પોતાનું માન સાચવવાનો પ્રયત્ન કરતી. નહિ તો તેમનું જે ખરું કામ તે જ વ્યર્થ થાત."

"સમાજના આશ્રયમાંથી સ્ત્રીઓને એ પ્રમાણે વિખૂટી પાડી નાખવી એ શું તેમના પ્રત્યે અત્યાચાર નથી?"

"મેં પહેલાં જ કહ્યું છે કે જો બંધ બાંધીને નદીના પ્રવાહને બાંધી લો, તો પાણીને માટે જલાશય ખોદવાં પડે. ગોંધાયલા સ્વભાવનો નિયમ જ કૃત્રિમ પ્રણાલીને શોધી કાઢે છે. સ્ત્રીઓ જ્યાં ગૃહિણી હોય છે ત્યાં તેઓના અધિકારની સીમા અમુક ઘર પૂરતી જ હોય છે, જ્યાં તેઓ હ્લાદિની હોય છે ત્યાં તેઓ આખા વિશ્વની હોય છે. જે સ્ત્રીમાં એ હ્લાદિની શક્તિની વિશેષ પ્રતિભા હોય છે તે પોતાની એ શક્તિ જાણતી હોય છે. તેને જો આ શક્તિને જુદે જુદે અને વિસ્તીર્ણ ભાવે વાપરવાનું સ્વાભાવિક ક્ષેત્ર ન મળે તો તેની રૂંધાયલી શક્તિ સંકુચિત ક્ષેત્રમાં વિકાર પેદા કરે છે. સમાજના ઘરના વાયુમંડળને આ વિકૃતિના બાષ્પથી બચાવવા માટે જ એક બે બારીઓ એક વખત ઉઘાડવામાં આવી હતી. એક દૃષ્ટિએ જોતાં એમ કરવાથી સમાજને અને એ વર્ગની સ્ત્રીને કઠોર આઘાતમાંથી બચાવી લેવામાં આવ્યાં છે. પુરુષના ચિત્તમાં શક્તિનો પ્રેરણા–સંચાર કરવો જે સ્ત્રીઓને માટે અતિશય સ્વાભાવિક હોય, તેને પોતાના ક્ષેત્રમાં પોતાનો અપ્રતિહત મહિમા અનુભવવાનો મળે તો તેઓની પ્રકૃતિ સાર્થક થઈ શકે. પારીસમાં જે સ્ત્રીઓ પોતાના સલૂનમાં બુદ્ધિમાન પુરુષોને પોતાની મોહિની શક્તિ વડે આકર્ષીને તેઓના ચિત્તને હલમલાવી વાર્તાલાપ અને ચર્ચાના તરંગ ઉછાળતી તેઓ એ જ જાતની હતી. તેમાંની ઘણી તો વિવાહિત હોવા છતાં ગૃહધર્મની વાડને સ્વાભાવિક રીતે જ ટપી ગઈ હતી. સૂર્યનો પ્રકાશ જેમ સ્વાભાવિક રીતે જ ઝાડની મજ્જાએ મજ્જામાં પ્રાણસંચાર કરે છે, તેવી જ રીતે તેઓ પોતાના સમકાલીન ગુણીજનોના ચિત્તમાં નારીલાવણ્યનાં કિરણ પ્રસારીને તેમનામાં સફળતાનો સંચાર કરતી. નારી–પ્રકૃતિમાંથી પ્રવાહિત આ જીવનધારાની પુરુષચિત્ત પોતાની સાર્થકતાને માટે અપેક્ષા રાખે છે, એ આપણે હમેશાં જાણતા નથી હોતા,—એના અભાવથી જ આપણું કર્તૃત્વ કૃશ થઈ જાય છે, એનું પણ આપણને હમેશાં ભાન હોતું નથી. પણ એટલું તો

આપણે માની જ લઈ શકીએ કે પુરુષચિત્તની સંપૂર્ણતાને માટે જ નારીશક્તિના પ્રભાવની જરૂર હોય છે, એટલું જ નહિ, આધ્યાત્મિક સાધનામાં પણ, બુદ્ધદેવની શુષ્ક તપસ્યાને અંતે સુજાતાની જે સુંદર સેવા આવી હતી એમાં આ જ અર્થ રહેલો છે; ઇસુ ખ્રિસ્તની પ્રકૃતિએ પોતાની તૃપ્તિની પૂર્ણતાને ખાતર જ મેરી માર્થાના ભક્તિ-નિવેદનની ખાસ અપેક્ષા રાખી હતી. યુદ્ધમાં પુરુષ પ્રાણ આપે છે, તેની પાછળ પણ સ્ત્રીઓની પ્રેરણાવાણી હોય છે, એ આપણે રાજ-પૂતોના ઇતિહાસમાં જોઈએ છીએ; મધ્યયુગના યુરોપના ક્ષત્રિયોનાં વર્ણનમાં પણ એ જ વસ્તુ જોવા મળે છે. પુરુષ એ શક્તિની પ્રત્યક્ષ પ્રેરણાથી જ્યારે સમાજધારાને લીધે વંચિત રહે છે, ત્યારે જ ધર્મ-તંત્રને છૂપે માર્ગે તૃપ્તિનો ઉપાય શોધે છે, અને તે કૃત્રિમ ઉપાયો તેના પૌરુષને પુષ્ટ કરતા નથી, વિકૃત કરે છે, એનાં દષ્ટાંતો આપણે રોજ જોઈએ છીએ."

જરા વાર થંભીને : "પ્રેયસીની પાસેથી વિજ્ઞાન કે તત્ત્વજ્ઞાનના સહકારની માગણી કરવી એને જ સહુથી મોટી વસ્તુ માની લેશો નહિ — વિવાહરાત્રિ નાઈટ સ્કૂલમાં 'એક્સ્ટેન્શન લેક્ચર'ની પહેલી પ્રતિષ્ઠાનો ઉત્સવ નથી. નારીની પાસેથી જો તેના પ્રેમનું આત્મ-નિવેદન મળે તો તે તમારે માટે સૌથી મૂલ્યવાન વસ્તુ છે, અને તે એ કારણે નહિ કે એથી તમારા હૃદયને તૃપ્તિ થાય છે, પણ તેનું કારણ એ કે તેથી તમારી બુદ્ધિની, તમારી કાર્યશક્તિની, તમારી પ્રકૃતિના સઘળા અંશોની જ પૂર્ણતા સધાય છે."

મેં કહ્યું : "જ્યારે આપે વાત કાઢી જ છે, તો એ વિશે મારા મનમાં જે એક બે પ્રશ્નો હમેશાં ઊઠ્યા કરે છે તે આપની આગળ જરા ખુલ્લી રીતે જ રજૂ કરું છું.

"આપ જે આ સ્ત્રીના પ્રેમની વાત કરો છો, તે લગ્ન પછી મોટે ભાગે નષ્ટ નથી થઈ જતો? — ખાસ કરીને આપણા દેશનાં

લગ્નમાં, જ્યાં પુરુષ સ્ત્રીઓનો પ્રેમ પામવા કરતાં તેને નિશ્ચિંત ભાવે તાબામાં રાખવાના ગૌરવની જ વધારે કામના રાખતો હોય છે? મેં તો મારા સગાસ્નેહીઓમાં મોટા ભાગનાં લગ્નોનું આ શુષ્ક પરિણામ જોયું છે, તેથી મને લાગ્યું છે કે લગ્નમાં જે માલિક-પણાનો ભાવ રહેલો છે, તે સાચા પ્રેમમાં મોટા અંતરાય થયા વિના રહેતો નથી. જેમને આપણે સ્વામી તરીકે હમેશાં ઉદાર દિલના કહીને વખાણીએ છીએ તેઓમાં પણ આ ભાવ કેટલો દૃઢમૂલ હોય છે તે વિશે એક ઉદાહરણ આપું છું.

"મારા આવા એક મિત્રે પોતાની સ્ત્રીને મારા દેખતાં જ કહ્યું હતું : 'તું અમુક ઠેકાણે જવાની છે કહીને ગઈ હતી ત્યાં ગઈ હતી?' સ્ત્રીએ કહ્યું કે ત્યાં જવાયું નહોતું, પહેલાં બીજી એક જગ્યાએ ગઈ હતી. એટલે આ ઉપરથી સ્વામીએ કહ્યું : 'પણ એ બીજે ઠેકાણે જવાને માટે તારે મારી રજા લઈને જવું જોઈતું હતું.'

"હવે જુઓ, મોટા ભાગના પુરુષો કદાચ એ વાતમાં સંમત થશે કે સ્ત્રીએ રજા માગવી જોઈએ એવો આ પતિનો દાવો ખૂબ ન્યાય્ય છે. પણ તેમણે સ્ત્રીને આ સહેજ ટંકાર કરીને જણાવ્યું કે સ્ત્રીનું વ્યક્તિસ્વાતંત્ર્ય સદાકાળ પતિએ દયા કરીને આપેલું દાન માત્ર છે, જન્મસિદ્ધ હક્ક નથી. લગ્નમાં રહેલા આ મનોભાવથી મને ખૂબ આઘાત થાય છે. મને ખબર નથી કે આપ લગ્નની બાબતમાં આપણા આ હક્કોને તુચ્છ ગણો છો કે નહિ."

કવિ બોલ્યા : "સ્ત્રી તરફ પોતાના કર્તવ્યનું ગૌરવ સાબિત કરવાનું સુખ ભોગવવાનો પોતાનો હક્ક છે એવું પુરુષો માત્ર આપણા દેશમાં જ માને છે એમ નથી, થોડેવત્તે અંશે બધા દેશોમાં જ એમ છે. શારીરિક કે માનસિક કોઈ પણ કારણે હો, સ્ત્રીને જીવનનિર્વાહ માટે પુરુષ ઉપર આધાર રાખવો પડે છે, એ કારણને અવલંબીને પુરુષ તેનું મન ફાવે તેટલું દામ વસૂલ કરવા માગે છે. પેટને ખાતર

જે પુરુષને બીજા પુરુષના મોં સામે જોવું પડે છે તેને પણ તે નિર્ભરતાના પ્રમાણમાં પોતાનું સ્વાતંત્ર્ય વેચવું પડે છે, એટલું જ નહિ, તેનાં કરતાં પણ અનેકગણું વધારે. એટલા ખાતર જ તો યુરોપમાં આજકાલ મૂડીદારો અને મજૂરો વચ્ચે મારામારી ચાલે છે. અને એ એક જ લડાઈ આજે ત્યાં સ્ત્રીપુરુષ વચ્ચે પણ ચાલે છે. અન્નની બાબતમાં સ્ત્રીઓ પુરુષોની પાસેથી જે પામે છે, માનસ ક્ષુધાની બાબતમાં તેઓ પુરુષને તેના કરતાં અનેકગણું વધારે આપે છે, એ ઝીણી વાત સમજવાની શકિત બહુ જ ઓછા માણસોમાં હોય છે, કારણ કે એ આંખે દેખાય એવી વસ્તુ નથી. માણસ માલિક-પણાની મોટાઈ કરે છે, કારણ, માલિકપણું એ જંગલિપણાનું અંગ છે, પ્રભાવની મોટાઈ કરતો નથી, કારણ, તે શરીરબળથી પરની વાત છે."

મેં કહ્યું : "પણ તો શું આપણે એમ કહી ન શકીએ, કે આપણા દેશમાં શું કે બીજા દેશમાં શું, સર્વ રીતે સ્ત્રીને પૂરેપૂરી પામવી એ પ્રેમના માર્ગમાં ભારે મોટો અંતરાય થઈ પડે છે ?"

કવિએ કહ્યું : "બહારથી મેળવવામાં એક જોખમ જરૂર રહેલું છે, કે તે ગભીરતર પ્રાપ્તિને ઘણી વાર મ્લાન બનાવી દે છે. અંગ્રેજોએ ભારતવર્ષને હસ્તગત કર્યું છે માટે જ તે બાહ્ય શક્તિના અહંકારને લીધે ભારતવર્ષને સર્વતોભાવે સમજવું તેને માટે મુશ્કેલ છે. પોતાના અધિકારના દસ્તાવેજથી પુરવાર થતા હકોની યાદી રજૂ કરીને જે પુરુષ સ્ત્રીનું મૂલ્ય આંકે છે, તેનામાં માનવ ઇતિહાસના આદિમ યુગની સ્થૂલ બર્બરતા જ પ્રબળ રહેલી છે; તે માણસ માનસ–પૃથ્વીનો આફ્રિકાવાસી છે. પણ તેટલા માટે બહારની પ્રાપ્તિને બાદ રાખીને ચાલવું એ જ સ્ત્રીપુરુષના પ્રેમની પરિપૂર્ણતા છે, એ વાત ખોટી છે. આધ્યાત્મિક માણસ આધિભૌતિક માણસથી ઉપરની વસ્તુ છે, એટલે તે કંઈ આધિભૌતિકની બહાર છે એવું નથી. આધિભૌતિકને જ્યારે તે પોતામાં અંગીકૃત કરી લે છે ત્યારે જ તે પોતાની સંપૂર્ણતાને

પામે છે. દેહહીન પ્રેતની અવસ્થા આત્માહીન દેહના કરતાં સારી હોય છે એવું હું નથી માનતો. બીજી વસ્તુ દિવસે ઉપદ્રવ કરે છે, એટલે તેને અટકાવી શકાય છે, પહેલી વસ્તુનો ઉપદ્રવ અંધારી રાતે ચાલે છે. તેને દાબી રાખવાને માટે માણસ કેટકેટલાં શાસ્ત્રોમાંથી કેટકેટલા મંત્રો ભણે છે, પણ કંઈ વળતું નથી. એટલે જ માણસની ખરી સાધના શબ્દનો ત્યાગ કરી અર્થને શૂન્યમાં શોધ્યા કરવો એ નથી, પણ શબ્દમાં જ અર્થને પામવો એ છે. લગ્નમાં એની સાધના એ છે કે સ્ત્રીને મંત્ર ભણીને પામ્યો એટલા ખાતર તેને સ્થૂલ વસ્તુની પેઠે પામ્યો છું એમ માનવાની અપાર મૂઢતાને દૂર કરવી અને અંતરમાં સમજવું કે માણસ ઉપર કબજો ન જમાવીએ તો જ તેને મેળવી શકાય છે. પરકીયા–સાધનાનું તત્ત્વ ખોટું નથી, — તેનો અર્થ જ એ છે કે પરકીયા નારી આપણને વશ નથી એટલે જ આપણા ઉપર તેની શક્તિ આટલી પ્રબળ હોય છે, તેના પ્રેમનું આટલું મૂલ્ય હોય છે. એથી લગ્ન જ્યારે બર્બર યુગના સ્થૂલ શાસનમાંથી મુક્તિ પામશે ત્યારે બધાં લગ્નોમાં જ પરકીયા સાધના ચાલુ થશે, ત્યારે સ્ત્રીનું સ્વાતંત્ર્ય છે માટે જ તેનું મૂલ્ય પુરુષને મન વિશેષ હશે. લગ્નમાં પોતાની સ્ત્રીની આવી પરકીયા સાધના કરવાનો યુગ આવ્યો છે, એવી હું આશા રાખું છું. જો આવ્યો હોય તો મૂઢ બનીને આપણે તે સાધનાના અધિકારથી વંચિત ન રહીએ એવું હું ઇચ્છું છું.”

*

૩૧ મી ડિસેમ્બર, ૧૯૨૬.

કવિ બોલ્યા : “જે આદર્શને લક્ષમાં રાખી હું ગીતો રચું છું તેને વિશે થોડું આજે તમારા પ્રશ્નના જવાબમાં કહીશ.

“હિંદુસ્તાની ગાયનની પદ્ધતિ જ્યારે રાજા બાદશાહોના ઉત્તેજનને જોરે આખા ઉત્તર હિંદુસ્તાનમાં એકછત્ર સત્તા ભોગવવા

લાગી, ત્યારે પણ તે બંગાળીના મનને અને બંગાળીના કંઠને સંપૂર્ણપણે કબજે કરી શકી નહોતી.

"બંગાળમાં રાધાકૃષ્ણના લીલાગાને હિંદુસ્તાની ગાયનના પ્રબળ આક્રમણને અટકાવી રાખ્યું. આ લીલારસ એક ઉપાખ્યાનનો આશ્રય લે છે. તે ઉપાખ્યાનની ધારાને આધારે કીર્તનગાન પાલાગાન* બની ગયું.

"સ્વાભાવિક રીતે જ પાલાગાનનું રૂપ નાટયરૂપ હોય છે. હિંદુસ્તાની સંગીતમાં નાટયરૂપને સ્થાન નથી. ઉપમા જો આપીએ તો એમ કહી શકીએ કે એ સંગીતમાં એક એક રત્નની ડબ્બી હોય છે. ઉસ્તાદ ઝવેરી આડંબરપૂર્વક કૌશલ બતાવતો બતાવતો તેનું ઢાંકણ ઉઘાડે છે, તેજની છટાએ છટાએ તાન લગાવી ચારે બાજુએ તેને ફેરવીને બતાવે છે. સમજદાર તેની જાત મેળવી જુએ છે, તેની કિંમત કરે છે, કહી શકે છે કે એ હીરો છે કે નીલમ છે, ચૂની છે કે પન્ના છે.

"કીર્તન તો રૂપવતીના ગળાનો રત્નહાર છે. જે રસિક હોય છે તે પ્રત્યેક રત્નને પ્રિયકંઠમાં જુદું જુદું જોઈ શકતો નથી, જોવા માગતો નથી. બધાં રત્નોને અપનાવી લઈને જે સમગ્ર રૂપ વિવિધ ભાવે હિલોળા લઈ રહ્યું હોય છે, તે જ તેની દૃષ્ટિનો વિષય હોય છે. પણ એ હિંદુસ્તાની રીત નથી.

"મને એક પ્રસંગ યાદ આવે છે. ત્યારે હું નાનો હતો. સંગીત સમાજમાં નાટ્ય–અભિનય હતો. ઇન્દ્ર, ચંદ્ર વગેરે દેવો નાટકનાં પાત્રો હતાં. તૈયારી કરનાર અભિનેતાઓ પૈસાદાર કુટુંબના હતા. એટલે દેવોના શરીર પરનાં ઘરેણાં ન તો ઓછાં હતાં, ન તો જૂઠાં હતાં, ન તો ઓછી કિંમતનાં હતાં. તે દિવસ મુખ્ય પ્રેક્ષક

*પાલાગાન : પંચાલિ છંદમાં રચેલી દેવતાની માહાત્મ્યકથા અથવા ધર્મસંગીત; છંદમાં રચેલો ધર્મ સંબંધી ઇતિહાસ. –અનુ૦

રાજા ઉપાધિધારી પશ્ચિમના એક ધનવાન હતા. તેમને નાટકનો વિષય સમજાવવાનો ભાર મારા ઉપર હતો; હું પાસે બેઠો હતો. થોડી વારમાં સમજ પડી ગઈ કે ત્યાં હેમિલ્ટનની દુકાનના કોઈ સેલ્સમેનને બેસાડવો જોઈતો હતો.મહારાજને ઘરેણાં સંબંધે ભારે કુતૂહલ હતું. છતાં અલંકારશાસ્ત્રમાં મારો જે કંઈ પ્રવેશ હતો તે વાક્યાલંકાર પૂરતો હતો, રત્નાલંકારમાં હું અનાડી હતો.

"તે દિવસે અભિનયને બદલે જો કીર્તન થાત, તો પણ આ પશ્ચિમના મહારાજા ગાયનના કરતાં રાગિણી ઉપર વધારે ધ્યાન આપત, સમગ્ર કલા–સર્જનના સહજ સૌંદર્ય કરતાં સ્વર–પ્રયોગના મુશ્કેલ અને શાસ્ત્રીય કૌશલની કિંમત કરત, એટલે ત્યાં પણ મારે બાઘાની જેમ બેસી રહેવું પડત.

"એકંદરે વાત એમ છે કે કીર્તનમાં જીવનની રસલીલાની સાથે સંગીતની રસલીલા ઘનિષ્ઠ ભાવે ભળેલી હોય છે. જીવનની લીલા નદીના પ્રવાહની પેઠે નવા નવા વાંકવળાંકથી વિચિત્ર હોય છે; ખાબોચિયાં કે તળાવની પેઠે ચારે બાજૂથી પાળ વડે બંધાયેલી નથી હોતી. કીર્તન આ વિચિત્ર વાંકીચૂંકી ધારાની પરિવર્ત્યમાન ક્રમિકતાને શબ્દ અને સૂરનું મિશ્રણ કરીને પ્રગટ કરવા ચાહે છે.

"કીર્તનની બીજી પણ એક વિશેષતા છે. તે પણ ઐતિહાસિક કારણે જ છે. બંગાળમાં એક સમયે વૈષ્ણવ ભાવના પ્રાબલ્યથી ધર્મ–સાધનામાં અને ધર્મરસભોગમાં એક પ્રકારની ડિમોક્રસીનો યુગ આવ્યો હતો. તે સમયે સંમિલિત ચિત્તનો આવેગ સંમિલિત કંઠમાં પ્રગટ થવા ઇચ્છતો હતો. તે પણ વળી સભામાં નહિ, પણ રસ્તે ઘાટે. બંગાળના કીર્તનમાં એ જનતાના ભાવોચ્છ્વાસને કંઠમાં મેળવવાનું એક વિશાળ ક્ષેત્ર મળ્યું. એ બંગાળ દેશની ભૂમિની પ્રકૃતિના જેવું જ છે. એ ભૂમિમાં પૂર્વવાહિની, દક્ષિણવાહિની અનેક નદીઓએ એક સમુદ્રને મળવાને માટે પરસ્પર મળી જઈને મહાન વિચિત્ર કલધ્વનિથી ગાજતી જળધારાની જાળ રચી છે.

"હિંદુસ્તાનમાં તુલસીદાસનું રામાયણ સૂર કાઢીને વાંચવામાં આવે છે, તેને સંગીતની પદવી ન દઈ શકાય. એ તો આખ્યાનરૂપી રાચરચીલા ઉપર સૂરનું પાતળું પાલીસ લગાડ્યા બરાબર છે. રસના રાસાયણિક મત અનુસાર તે યૌગિક પદાર્થ નથી, પણ યોજિત પદાર્થ છે. પણ કીર્તન વિશે એમ ન કહી શકાય. તેમાં કથા ગમે તેટલી હોય, છતાં કીર્તન એ સંગીત જ છે. આમ છતાં કથાને માથું નીચું કરવું પડતું નથી હોતું. વિદ્યાપતિ, ચંડીદાસ, જ્ઞાનદાસ વગેરેનાં પદને કાવ્ય તરીકે કોણ તુચ્છ કહી શકશે?

"કીર્તનમાં,બંગાળીના ગીતમાં સંગીત અને કાવ્યનું જે અર્ધ-નારીશ્વર રૂપ પ્રગટ થાય છે તે જ બંગાળીના બીજા સાધારણ સંગીતમાં પણ પ્રગટ થાય છે. નિધુબાબુ અને શ્રીધર કથકના ટપ્પામાં, હરિ ઠાકુર અને રામ બસુના કવિગાનમાં સંગીતની તે યુગલ મિલનની ધારા જ જોવા મળે છે."

મેં કહ્યુ: "એ વિશે આપની સાથે મારે મતભેદ નથી. જીવનમાં દામ્પત્યમિલનની સુખ–શાંતિ સંબંધે મને વ્યકિતગત અનુભવ ન હોવા છતાંયે ગીતના ક્ષેત્રમાં દામ્પત્ય એટલે શું તે હું સમજું છું, એવી મારી માન્યતા છે. માત્ર, આપ જેમ શબ્દોને ઉલ્લંઘી જવું એ સૂરને માટે દોષરૂપ ગણો છો, તેમ હું શબ્દના ભારથી સૂરને ગૂંગળાવી નાખવાને દોષરૂપ માનું છું — એટલું જ. એટલે મને લાગે છે કે આપ ગીતમાં સૂરનો જેટલો અધિકાર માનવા તૈયાર છો, તેના કરતાં હું સૂરને ઊંચું સ્થાન આપું છું. ગીતમાં મારે સૂરનું વધારે ઐશ્વર્ય જોઈએ છે, આ હું કેવળ દલીલને ખાતર કહેતો નથી, એ વિશે હું સાચે જ જેને એક્સ્પેરિમેંટ કહે છે તે કરી કરીને રોજ રોજ નવું નવું જ્ઞાન મેળવતો જાઉં છું, એટલે મારા એ અનુભવનો હું શી રીતે અસ્વીકાર કરું?"

કવિ બોલ્યા: "તમારી આ દલીલમાં બે ભાગ છે, એક મૂળ

નીતિ, અને બીજો અંગત અનુભવ. મૂલ નીતિ એ તો નિર્વ્યક્તિક વસ્તુ છે, તે કલાનો પાયો છે. વિવિધ ઉપાદાનમાં સામંજસ્ય ઉપજાવવું એ જ કલારચનાની પૂર્ણતા છે, એ અત્યન્ત સાદી વાત તમે માનો છો અને હું જ માનતો નથી, એમ જો હોય તો માત્ર સંગીત જ શા માટે, કાવ્ય વિશે પણ બોલવાનો અધિકાર મારે ખોવો પડે. વાક્ય અને છંદ, એ બે કવિતાનાં અંગ છે. વાક્ય જો છંદનું બંધન વટાવીને અર્થના અહંકારમાં ઊંચે અવાજે બૂમ બરાડા કરે તો, તે જેમ કાવ્યમાં રૂઢતા ગણાય, તેમ છંદનો અતિશય પ્રચુર ઝંકાર અર્થ સહિત વાક્યને પોતાના અવાજમાં ઢાંકી દઈને મારી નાખે તો તે પણ પાપ જ ગણાય. ગીતમાં આ મૂળ તત્ત્વ હું અર્ધું માનું છું અને અર્ધું માનતો નથી એવી ભારે મૂઢતા જો સાબિત થાય તો રસિક સમાજમાં મારે તો મોં બતાવવા જેવું રહે નહિ. બેશક, તમે મને એવો તો નહીં જ માનતા હો.

"એટલે હવે વ્યક્તિગત અનુભવનો પ્રશ્ન રહે છે. અર્થાત્ ફરિયાદ એવી છે કે મારાં રચેલાં મોટા ભાગનાં ગીતોમાં હું સૂરને ઓછું મહત્ત્વ આપી શબ્દ તરફ પક્ષપાત બતાવું છું, અને તમે એમ કરતા નથી. એટલે કે સર્વજનસંમત મૂળ સિદ્ધાંતનો પ્રયોગ કરતી વખતે કંઈ નહિ તો સંગીતમાં મને પ્રમાણભાન રહેતું નથી.

"એ બાબત મૂળ સિદ્ધાંતના કાયદાની પોથી ખોલીને તમે મને આરોપીરૂપે પાંજરામાં ઊભો કર્યો છે. ચટ દઈને હું 'પ્લીડ ગિલ્ટી' 'આરોપ સ્વીકાર' કરી લઈશ એવી તો તમે જરૂર આશા નહિ રાખી હોય. આવી જાતની ચર્ચા ઘણી વાર શબ્દની કાપાકાપીમાંથી માથાંની કાપાકાપીમાં પહોંચી જાય છે. એટલે ચર્ચાનો પ્રયત્ન ન કરવો એ જ નિરાપદ છે. તો પણ ચર્ચા કર્યા સિવાય મારા પક્ષમાં જેટલું કહી શકાય તેટલું હું કહીશ.

"યુરોપિયન સાહિત્યમાં એક પ્રકારની કવિતાને 'લિરિક'

નામ આપવામાં આવેલું છે. તે ઉપરથી જ સમજાઈ જાય છે કે તે ગાવાને યોગ્ય હોય છે, એટલું જ નહિ, કોઈક એક સમયે ગવાતી પણ હતી. વચમાં છાપખાનાએ આવીને શ્રાવ્ય કવિતાને પાઠ્ય બનાવી દીધી. હમણાં ગીતિ-કાવ્યનો ગીતિ અંશ અધ્યાહાર રહે છે. પણ અધ્યાહારનો અર્થ કંઈ પરલોકગત થતો નથી. પહેલાં જે શ્રોતાના કાનમાં હતું તે અત્યારે પાઠકના મનમાં રહે છે. તેથી અત્યારનાં ગીતિકાવ્યોમાં અશ્રુત સૂર અને પઠિત શબ્દ એ બે મળીને દાયરો જમાવે છે.

"એટલા માટે જ સ્વાભાવિક રીતે જ ગીતિ-કાવ્યમાં ચિંતન યોગ્ય વિષયની ભીડ ઓછી હોય છે, અને તેથી તત્ત્વની છાપવાળા શબ્દોથી બનતાં સુધી બચીને ચાલવું પડે છે. ચંડીદાસનું એક ગીત છે :

કેવા શુનાઇલિ શ્યામ નામ ?
કાનેર ભિતર દિયા મરમે પશિલ ગો
આકુલ કરિલ મોર પ્રાણ.

"એના શ્રુત અથવા પઠિત શબ્દો કઠિન અને ઊંચા થઈને અશ્રુત સૂરને ઠોકર ખવડાવી ખવડાવીને મારી નાખતા નથી. એ કવિતાને આવી રીતે પણ લખી શકાય :

શ્યામ નામ રૂપ નિલ શબ્દેર ધ્વનિતે
બાહ્યેન્દ્રિય ભેદ કરિ' અંતર-ઇન્દ્રિયે (મરિ)
સ્મૃતિર વેદના હ'યે લાગિત રણિતે.

"આનો અર્થ પણ કંઈ ખોટો નથી. શ્યામ નામ અરૂપ છે. તેણે ધ્વનિમાં રૂપ લીધું. ત્યાર પછી અંતરમાં પ્રવેશ કરીને સ્મૃતિ-વેદનામાં ફરી વાર અરૂપ થઈને રણરણવા લાગ્યું. બેઠાં બેઠાં વિચાર કરતાં ફાવે એવું છે. મનસ્તત્ત્વના વર્ગમાં વ્યાખ્યા કરવી હોય તોયે

થાય, પણ કોઈ પણ ઉપાયે મનમાં પણ ગાઈ ન શકાય. જેઓ સારવાન સાહિત્યના પક્ષપાતી હોય તેઓ ચાહે એટલું પસંદ કરે તો પણ ગીતિકાવ્યની સભામાં એને લાયક મજબૂત સ્થાન મળે એમ નથી. અહીં વાક્ય અને તત્ત્વ બે પહેલવાનોએ મળીને ગીતને બિલકુલ હઠાવી દીધું છે.

"પોતાની રચના વિશે પોતે અભિપ્રાય આપવો એ બેદસ્તૂર ગણાય, તો પણ પ્રસંગ આવે તો તેની વકીલાત તો થઈ શકે. તે અધિકારને જોરે હું કહું છું કે મારાં ગીતોની કવિતામાં વાક્યની આસુરિકતાને મેં બહેકવા દીધી નથી, એટલે કે મેં એવા જ ભાવો અને એવા જ શબ્દો વાપર્યા છે, જે સૂરની સાથે સમાન ભાવે આસન વહેંચી લઈને બેસવા માટે રાહ જોયા કરતા હોય. આ ઉપરથી તમે સમજી શકશો કે તમારા મૂળ સિદ્ધાંતને હું સૂરની બાબતમાં પણ માનું છું, શબ્દની બાબતમાં પણ માનું છું.

"છતાં તમે એમ કહી શકો કે સિદ્ધાંતમાં હું જેને સંપૂર્ણપણે માનું છું તેને રીતિમાં પૂરતા પ્રમાણમાં માનતો નથી. એટલે કે મારાં ગીતોની કવિતામાં શબ્દોની લીલા ગમે તેટલી ઓછી ભલે કરતો હોઉં, તો પણ તમારા મત પ્રમાણે મૂળ સિદ્ધાંત અનુસાર તેમાં સૂરની લીલા હજી જેટલા પ્રમાણમાં વધારે આવવા દેવી જોઈએ તેટલી હું આવવા દેતો નથી. આ વાત વ્યક્તિગત બની જાય છે. તમે કહેશો હું અનુભવ ઉપરથી કહું છું. હું પણ તમારી સામે ઊભો રહી બરાબર એ જ વાત કહીશ."

મેં કહ્યું: "કાવ્યમાં, સંગીતમાં વ્યક્તિગત અનુભવને બાદ રાખી શકાય એમ હોતું નથી. કારણ, અનુભવમાં જ એનો આદિ અને અંત હોય છે. બુદ્ધિ સાથે એનો વ્યવહાર નથી ચાલતો, પણ અનુભવબોધ સાથે ચાલે છે. એટલે, મારા વ્યક્તિગત બોધ–અનુભવને નામે જ મારે કહેવું પડશે કે મનોજ્ઞ કાવ્યને સૂરની સમૃદ્ધિ

દ્વારા જે રીતે આપણે પામી શકીએ છીએ, તે રીતે સૂરની અત્યંત સરલતા દ્વારા પામી શકતા નથી. કારણ, લલિત કળામાં અત્યંત સારલ્ય શું મોટે ભાગે રિક્તતા જેવું નથી લાગતું ?"

કવિએ કહ્યું : "એ 'અત્યંત' વિશેષણ પદનું કાટલું તમે ખબર ન પડે એ રીતે ત્રાજવાના એક પલ્લામાં મૂકી દીધું, એટલે જ ખબર પડી ગઈ કે તમારો ન્યાય એકપક્ષી છે. સૂરનું સારલ્ય અત્યંત હોય એ જેવડો દોષ ગણાય, સૂરનું બાહુલ્ય અત્યંત હોય તે-યે તેવડો જ દોષ ગણાય. 'અત્યંત' વિશેષણ લગાડીને તમે જે વસ્તુ કહો છો, તેનું ભાષાંતર કરીએ તો આમ થાય કે સૂરની દૂષણીય સરલતા એ દોષ છે, કેમ જાણે સૂરની દૂષણીય બહુલતા દોષ ન હોય. એનો અર્થ એ થયો કે બાહુલ્યદોષ તમારાથી સહન થાય છે, પણ સારલ્યદોષ સહન થતો નથી. તમારે મતે 'अधिकं तु न दोषाय'। 'सर्वमत्यन्तं गर्हितम्' એ સૂત્ર તમને ગમતું નથી.

"પણ પરસ્પરના વ્યક્તિગત સ્વભાવ વિશે ચર્ચા કરવાથી શું વળવાનું છે ? જપાની માળા માથે વીંટાળીને શાક્ત જો સરસ્વતીના શ્વેત પદ્મ પ્રત્યે કટાક્ષ કરીને કહે, 'તું બિલકુલ ધોળું છે, એટલું બધું કે રિક્ત જ કહેવાય,' તો સરસ્વતીનો ચેલો પણ જપાને કહેશે, 'તું છેક જ લાલ છે, એટલું બધું કે ઉગ્ર જ કહેવાય !' આમાં તો કેવળ શબ્દોની તિખાશ વધે એ જ. ચર્ચાનો નિર્ણય ન આવે. એટલે જ હું ચર્ચાને જતી કરી સરળતા સંબંધે મારો મનોભાવ કહું છું.

"હું લાંબા વખતથી શાન્તિનિકેતનમાં રહું છું. અહીંના પ્રાકૃતિક દૃશ્યમાં અરણ્ય ગિરિ નદી નથી. જો હોત તો તેનો યોગ્ય ઉપભોગ કરવાનું કઠણ ન પડત. કારણ, સૌંદર્યસંપત્તિ સિવાય પણ બહુ વૈચિત્ર્યમાં એક પ્રકારનું બળ હોય છે, તે પરિમાણગત હોય છે.

જુદી જુદી બાજુએથી તે આપણી આંખને ચોગરદમથી ઘેરી લે છે, ક્યાંય ખાલી જગ્યા રહેવા દેતું નથી.

"અહીંના દૃશ્યમાં રહેલી વસ્તુની વિરલતા મને વિશેષ આનંદ આપે છે. સવારે બપોરે સાંજે આ અફાટ આકાશમાં તેજ છાયાની પીંછી કેટકેટલી જાતના સૂક્ષ્મ રંગોની માયાજાળ આંકી જાય છે. મારી મિતભોગી અક્લાંત આંખો દ્વારા મારું મન તેનો સમસ્ત સ્વાદ પૂર્ણપણે લે છે. અહીંની મુક્ત આકાશસભામાં વર્ષા, વસંત, શરદ પોતાની ઋતુવીણામાં જે ગભીર મીંડ દેતાં હોય છે, તેની બધી સૂક્ષ્મ શ્રુતિ મારે કાને આવે છે. અહીં રિક્તતા છે માટે જ મનની બોધશક્તિ આળસુ બની જતી નથી, અથવા બહારના બોજાથી બેભાન થઈ જતી નથી.

"એક ઉપમા આપું. કોઈ એક રૂપરસિકની પાસે એક સુંદરી ગઈ. તેને પગે ચિત્રવિચિત્ર કારીગરીવાળાં રંગીન મોજાં હતાં. રૂપદક્ષને પગ તરફ જોતો જોઈને સ્ત્રીએ પૂછ્યું, મોજાના કયા ભાગ ઉપર તમારી નજર પડી છે. ગુણીએ મોજાનો ફાટેલો ભાગ બતાવ્યો. રૂપવતીના પગે એ મોજાની ફૂલ ભરવાની કારીગરીમાં તાન પર તાન લીધી હતી તેના તરફ જોઈને આપણા હિન્દુસ્તાની મહારાજા જરૂર બોલી ઊઠત, વાહવાહ, સાબાશ. પણ કલાકાર તો કહે છે કે વિધાતાની કે મનુષ્યની રસરચનામાં વાણી પ્રમાણ કરતાં સહેજ પણ વધારે હોય તો પણ તેને મર્માઘાત કર્યા બરાબર થાય. સુંદરીના પગ જ પૂરતા હતા, જેને જોવાની શક્તિ હશે તે તે જોતાં જ ધરાવાનો નથી. જેની જોવાની શક્તિ જડ થઈ ગઈ હશે, તે ફૂલ ભરેલાં મોજાંની પ્રગલ્ભતાથી મુગ્ધ થઈ ઘેર આવશે.

"ઘણી વખત ઉપાદાનની વિરલતા વ્યંજનાની ગંભીરતાને અભ્યર્થના કરીને લઈ આવે છે. તે વિરલતાને કોઈ શૂન્યતા કહે છે, કોઈને એમાં પૂર્ણતા લાગે છે. પહેલાં મેં તમને એક ઉપમા આપી છે, આ વખતે એક દૃષ્ટાંત આપું છું.

"બંગાળી ગીતાંજલિની કવિતાનો મેં મારા મનની મોજ ખાતર જ અંગ્રેજી અનુવાદ કર્યો હતો. તબિયત સારી નહોતી, બીજું કંઈ કરવાનું નહોતું, કોઈ પણ દિવસ એ છપાશે એમ મેં સ્વપ્ને પણ ધાર્યું નહોતું, તેનું કારણ, પ્રગટ કરવા લાયક અંગ્રેજી લખવાની મારી શક્તિ જ નથી, એવી જ ધારણા મારા મનમાં દૃઢમૂલ થયેલી હતી.

"નોટ જ્યારે કવિ યેટ્સના હાથમાં ગઈ ત્યારે તેમણે એક દિવસ રોથેન્સ્ટાઈનને ઘેર અનેક અંગ્રેજ સાહિત્યકારો અને સાહિત્યરસજ્ઞોને તેમાંથી વાંચી સંભળાવવાને માટે આમંત્રણ આપ્યું. હું મનમાં મનમાં ખૂબ સંકોચ પામ્યો. તેનાં બે કારણ હતાં. તદ્દન સાદી સીધી દસબાર લીટીની કવિતા સંભળાવી કદી મેં કોઈ પણ બંગાળી શ્રોતાને પૂરતો સંતોષ પામતાં જોયો નહોતો. એટલું જ નહિ, ઘણા તો કવિતાના ટૂંકાણને કવિત્વની રિક્તતા જ માની લે છે. એક વખતે મારા વાચકોએ દુઃખપૂર્વક કહ્યું હતું કે હમણાં કવિ કેવળ ગીતો જ લખે છે. એમની કાવ્યકલાનો કૃષ્ણપક્ષ બેઠો છે એટલે રચના ક્ષય પામતી પામતી વચનમાં નાની થતી જાય છે.

"ત્યાર પછી મારો અંગ્રેજી અનુવાદ પણ મેં કોઈ કોઈ અંગ્રેજી જાણનાર બંગાળી સાહિત્યકારને સંભળાવ્યો હતો. તેમણે ધીર ગંભીર શાંત ભાવે કહ્યું હતું, 'ખોટો નથી, અને અંગ્રેજી અવિશુદ્ધ છે એવું પણ નથી. તે વખતે મારે એંડ્રૂઝ સાથે પરિચય નહોતો.

"યેટ્સે તે દિવસની સભામાં માત્ર પાંચ સાત જ કવિતાઓ એક પછી એક વાંચી સંભળાવીને વાંચવાનું બંધ કર્યું હતું. અંગ્રેજ શ્રોતાઓએ નીરવે સાંભળ્યું, અને તેઓ નીરવે ચાલ્યા ગયા — શિષ્ટાચાર પાળવા પૂરતો ધન્યવાદ પણ મને આપ્યો નહિ. તે રાત્રે હું અતિશય શરમિંદો બનીને જ ઘેર પાછો ફર્યો.

"બીજે દિવસે પત્રો આવવા લાગ્યા. દેશદેશાંતરમાં જે કીર્તિ

પામ્યો છું તેની કલ્પનાતીતતાના આશ્ચર્યના અનુભવે મને તે દિવસે જ પૂરેપૂરો અકળાવી મૂક્યો હતો.

"ગમે તેમ હો, મારે કહેવાની વાત એ છે કે, તે દિવસની સભામાં જે થાળ રજૂ કરવામાં આવ્યો હતો તેની ઉપહાર–સામગ્રી જેમ આકારમાં તુચ્છ હતી, તેમ તેના ઉપાદાનમાં પણ નિરલંકાર વિરલતા જ હતી. પણ તેટલું જ રસજ્ઞોને આનંદ આપવા માટે એટલું તો પૂરતું થયું હતું કે તેના પ્રત્યુત્તરમાં સાધુવાદની વિરલતા નહોતી. અલંકારબાહુલ્ય શ્રોતાના અથવા વક્તાના પોતાના મનને માટે કશી જગ્યા ખાલી રાખતું નથી. જેને મન હોય છે તેને માટે એ ક્લેશકર થઈ પડે છે.

"પરંતુ એવા અનેક માણસો હોય છે જેઓ પોતાની મનોહીનતાનો ખાડો પૂરવાને માટે જ રસના ભોજનમાં જાય છે. તેઓ કદી કહેતા નથી કે 'यत्स्वल्पं तद्दिष्टम्'। તેઓ થિયેટરમાં જઈને ટિકિટ ખરીદે છે તે માત્ર નાટક જોવા માટે નહિ, પણ રાતના ચાર વાગતાં સુધી જોવા મળશે એમ ધારીને. તેઓ પોતાને છેતરતા હોય છે; હંમેશાં ઉત્તમ વસ્તુને બદલે મોટી વસ્તુને પસંદ કરે છે. શણગારવા કરતાં લાદવામાં જ તેમને વધારે આનંદ પડે છે. એટલા માટે, તમે જેને સરળતા કહો છો તે તેમને મન રિક્તતા જ લાગવાની. બીજું શું?"

કવિ જરા થોભીને બોલ્યા: "તમે જેમ પોતાના અનુભવની વાત કરી છે, તેમ હું પણ કરીશ. હું ગીત રચી રચીને તે ગીત વારંવાર પોતાને કાને સાંભળી સાંભળીને જ સમજ્યો છું કે 'પ્રભૂત' કારીગરીની કંઈ જરૂર નથી. ખરો આનંદ તો રૂપની સંપૂર્ણતામાંથી મળે છે, — અતિ સૂક્ષ્મ, અતિ સહજ ભંગિમા દ્વારા જ તે સંપૂર્ણતા પ્રગટ થાય છે."

મેં કહ્યું: "તમારી વાત મને ખૂબ ગમી. ઘણું શીખ્યો પણ.

ખરો. જો કે અહીં એક વાત હું કહી રાખવા માગું છું કે પ્રકૃતિની બાબતમાં એવા અખૂટ સારલ્યના આવેદન સંબંધે હું છેક અંધ નથી. મેં એક વાર મારા કોઈ એક મિત્રને પત્રમાં લખ્યું હતું કે કોઈ ખાલી ખેતરમાં માત્ર એક જ ઝાડ સંધ્યા સમયે મારી નજરમાં નિત્યનૂતન મૂર્તિ ધારણ કરતો. તો પણ મને લાગે છે કે બધી કળાઓનો વિકાસ અતિશય સરળતા તરફ થશે એવું ભાર પૂર્વક ન કહી શકાય. કારણ કે અનેક શ્રેષ્ઠ શ્રેણીની કલારચનામાં એક પ્રકારની Complex structure — જટિલ રચના જોવામાં આવે છે, એક પ્રકારની વિશાળ સુષમા, એક પ્રકારનો સમષ્ટિગત મનોજ્ઞ સમાવેશ જોવા મળે છે, અને તેમાં એક પ્રકારના સાચા ઊંડા રસનું ઝરણું વિરાજતું હોય છે. દાખલા તરીકે વીણાની તાનના આનંદ–ઝરણાનું વિચિત્ર લાવણ્ય, યુરોપીય સિમ્ફનિનું વિરાટ ગૌરવાન્વિત રચના–કોશલ, મધ્ય યુગીન યુરોપનું અપૂર્વ સ્થાપત્ય, તાજમહાલના સૂક્ષ્માતિસૂક્ષ્મ ભાસ્કર્યની ગાથા. પ્રતિભાનું એક દાન સરળતાની દિશામાં હોઈ શકે, પણ બીજું દાન ઐશ્વર્યની દિશામાં છે, એવું મને હંમેશાં લાગ્યા જ કરે છે. એટલે મને બીક લાગે છે કે રસબોધમાં હું રખેને એકપક્ષી ન થઈ જાઉં. પરમહંસદેવનું એક વચન મને ખૂબ ગમે છે: 'હું ઝોલમાં પણ છું અને ઝાલમાં પણ છું, ચચ્ચડિમાં પણ છું અને પુલાવકાલિયામાં પણ છું, એકવિધ શું કરવા રહું ?*' આપણા મનમાં એક પ્રકારની સ્વભાવાન્ધતા હોય છે, નહિ ? તે જ્યારે એક દિશામાં ઝૂકે છે ત્યારે બીજી દિશાએ જોઈ શકતું નથી એટલું જ નહિ — તેનો અસ્વીકાર કરવામાં જ તેને વધારે આનંદ પડે છે. જીવનમાં રસબોધ સારી વસ્તુ છે, પણ બધા જ રસનો પ્રકાશ એકમાર્ગી

* ઝોલ : પાણીદાર શાક. ઝાલ : મરી, સૂંઠ, પીપર, કાળી જીરી વગેરે વાટીને પ્રસૂતાને માટે કરેલો ઉકાળો. ચચ્ચડિ : તળેલું સૂકું શાક. કાલિયા : માંસ મચ્છી વગેરેનું એક શાક. —અનુ૦

હોવો જોઈએ એવું ડૉગ્મૅટિઝમ—એવી મતાંધતા આ વિચિત્ર વિશ્વમાં ખરાબ જ ગણાય એમ લાગે છે."

"એ વાત શું હું જ માનતો નથી? હું માત્ર એમ કહેવા માગું છું કે સરળતામાં વસ્તુ ઓછું હોય છે એ વાત માની નહિ લેવાય, બલકે એથી ઊલટું જ છે. લલિત કળામાં કોઈ પણ એક રચના વિષે પહેલો પ્રશ્ન એ હોય છે કે તે આનંદ આપે છે કે નહિ. જો આપે છે એવો જવાબ મળે, તો તેમાં ઉપાદાનની જેટલી સ્વલ્પતા હોય તેટલું તેનું ગૌરવ વધારે. વિપુલ અને પ્રયાસસાધ્ય ઉપાયે એક જણ જે ફળ મેળવે છે, તે ફળ જો બીજો માણસ સંક્ષિપ્ત અને સ્વલ્પાયાસ ઉપાયે મેળવે તો કલાને માટે તે જ સારું ગણાય. ખરું જોતાં, કલાના સર્જનમાં ઉપાય જેટલો હળવો અને પ્રચ્છન્ન હોય તેટલી, રચનાના હિસાબે, તેની કિંમત વધારે. આ મૂળ સિદ્ધાંત જો તમે માનો તો પછી સઘળા પ્રકારની કળામાં પગલે પગલે સાવધાન થઈને કહેવું પડશે કે अल्पमति विस्तरेण, કહેવું પડશે કે કળામાં પ્રગલ્ભતા કરતાં મિતભાષિતા, બાહુલ્ય કરતાં સારલ્ય શ્રેષ્ઠ છે. કળામાં Complex structure અર્થાત્ બહુ ગ્રંથિલ કલેવરના દૃષ્ટાંતરૂપે તાજમહાલનો તમે ઉલ્લેખ કર્યો છે. હું તો તાજમહાલને સહજ રૂપના દૃષ્ટાંત તરીકે જ ગણું છું. એક બિંદુ અશ્રુજલ જેવું સહજ છે, તાજમહાલ પણ તેવો જ સહજ છે. તાજમહાલનું પ્રધાન લક્ષણ તેની પરિમિતિ છે—એમાં પથ્થરનો એક ટુકડો પણ એવો નથી જેને જોઈને આપણને લાગે કે તાજમહાલ કાને હાથ દઈને તાન લેવા મંડી પડ્યો છે. તાજમહાલમાં તાન નથી. તેમાં તો માન એટલે કે પરિમાણ છે. તે પરિમાણને જોરે જ તે આટલો સુંદર લાગે છે. પરિમાણ એટલે જ ઉપાદાનનો સંયમ. કેરીની સાથે ફણસને સરખાવી જુઓ ને. ફણસનાં ઉપરનાં છોડાંથી માંડીને અંદરની સામગ્રી સુધી બધામાં જ અતિશયતા છે. બધું મળીને એક બોજો થઈ રહે છે. જાણે એક કોથળો. તેની બહાદુરીનો વિચાર કરીએ

તો વાહવાહ કહેવું જ પડે. ફણુસના રેસાઓના તાનબાહુલ્યમાં મિષ્ટતા નથી એમ પણ ન કહી શકાય — નથી માત્ર સૌષ્ઠવ, કલારચનામાં જે વસ્તુ અત્યંત આવશ્યક છે. ફણુસને કેરી જેવું સાદું સીધું કહેતા નથી તેનું કારણ એ નથી કે ફણુસ મોટું છે અને વજનમાં ભારે છે. જેના અંશોમાં સુગઠિત ઐક્ય હોય તે સિમ્પલ કહેવાય, જો નવો શબ્દ બનાવવો હોય તો એ વસ્તુને આપણે સંકલ કહી શકીએ. અર્થાત્ તેની બધી કલાઓ સુસંગત છે. આપણાં શાસ્ત્રોમાં બ્રહ્મને નિષ્કલ કહ્યા છે, તેમનામાં અંશ નથી, તેઓ જ ખરા અસીમ સિમ્પલ છે. છતાં તેમનામાં બધું જ છે — બધું હોવા છતાં તેઓ અખંડ છે. સૂર્યના જે કિરણને આપણે સફેદ કહીએ છીએ તેમાં વર્ણરશ્મિની વિરલતા છે એમ નહિ, પણ તેમાં બધાં કિરણોનું ઐક્ય હોય છે. તાજમહાલ પણ તે જ રીતે સાદો છે, તેમાં બધાં ઉપકરણોનું સુસંઘટિત સામંજસ્ય છે. એ સામંજસ્યના સૌંદર્યને જો આપણે છિન્નભિન્ન કરીને જોઈએ તો તેમાં વૈચિત્ર્યનો અંત નહિ મળે. રાસાયણિક વિશ્લેષણ કરીને જોઈએ તો એક અશ્રુબિંદુમાં પણ આપણે બહુને જોવા પામીશું, પણ જે દર્શનને આપણે અશ્રુ કહીએ છીએ તે તદ્દન સાદું છે, એક છે. ત્યાં સૃષ્ટિકર્તાએ પોતાના ઐશ્વર્યનો આડંબર નથી કર્યો હોતો — ત્યાં તેમણે સરળભાવે પોતાની રૂપદક્ષતા બતાવી હોય છે. તેમના અશ્રુજળમાં રિક્તતા છે, પણ વૈજ્ઞાનિક જ્યારે તે અશ્રુજળના હિસાબની ચોપડી કાઢીને બતાવે છે ત્યારે ખબર પડે છે કે રિક્તતાની પાછળ કેટલી શક્તિ રહેલી છે; ત્યારે આપણે સમજીએ છીએ કે અતિરિક્તતા જ સર્જનશક્તિનો અભાવ પ્રગટ કરે છે, અને જેઓ અતિરિક્ત ન હોય તો જોઈ જ ન શકે તેમનામાં દૃષ્ટિશક્તિની જ હીનતા હોય છે.”

કવિની વાણી સાંભળતાં સાંભળતાં મુગ્ધ થઈ ગયો — તેમના કંઠસ્વરની સ્નિગ્ધતાથી, ઉપમાથી, દૃષ્ટિથી, ટૂંકમાં એકંદરે તેમના વ્યક્તિત્વના મહિમાથી. મને દેશબંધુ ચિત્તરંજનના શબ્દો યાદ

આવ્યા. તેમણે મને પટનામાં કહ્યું હતું (૧૯૨૩ કે ૨૪): " જો રવીન્દ્રનાથ વકીલ થયા હોત તો અમને આંખના પલકારામાં હરાવી દેત."

પણ સાથોસાથ જ શ્રી અરવિંદનું એક હમેશનું વચન યાદ આવતું હતું કે મન તો વકીલ છે, તેની પાસે આપણે જે બોલાવીએ તે તે તો બોલે. પણ તેથી શું થયું? મનની આ કાકદૃષ્ટિ આ એકપક્ષીતા જ આપણને વધારે આંજી દે છે — જે વખતે જેની વકીલાત કરે છે, તે વખતે તેને એટલી સુંદર રીતે રજૂ કરે છે કે આપણું મન બોલી ઊઠે છે, શાબાશ — સત્ય તો અહીં જ છે, બીજે ક્યાંય નથી.

તો પણ મેં કવિને કહ્યું : " આપે આટઆટલી મહેનત લઈને મને સરળતાનું સૌંદર્ય અને સ્વલ્પની ઇષ્ટતા સમજાવવાનો પ્રયત્ન કર્યો એ માટે હું આપનો ગભીર ભાવે ઋણી છું. છતાં મને વારંવાર એમ થયા કરે છે કે ભગવાન પોતાની સૃષ્ટિલીલામાં ઐશ્વર્યનો અજસ્ર સમારોહ કરવામાં આટલો આનંદ પામત નહિ, જો પ્રાચુર્યમાં પણ એક પ્રકારની ઊંડી સાર્થકતા ન હોત. બોલપુરના દૃશ્યસૌંદર્યના ઉપકરણ–દૈન્યની જેમ એક બાજુ છે, તેમ દાર્જિલિંગની વિશાળ શૈલમાળા અને ધવલહિમાદ્રિના ભવ્ય મહિમાની પણ એક બાજુ છે. શિયાળામાં ઝાડપાનના નિરાભરણ વૈધવ્યમાં જેમ એક પ્રકારની તાપસી સુષમા રહેલી છે, તેમ વસંતમાં શ્યામલતાના અલંકાર–મહિમામાં પણ એક પ્રકારની દીપ્તિ નથી શું?

" થિયરી પછી, પહેલાં અનુભવ. આથી જ્યારે હું જોઈશ કે થિયરી અનુભવની માત્ર એક જ બાજુ જોઈને અંતિમ નિર્ણયે પહોંચવા દોડે છે ત્યારે તેમને અરે, ક્યાં ચાલ્યા, કહીને રસિકોના બીજી બાજુના અનુભવની લગામ વડે રોકવાનો પ્રયત્ન કરીશ. ગીતની બાબતમાં એક સુરીલી મીંડથી મન ડોલી ઊઠે છે એ એક અકાટ્ય અનુભવ છે, એ હું માનું છું. પરંતુ સાથે સાથે એ પણ એક

અપ્રતિવાદ્ય અનુભવ છે કે રાગમાળાનો, તાનનો, આલાપનો ધ્વનિ-સમારોહ પણ મનમાં આશ્ચર્યનો સંભ્રમ જગાડે છે, આનંદથી મસ્ત બનાવી દે છે. એક બાળકના ' ભજમન રામચરણ દિનરાતિ ' એ તુલસીદાસી ભજનથી પણ હું ઘણીવાર ગભીર આનંદ પામ્યો છું, તેની નિરલંકૃત સૂરશોભાથી મુગ્ધ થયો છું — પણ બીજી બાજુ વળી અબ્દુલ કરીમના અખૂટ દરબારી કાનડાના આલાપથી પણ રસાવેશને લીધે મન આર્દ્ર થઈ ફાટું ફાટું થઈ ગયું છે, સૂર–સુંદરીની સ્વર્ણ રાગિણીના ઝંકારથી મન છવાઈ ગયું છે. બીજાની વાત હું નથી કહી શકતો, તો પણ શ્રીકૃષ્ણના રૂપના વૈચિત્ર્યથી હું આનંદમાં ભાન ભૂલી જાઉં છું, એક બાજુ તેમના બાલગોપાલ રૂપને પણ સરલ સૂરમાં કહું છું:

ચમકે તિમિર, થિર બિજલિર વિભાય મનોચોરા
આયરે મધુર બાજિયે નૂપુર સ્વર્ગસ્વપનઝોરા
તોર બાঁશિતે નિખિલ ચિતે અલખ બોલો બেয়ে
તোর શুনি ' તান બইলি উজান যমুনা গান গেয়ে.

[ સ્થિલ વીજળીના મનોહર પ્રકાશથી તિમિર ચળકે છે, સ્વર્ગ-સ્વપ્ન ઝરનારાં મધુર નૂપુર બજાવતો તું આવ, તારી વાંસળીથી નિખિલ જગતના ચિત્તમાં અલખના નાદ ગાજે છે, તારી તાન સાંભળીને યમુના પણ ગીત ગાતી ગાતી ઊલટી વહે છે. ]

બીજી બાજુ વળી તેમનાં વિશ્વરૂપ દર્શનની કલ્પનાથી અર્જુન-ના સૂરમાં સૂર મિલાવી ગાવાની ઇચ્છા થાય છે કે 'कस्माच्च ते न नमेरन् महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ?

રૂપમહિમાર આદિ નાહિ જાર — નિખિલ જাঁহার સৃষ્টિ
દিকે দিকে જાર આলো–ઓંকાર করে ઝংকার—বৃষ্টિ
જাহার મুরલী મন્দ્রে ઉછલિ নাচে આনন্দে শંভુ
সে–તোমারে નতি, વિস্মયપতি, ના করিবে કે — સ્વયંભૂ ?

[ જેના રૂપમહિમાનો આદિ નથી, નિખિલ વિશ્વ જેનું સર્જન છે, જેના પ્રકાશરૂપી ઓંકાર દશે દિશામાં ઝંકાર વરસાવે છે, જેની મુરલીના નાદથી આનંદમાં આવી જઈને શંભુ ઊછળી ઊછળીને નાચે છે, એવા તને, હે વિસ્મયપતિ, હે સ્વયંભૂ, કોણ નમસ્કાર ન કરે ? ]

" ગમે તેમ કહો, માણસના અંતરમાં અપાર ઐશ્વર્યતૃષ્ણા છે, એનું જરૂર કંઈ ઊંડું તાત્પર્ય હોવું જોઈએ. અર્જુન કૃષ્ણને સખારૂપે જ પામ્યા હતા, પણ જે ક્ષણે ખબર પડી કે તેઓ જ વિશ્વરૂપ છે કે તરત જ પરિતાપપૂર્વક શા માટે બોલી ઊઠ્યા ? —

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात् प्रणयेन वापि ॥
यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥

" માને એક તરફ આપણા ઘરની સંગિણી રૂપે જાણીએ છીએ, આમ છતાં તેને બીજી તરફ જગદ્ધાત્રીરૂપે અન્નપૂર્ણારૂપે કલ્પ્યા વિના મનને સંતોષ વળતો નથી ! શાથી આમ થાય છે ? કારણ કે દીનતમ માણસ પણ ઐશ્વર્યની અસીમતામાં મુક્તિનો આસ્વાદ પામે છે. એટલા માટે જ પરમહંસદેવ ભગવાન સંબંધે કહેતા કે ' ઐશ્વર્ય ન હોત તો તેને સાળાને માનતે કોણ ? ' એટલા માટે જ બધા જ દેશમાં યુગે યુગે મહાકવિ પાસે માણસ અપર્યાપ્તિ માગે છે, god s plenty માગે છે — પણ આ પ્રગલ્ભતા પણ 'ક્ષામયે' હે અપ્રમેય કવિવર ! કારણ કે આ વાચાળતા પણ મૂળમાં તો ' ગંગાજલે જ ગંગાપૂજા ' છે. પણ વિનોદ જવા દો — સરળતાના આવેદન વિશે આપે આજે જે કહ્યું છે તેમાં મારે મતભેદ હોવા છતાં હું તેથી મુગ્ધ થયો છું એ વાત ખાતરીપૂર્વક માનજો. આપને ચરણે આવી રીતે કેટલીય વાતો હું શીખ્યો છું !..."

*

બીજે દિવસે સવારે.

અતુલદા, હું અને કવિ.

કહી રાખવું સારું કે આ વાર્તાલાપની નોંધ મેં કવિને બતાવી નથી. એ મેં લખી રાખી હતી ૨૭ જાન્યુઆરી (૧૯૨૭)ની સવારે. વાતચીત થઈ હતી ૧લીએ.

વાતવાતમાં મૃત્યુનો વિષય નીકળ્યો. મેં કવિને પૂછ્યું : " એક વાત પૂછવાની ઘણી વાર ઇચ્છા થાય છે. "

કવિ હસીને બોલ્યા : " શાસ્ત્રમાં કહ્યું છે કે ઇચ્છા અપૂર્ણ રાખીને મરી જઈએ તો ફરી જન્મ લેવો પડે. "

અમે પણ હસ્યા. હાસ્ય બંધ પડતાં હું બોલ્યો : " મૃત્યુ પછી પણ આપણું ચૈતન્ય રહે છે એ વાત આપ માનો છો ? "

કવિએ કહ્યું : " મૃત્યુ પછી આપણું ચૈતન્ય લોપ પામતું નથી એમ મને ખૂબ લાગે છે, તોયે — "

એમ કહીને જરા અટકીને વિચાર કરતા કરતા બોલ્યા : " તોયે આપણું તે ચૈતન્ય આ ચૈતન્યનો હિસાબ આગળ ખેંચી ચાલતું નથી એમ પણ લાગે છે. "

અતુલદા બોલ્યા : " જરા ફોડ પાડીને કહો ને. "

કવિએ કહ્યું : " એ કોના જેવું છે ? આપણા જીવનમાં ઘણી વાર મોટા મોટા ફેરફાર નથી થઈ જતા, કંઈ અકલ્પ્ય વસ્તુ બનતાં ? કંઈક હિલચાલ, ભાંગફોડ થતાં જેમ આખું દૃશ્ય રહે છે પણ તેમાં ખૂબ ફેર–બદલ થઈ ગઈ હોય છે તેની પેઠે. અર્થાત્ કદાચ આપણા મનોભાવ, પ્રાણની પ્રતિક્રિયાની રીત, હૃદયની ક્ષુધા તૃષ્ણા આશા આકાંક્ષા સર્વ કાંઈમાં જ એક પ્રકારનું મહાન રૂપાન્તર થઈ જાય છે. જો જીવનના ભૂમિકંપથીય આવું થતું હોય તો તો મૃત્યુના ભૂમિકંપથી એવું થાય એ વધારે સંભવિત લાગે છે.

"કેવી રીતે? ધારો — આ માત્ર એક દાખલો જ છે, એ યાદ રાખજો — ધારો કે એમ પણ બને કે મૃત્યુ પછી આપણને માટે પ્રિયજન દૂર રહે કે પાસે રહે એમાં કશો ફેર જ ન રહે. એટલે મૃત્યુ પછી ચૈતન્ય રહે છે એમ કહીને હું એમ નથી કહેવા માગતો કે તે આ ચૈતન્યનું જ સંપ્રસારણ રેખાને લંબાવીને મોટી કરવા જેવું છે. મને તો લાગે છે કે તે ચૈતન્ય અને આ ચૈતન્ય બંને વચ્ચે એક મૂળ છંદ બદલાઈ જતો હશે એવો ખૂબ સંભવ છે."

મેં કહ્યું: "કેવી રીતે?"

કવિએ કહ્યું: "સમજાવવાને એક ઉપમા આપું છું. જેમ કે ઈંડામાં બચ્ચાનું જીવન અને ઈંડાની બહાર તેનું જીવન એ બંને વચ્ચે આકાશપાતાળનો ભેદ નથી? એક બંધિયાર, ઢંકાયેલું, અસ્ફુટ અને છતાં પ્રકાશની તાલાવેલીથી ઊછળતું; બીજું ખુલ્લી પાંખોવાળું, પ્રબુદ્ધ અને પ્રકાશની ઉપલબ્ધિથી ચંચલ. મૃત્યુ પછી પણ, મને લાગે છે કે આપણા ચૈતન્યની આત્મપ્રકાશની રીતિમાં આવો જ કોઈ ફેરફાર થાય છે જેને fundamental મૂળગત કહી શકાય."

મેં કહ્યું: "તંત્રનો આવો જ એક વિચાર હું એક પુસ્તકમાં પેલે દહાડે વાંચતો હતો. વિચાર આવો હતો કે આપણા ચૈતન્યના ક્રમવિકાસની સાથે સાથે તેના આત્મપ્રકાશની પ્રકૃતિ પણ બદલાઈ જાય છે. અર્થાત્ ચૈતન્યની ક્રમપ્રગતિની એક ભૂમિકામાં આપણી કોઈ તૃષ્ણા — ધારો કે પ્રેમ જે રીતે પોતાને પ્રગટ કરે છે, તે બીજી કોઈ ભૂમિકામાં બરાબર તે જ રીતે પ્રગટ થવા બિલકુલ ઇચ્છતી નથી."

કવિ બોલ્યા: "એ તો છેસ્તો. સાંભળો. આ વિશે હું એક વ્યક્તિગત દૃષ્ટાંત આપું છું, જ્યારે વાત જ નીકળી છે તો. તમે હમણાં જ જે કહ્યું તે સમજ્યા વગર ઘણા મને દોષ દે છે. તેઓ

એ જોઈને ચિડાય છે કે મારું આચરણ, હૃદયવૃત્તિને પ્રગટ કરવા વગેરેની રીત બીજા લોકો કરતાં જુદી છે. તેઓ સમજતા નથી કે એ સ્વાતંત્ર્ય ન હોત તો હું બીજો ગમે તે હોત, પણ રવીન્દ્રનાથ થઈ શકત નહિ. દાખલા તરીકે, મને કેટલીય વાર એમ લાગ્યું છે કે મારી હૃદયવૃત્તિઓ જો મને નાકમાં નાથ પહેરાવીને ફેરવતી હોત તો હું બીજું ગમે તે કરત પણ, રૂપસૃષ્ટિ કરી શકત નહિ.

"સાચે જ આ હું અહંકારથી નથી કહેતો. મેં ખરેખર ઘણી વાર અનુભવ્યું છે કે મારી મારફત કોઈ એક વિશેષ કાર્ય કરાવી લેવું હતું માટે જ કર્મ–કર્તાએ મને કર્મના બોજામાં નાખ્યો છે, પણ મારી પાસે અપકર્મ કરાવ્યું નથી, અનેક દુઃખ વેદનામાં ડૂબકી ખવડાવી છે, પણ ડૂબી જવા દીધો નથી. ટૂંકમાં, વિધાતાએ બધી જાતના અનુભવનો બોજો મારે માથે લાદ્યો છે, પણ મને કચડી નથી નાખ્યો, અનેક બંધનોમાં મને બાંધ્યો છે, પણ કોઈ પણ સાંકળથી મને બંદી બનાવ્યો નથી — જેમ બીજાઓને બનાવ્યા છે — અથવા તેઓ થયા છે — જે કહેવું હોય તે કહો."

અતુલદા બોલ્યા : "મેં સાંભળ્યું કે નેપોલિયન પણ આવા જ શું કહું fatalist નિયતિવાદી હતા."

કવિ બોલ્યા : "હું બરાબર એ રીતે નસીબને માનતો નથી. હું માનું છું કે, આપણને સારું કરવાની સ્વતંત્રતા છે. છતાં એક હાથ — અદૃશ્ય વિધાન આપણને ચલાવે છે. કાલે જ તમે ગાયું હતું ને — 'આમારે એ આંધારે એમન કરે ચાલાય કે ગો ?' એમ કહીને મારા તરફ ફરીને બોલ્યા : "સમજ્યા, કે અસ્પષ્ટ જ રહી ગયું ?"

મેં કહ્યું : "કંઈક સમજાતું હોય એમ લાગે છે. જીવનમાં ઘણી વખત એક અદૃશ્ય નિયન્તાને મનથી અનુભવી શકીએ તો પણ આપણે તેને પકડી સ્પર્શી શકતા નથી. પણ એ વસ્તુ શું ઘણા સામાન્ય લોકોને વિશે પણ સાચી નથી?"

કવિ બોલ્યા : “ બેશક સાચી છે. મને આ સંબંધે એક ઉપમા સૂઝે છે. ધારો કે એક વાંસળીવાળો છે. તેણે જાતજાતની વાંસળી બનાવી છે. દરેક વાંસળી જુદી જુદી રીતે વાગે છે. પણ તેમાંની એકાદ બે વાંસળી કમાલ બની હોય છે—એ એક બે વાંસળીમાં કોણ જાણે શી રીતે પણ બધું જ માપસર થયું હોય છે—તેના વેહ જોઈતા માપના હોય છે, લાકડું બરાબર માપનું હોય છે, અંદરનું પોલાણ જોઈએ એટલું જ હોય છે—બધું બરાબર મળ્યું હોય છે. બંસીવાળો બીજી બધી વાંસળી પણ વગાડે છે, પણ પેલી કમાલ વાંસળીઓ વગાડવાનું તેને વધારે ગમે છે. માણસને વિશે પણ એમ જ છે. દરેક માણસને જ વિધાતાએ જુદા જુદા અનુભવના ઢાળામાં ઢાળીને જુદે જુદે રૂપે ઘડ્યા હોય છે. પણ કેટલાંક પાત્ર કમાલ બની ગયાં હોય છે. એમનાં ચરિત્રને જરા ધ્યાનપૂર્વક જોઈએ તો માલૂમ પડે કે તેઓના અનુભવનું ઘડતર, ગુણસમાવેશ, ઘટનાના યોગાયોગ બધાંની પાછળ જાણે કોઈ એક અદૃશ્ય કારીગરની શું કહું—design—યોજના રહેલી છે. તો પણ હું આવી વાત કહીને પણ અભિમાન કરવા માગતો નથી એટલું માનજો, પણ એથી ઊલટું જ, કારણ, હું આ વસ્તુ મારા ‘ અહં ’ને ફુલાવવા માટે નથી કહેતો, પણ આ બધા યોગાયોગને પ્રાધાન્ય આપવા માટે કહું છું. ”

અમે હસી પડ્યા. અતુલદા બોલ્યા : “ આપ આટલો બધો સંકોચ શું કામ પામો છો, આ વાત કહેતાં ? આપ બીજા માણસોની સાથે ખભેખભો મિલાવી ચાલો તોયે તેઓ ખભામાં આપને પહોંચી શકે એમ નથી, એ વાત કોઈની નજરે ચડ્યા વિના રહે ખરી ? ”

કવિ જાણે જરા આશ્વાસન પામીને બોલ્યા : “ તમે મને બચાવ્યો, અતુલ. મારું એવું થયું છે, કે હું નાનપણથી જ એટલો

એકલો એકલો ઊછર્યો છું અને એવી અવજ્ઞામાં ઘડાયો છું કે તેને પરિણામે મારામાં એક પ્રકારની ભીરુતા — shyness — મૂળ ઘાલી બેઠી છે, એની અસરમાંથી આજે પણ હું મુક્ત થઈ શક્યો નથી."

મેં કહ્યું : " અવજ્ઞા ? "

કવિ બોલ્યા : " મારું બાળપણ કેવા અનાદર અને ઔદાસીન્યની વચ્ચે વીત્યું છે તે તમે જાણતા નથી. મને સૌ કોઈ નકામો માનતા. "

અતુલદા બોલ્યા : " એવું શું બોલતા હશો, કવિ ? "

કવિએ કહ્યું : " સહેજ પણ અતિશયોક્તિ કરતો નથી અતુલ, ખાતરીથી માનજો. એટલું જ નહિ — " એમ કહીને અવાજ જરા ધીમો કરીને એક વાર અતુલદાની તરફ અને એક વાર મારી તરફ જોઈને આંખ પટપટાવીને બોલ્યા : " દુ:ખની વાત શું કહું ? મારો આ ચહેરો છેક જ કાઢી નાખવા જેવો નથી એ વાત મેં પહેલવહેલી ક્યાં જાણી ખબર છે ? — વિલાયતમાં — અને એ વાત મને સૌથી પહેલી મારી એક બહેને કહી. "

મેં કહ્યું : " બહેને ? "

કવિ કૌતુકોજ્જ્વલ નયને બોલ્યા : " ત્યારે શું કહું છું ? તેની આગળ કહે છે કે તેની તે દેશની એક બે સખીઓ એવું કહેતી હતી. અરે ધૂળ, મારી આગળ કહેવું તેયે નહિ. કોને ખબર કદાચ મારી લજ્જા જોઈને જ લજ્જાશીલાઓ લજ્જા પામતી હશે, કોણ કહી શકે ? "

અતુલદા હો હો કહીને હસી પડ્યા. તેમનું હાસ્ય ચેપી હતું. કવિને અને મારે પણ ભળવું પડ્યું.

હાસ્ય અટકતાં હું બોલ્યો : " કહો ને આપની આ બધી વાતો જરા ખુલ્લે દિલે."

કવિ બોલ્યા : " અરે કહું શું, કહો જોઉં."

મેં કહ્યું : " જે ઇચ્છા હોય તે કહો, રૂપવતીઓને મોઢે પોતના રૂપનાં વખાણ સાંભળી તમારા મનમાં શું થતું ? "

" શરૂઆતમાં તો મને વિશ્વાસ જ બેસતો નહિ, " કવિ બોલ્યા, " ખરું કહું છું, પણ ધીમે ધીમે જ્યારે કીર્તનકલ્લોલ વધી ગયો ત્યારે મેં નક્કી કર્યું કે રૂપની બાબતમાં આપણા દેશના સ્ટૅંડર્ડ વચ્ચે અને વિલાયતી સ્ટૅંડર્ડ વચ્ચે ફેર એટલો બધો હતો કે કલ્પી જ ન શકાય. "

મેં આગ્રહપૂર્વક કહ્યું : " કહો ને એ બધી વાતો. આપને પોતાને મોઢે એ બધું સાંભળીએ છીએ તો એવું સારું લાગે છે — "

કવિ બોલ્યા : " કહેવા જેવું કશું કરવું જોઈએ એ રીતે કર્યું હોય તો કહું ને ? એવો શરમાળ અને મીંઢો હતો તે વખતે કે તરુણીઓમાં એવી પ્રતિષ્ઠાની ગુસપુસ સાંભળીને પણ તે તરફ જવાની હિંમત કરતો નહિ. ખરું કહું છું, મારી તે બહેન મને વારંવાર તિરસ્કાર કરીને કહેતી : તું જરા પ્રેમની રમતેય કેમ નથી કરતો ? ' Why can't you flirt a little ? ' ઘણી વખત તે શું કરતી કે તેની કોઈ બહેનપણીની પાસે મને મૂકીને એકાએક કંઈક બહાનું કાઢીને ' આવું છું ' કહીને ભાગી જતી. "

" આપ ? "

" એકદમ મૂંગો — મને પૂછીને શું કરવા વધારે શરમાવો છો ?"

અતુલદા હસીને બોલ્યા : " આપણે કહીએ છીએ ને કે મોઢામાંથી એક શબ્દ પણ નીકળતો નહિ ?

કવિ બોલ્યા : " ખરેખર એમ જ હતું. બીજું એક કારણ શું હતું ખબર છે ? ખરું જોતાં હું ઉમરમાં જ મોડો આવ્યો હતો. હું વિલાયતમાં પહેલાં જે ડાકટરના કુટુંબમાં અતિથિ થઈને રહ્યો હતો

તેમની બન્ને છોકરીઓ મને ચાહતી હતી એ વસ્તુ આજે મારી આગળ લગારે અસ્પષ્ટ નથી, — પરંતુ ત્યારે એ વસ્તુ માનવાની સહેજ પણ મોરલ કરેજ હોત તો ને!"

અમે તો હસી હસીને ગૂંછળું વળી ગયા.

કવિ તે હાસ્યમાં ભળીને બોલ્યા : "અત્યારે તમે હસો છો, પણ ત્યારે મારે પક્ષે એ સુશીલતા હસનીય હતી કે શોચનીય હતી એ કહેવું જરા મુશ્કેલ છે."

મેં કહ્યું : "કેમ?"

કવિએ કહ્યું : "સાંભળો એક વાત કહું છું. એથી બધું દીવા જેવું સ્પષ્ટ થઈ જશે."

અમે ખૂબ ઉત્કર્ણ થઈને કવિના મોં તરફ જોઈ રહ્યા. દારુણ કૌતૂહલથી છાતી ધડક ધડક થતી હતી!

*

કવિ બોલ્યા : "ત્યારે મેં કપાલકુંડલા વિષવૃક્ષ વાંચ્યા હતાં, યાદ રાખજો — અને મનમાં ને મનમાં કેટલીયે વાર નવકુમાર નગેન્દ્ર બન્યો પણ હતો. પરંતુ સ્વપ્નમાં ભલે ગમે તે કરું, ખરેખરું રોમાન્સ મારા જેવા એક નકામા, મીંઢા, ભયકાતર, અવજ્ઞાત કિશોરના વાસ્તવ જીવનમાં બની શકે એવા ગુમાનને જાગ્રત અવસ્થામાં મનની પાસે પણ આવવા દેતો નહિ.

"ત્યારે મારી ઉંમર સોળ વરસની હશે. મને અંગ્રેજી બોલતાં શીખવવાને માટે મુંબઈ એક મરાઠી કુટુંબમાં મોકલવામાં આવ્યો હતો. એ જ હું પહેલવહેલો ઘર બહાર રહ્યો. અને કંઈ ઇચ્છાપૂર્વક થોડો જ ગયો હતો? જવું પડયું હતું.

"તે પરિવારની નાયિકા એક મરાઠી ષોડશી હતી. જેવી શિક્ષિત, તેવી જ ચાલાક ચતુર, અને તેવી જ મળતાવડી."

મેં કહ્યું : "એટલે કે જેને આપ હ્‌લાદિની કહો છો તેવી."

કવિ બોલ્યા : "બરાબર મારા મોઢામાંના શબ્દો તમે કહ્યા. જેને ચાર્મિંગ કહીએ તેવી.

"એ કહેવાની જરૂર જ નથી કે તેના સ્તુતિપાઠકો ઓછા નહોતા — ખાસ કરીને એટલા માટે કે એટલી ઉંમરમાં જ તે એક વાર વિલાયત ચક્કર લગાવી આવી હતી. તે વખતે સ્ત્રીઓનું વિલાયત જવું એ આજની માફક મહોલ્લામાં ફરી આવવા જેવું થઈ પડયું નહોતું, યાદ રાખજો.

"મારી સાથે હંમેશાં તે જાતે થઈને ભળવા આવતી. કેટલાંય બહાનાં કાઢીને તે મારી આસપાસ ભમ્યા કરતી! — મને જરા ઉદાસ જોતી તો સાંત્વન આપતી, પ્રફુલ્લ જોતી તો પાછળથી આંખ દબાવતી.

"એ વાત હું કબૂલ કરું છું કે હું બરાબર સમજતો હતો કે બનવા જેવું કશુંક બની રહ્યું છે, પણ હાય, તે બનનાર વસ્તુને ઉશ્કેરવાની મારામાં નહોતી લગારે તત્પરતા કે નહોતી લગારે પ્રત્યુત્પન્નમતિ.

"એક દિવસે સાંજની વખતે," કવિ બોલવા લાગ્યા, "તે અચાનક મારા ઓરડામાં આવીને હાજર થઈ. ચાંદની રાત હતી. ચારેકોર શી અપૂર્વ ચાંદની અને હવા ફેલાયેલી હતી! પણ ત્યારે હું વારે વારે ઘરને સંભાર્યા કરતો હતો. કંઈ ગમતું નહોતું. મન બંગાળ દેશને માટે, મારા ઘરને માટે, કલકત્તાની ગંગાને માટે ઉત્સુક બન્યું હતું. હોમ સિકનેસ કહે છે ને તે.

"તે બોલી ઊઠી : 'આહ, શું આટલા બધા વિચાર કરે છે?'

"તેની રીતભાત જાણતો હોવા છતાં મને કંઈક વિચિત્ર લાગ્યું. કારણ, તે પ્રશ્ન પૂછ્યો ન પૂછ્યો ત્યાં તો એકદમ મારા પાટીવાળા ખાટલા ઉપર આવીને બેઠી.

"પણ શું કરું — ગમે તેમ હા–ના કરીને કામ પતાવતો હતો. વાતચીતમાં તેને કંઈ મોખ મળતો નહોતો. તે એકાએક બોલી: 'વારુ, મારો હાથ પકડીને ખેંચ તો — ટગ ઑવ વૉરમાં જોઈએ કોણ જીતે છે!'

"હું ખરેખર સમજી ન શક્યો કે તેને એકાએક આટલી બધી રમતોમાંથી ટગ ઑવ વૉર જ કેમ યાદ આવી. એટલું જ નહિ હું એ શક્તિ–પરીક્ષા માટે તૈયાર થાઉં ન થાઉં ત્યાં તો તેણે એકાએક ઢીલાં પડી જઈ હાર સ્વીકારી લીધી, છતાં મને ન થયો પુલક રોમાંચ કે મારી ન ખૂલી રસજ્ઞ દૃષ્ટિશક્તિ. આથી તે જરૂર મારા ભાવિ વિશે ખૂબ શંકાશીલ બની ગઈ હતી.

"આખરે એક દહાડો આમ જ અચાનક તેણે કહ્યું: 'તને ખબર છે, કોઈ સ્ત્રી ઊંઘી જાય અને જો કોઈ તેનાં હાથનાં મોજાં ચોરી લઈ શકે તો તે પેલી સ્ત્રીને ચુંબન કરવાનો અધિકારી બને છે?'

"એમ કહીને થોડી વારમાં તે મારી આરામ ખુરસી પર ઊંઘી ગઈ. ઊંઘ ઊડતાં જ તેણે પાસે પડેલાં મોજાં તરફ જોયું. એક પણ કોઈએ ચોર્યું નહોતું."

અમે ફરી હસી પડ્યા.

હાસ્ય થંભ્યું ન થંભ્યું ત્યાં કવિના મુખની મુદ્રા એકદમ બદલાઈ ગઈ. હાસ્યોજ્જ્વલતાની દીપ્તિ છાયા સમી એક પ્રકારની સ્નિગ્ધતાથી — મધુર કોમળ માધુર્યથી છવાઈ ગઈ.

કવિ બોલ્યા: "પણ તે છોકરીને હું ભૂલ્યો નથી, અથવા તેના તે આકર્ષણને કોઈ હલકું લેબલ લગાવી હલકે ભાવે મેં કદી જોયું નથી. મારા જીવનમાં ત્યાર પછી વિવિધ અનુભવોની તડકી છાંયડી રમાઈ ગઈ છે, વિધાતાએ કેટલાયે ન બનવા જેવા બનાવો બનાવ્યા છે, પણ હું એક વસ્તુ ગૌરવપૂર્વક કહી શકું છું કે કોઈ પણ સ્ત્રીના

પ્રેમને મેં કદી ભૂલથી પણ અવજ્ઞાની નજરે જોયો નથી — પછી તે પ્રેમ ભલે ને ગમે તે પ્રકારનો કેમ ન હોય. દરેક સ્ત્રીનો સ્નેહ કહો, પ્રીતિ કહો, પ્રેમ કહો, મારે મન એક કરુણા — Favour — રૂપ છેઃ કારણ, મેં એ વારંવાર અનુભવ્યું છે કે પ્રત્યેક સ્ત્રીનો પ્રેમ–પછી તે ગમે તે પ્રકારનો પ્રેમ કેમ ન હોય — આપણા મનરૂપી વનમાં કોઈ ને કોઈ અણખીલ્યા ફૂલને ખીલવીને જાય છે — તે ફૂલ કદાચ પછીથી ખરી પડતાં હશે, પણ તેની મહેક ઊડી જતી નથી."

*

મને યાદ છે કે કવિના શબ્દોનો રણકાર આખી રાત મગજમાં ઘૂમતો હતો...તે રાત્રે મને બરાબર ઊંઘ ન આવી.

ખાસ કરીને તેમના આ શબ્દો મનમાં ગાજતા હતા કે કોઈ પણ સ્ત્રીના પ્રેમને મેં કદી ભૂલથી પણ અવજ્ઞાની નજરે જોયો નથી ! આવું એકેકું વચન એ કંઈ કેવળ વચન નથી — એ તો અનુભવ કરતાં પણ વિશેષ છે.

*

[ આ પછી શ્રી દિલિપકુમારને, શ્રી રવીન્દ્રનાથ જ્યારે ઑક્સફર્ડ વિદ્યાપીઠમાં વ્યાખ્યાન આપવા ગયા ત્યારે, પોંડીચેરીમાં તેમની સાથે મુલાકાત થઈ હતી. પણ ઝાઝી વાતચીત થઈ નહોતી. ]

*

એ પછી કવિની સાથે મુલાકાત ૨૧મી માર્ચ ૧૯૩૮ને રોજ સવારે જોડાસાંકોમાં થઈ હતી. કવિ વિશેષ ખુશ થયા, કારણ, આ વખતે મારી સાથે અનેક શ્રીમતીઓ હતી. જેમ કે રેવા, લીલા, ઉમા (ઉર્ફે હાસિ) વગેરે. વળી બંધુવર શ્રીનારાયણ ચૌધરી પણ હતા. તેમણે એ દિવસની વાતચીતની નોંધ મને થોડા દિવસ પછી આપી હતી અને મેં તે કવિને વાંચી સંભળાવી હતી. કવિએ અનુમતિ

આપી એટલે તે 'વિચિત્રા' માં છપાવી હતી. અહીં તે ફરી ઉતારી છે — કારણ, એમાં કવિનું વ્યક્તિત્વ સુંદર રીતે પ્રગટ થયેલું છે.

*

થોડી વાર થઈ એટલે કવિ બોલતા સંભળાયા : "દિલીપ, તમે તમારા ગીતની ચોપડી (સાંગીતિકી) ના જે ભાગ મને મોકલ્યા છે, તે બધા હું ખૂબ ધ્યાનથી વાંચી ગયો છું. મને એ ગમ્યા છે એ તો મેં તમને પત્રમાં પણ જણાવ્યું છે. હમણાં હું બહુ વાંચતો કરતો નથી, તો પણ તમારી વિનંતી પાછી ઠેલવી મુશ્કેલ છે. પણ ચોપડી વાંચી તો એટલી સારી લાગી કે શું કહું. તમારી ભાષા પણ તેમાં ખૂબ સુંદર છે. વાંચતાં વાંચતાં મેં એક વાતની શોધ કરી કે ગીતની બાબતમાં મારું ઔપપત્તિક અજ્ઞાન આટલું બધું હશે એની મને પોતાને જ ખબર નહોતી, અને તમે જાણો તો છો જ, કે મેં ગીતો રચ્યાં છે, સૂર બેસાડ્યા છે, ગાયું છે, પણ કદી એના પાંડિત્યના પ્રદેશમાં પગ મૂક્યો નથી, મને એ કદી ગમ્યું પણ નથી, પછી હું જાણું ક્યાંથી, કહો."

"કેમ," દિલીપદાએ પ્રશ્ન કર્યો, "પાંડિત્ય વસ્તુ કંઈ ખરાબ છે?"

કવિ બોલ્યા : "લેખકને જે કહેવું હોય તેને પાંડિત્ય જ્યારે ટપી જાય ત્યારે સાહિત્યની ભરી નૌકા ડૂબી જાય. એવી બધી જ રચનાઓ વ્યર્થ ગઈ છે જેમાં પાંડિત્ય વડે આંખ આંજી દેવાનો પ્રયત્ન હોય છે. સાહિત્યમાં જાહેરાતને સ્થાન નથી, જાણી લેજો."

દિલીપદા બોલ્યા : "બધુંય સમજું છું, પણ લોભ આવરવો સહેલી વાત નથી. કદાચ તમારી ઉમ્મરનો થઈશ ત્યારે સંપૂર્ણ લોભમુક્ત થઈ શકીશ."

કવિ ગંભીર થઈને બોલ્યા : "ના, હું મશ્કરી નથી કરતો,

દિલીપ, પાંડિત્યને હમેશાં દૂર ને દૂર રાખ્યા સિવાય કોઈનો છૂટકો નથી, જાણજો."

*

દિલીપદા બોલ્યા : "'સાંગીતિકી' સંબંધે આપે મને જે પત્રો લખ્યા છે તે ઉપરથી એક વસ્તુ શું સાબિત નથી થતી કે આપે આપનો પહેલાંનો મત બદલ્યો છે? 'જીવનસ્મૃતિ'માં સંગીત વિશે આપે જે લખ્યું છે તેની વિરુદ્ધનો મત આજ કાલ આપ ધરાવો છો."

કવિ બોલ્યા : "આખી જિંદગી એક ચોક્કસ મતને અનુસરીને ચાલ્યા કરવું એ મનના સ્વધર્મનું પરિચાયક નથી. મારો મત જો બદલાયો જ હોય તો તેથી હું ક્ષોભ પામતો નથી. એક વસ્તુ મેં વિચારી જોઈ છે, કે સંગીતના ક્ષેત્રમાં, માત્ર સંગીતના ક્ષેત્રમાં શા માટે, સમસ્ત લલિત કલાના ક્ષેત્રમાં નવીન સૃષ્ટિનો માર્ગ જો ખુલ્લો ન રહે તો તે કોઈ પણ હિસાબે કલાની પંક્તિમાં આવી શકે નહિ. કલાકાર પોતાનો માર્ગ પોતે કરી લેશે, પ્રાચીન સંગીતને ગળે વળગી રહેવું તેને ફાવે જ શી રીતે? હું પ્રાચીનનો ત્યાગ કરવાનું કહેતો નથી, પણ નવીન સર્જનના માર્ગમાં તેને લીધે જો કાંટાની વાડ ઊભી થતી હોય તો તે નેવ નેવ ચ. અકબરશાહના દરબારમાં તાનસેન ભારે મોટા ગવૈયા હતા, કારણ કે તેમની કલા-પ્રતિભાએ નિત્યનૂતન સર્જનના પાત્રમાં રસની રેલ આણી હતી — અકબરશાહના જમાનામાં એ બનાવ અવનવો હતો. પણ આ જમાનાના આપણે, આપણે શું કરવા હજી પણ તાનસેનના સંગીતને વાગોળ્યા કરીએ અને આંધળું અનુકરણ કર્યા કરીએ? આ જે બધા હિંદુસ્તાની ઉસ્તાદ જુઓ છો, એમાંથી કોઈ કોઈમાં કદાચ પ્રતિભા હશે, પણ એમની જે કંઈ પ્રતિભા હોય છે તે પડેલા ચીલાનું અનુકરણ કરવામાં જ ખલાસ થઈ જાય છે. એટલે નવા સર્જનને માટે કશો અવકાશ રહેતો નથી. પણ બંગાળી સંગીતની વાત જુદી છે, એની અપૂર્વ સંભાવનાનો

વિચાર કરતાં જ મને રોમાંચ થાય છે. બંગાળી સંગીતની નિત્ય-નૂતન સ્વકીયતાના માર્ગ તમે રચતા રહો, તેમાં જ બંગાળી સંગીતની સાર્થકતા છે. તમે તો ઘણો સમય યુરોપમાં રહ્યા છો, તે લોકોના સંગીતની સારી વસ્તુ વડે જો બંગાળી સંગીતનો થાળ સજાવી શકો તો તે એક સાચું કામ કર્યું ગણાશે. આંધળું અનુકરણ કરવામાં દોષ છે, સ્વીકરણમાં નથી. ”

દિલીપદાએ પ્રશ્ન પૂછ્યો : “ આપે નવીન સર્જન વિશે આટ-આટલું કહ્યું, સ્વકીયતાનું જુદી જુદી બાજુથી સમર્થન પણ કર્યું, આમ છતાં આટલા દિવસ સુધી આપ આપનાં સ્વરચિત ગીતોમાં જરા રૂઢિચુસ્ત નહોતા ? મને તો લાગે છે કે આપ થોડા દિવસ પહેલાં સુધી ગાયકોની સૂરવિહાર (improvisation) ની સ્વાધીનતાને ટેકો આપતા નહોતા. ”

કવિ બોલ્યા : “ હજીયે હું એવો જ રૂઢિચુસ્ત છું, પણ એક વસ્તુ છે. તમારા જેવા પ્રતિભાવાન કલાકાર તરફથી મને ભય નથી, પણ એ માર્ગ બધાને માટે નથી એ સમજી રાખજો. જેને તેને ઇચ્છામાં આવે તેમ પાંખો ફેલાવવાની સ્વતંત્રતા આપીએ તો તેથી સારા પરિણામને બદલે ખરાબ પરિણામ જ વધારે આવશે. એ ઇચ્છવા યોગ્ય નથી. માત્ર મૂઠીભર ગાયકો ઉપર જ એની જવાબદારી રહેશે. ”

વાત વાતમાં અનેક વ્યક્તિગત વાતો નીકળી. ‘ ચંડાલિકા ’ની વાત પણ નીકળી. અમારામાંથી એક જણે કહ્યું : “ ‘ ચંડાલિકા ’ ખૂબ સુંદર થયું છે. ” એટલે કવિ બોલ્યા : “ તમને કદાચ ખબર નહિ હોય કે એને માટે મારે કેવો અમાનુષિક પરિશ્રમ કરવો પડ્યો છે. દિવસ નહિ, રાત નહિ, આખો વખત એમને અપાર ધીરજથી ઘડી મઠારીને કામમાં લેવાં પડ્યાં છે — એ મહેનત એટલે શું તે તમે નહિ સમજો. ”

ત્યાર પછી જરા થંભીને બોલ્યા : “અને છતાં ગીતોમાંથી હું જે વસ્તુ પ્રગટ કરવા માગતો હતો તે તો મેં કોઈના પણ કંઠમાંથી પ્રગટ થતી જોઈ નહિ. મારે જો કંઠ હોત તો કદાચ હું સમજાવી શકત કે મારા મનમાં શું છે. મારાં ગીતો ઘણાં જણ ગાય છે, પણ હું સાંભળીને નિરાશ થાઉં છું. હું માત્ર એવી એક જ સ્ત્રીને જાણતો હતો જે મારા ગીતના મૂળ સૂરને પકડી શકી હતી — રૂનુ — સાહાના. મને ગીતની પ્રેરણા અંતરમાંથી મળી છે, એટલે પોતાની લીલાથી પોતાના છંદે અંદરથી જે સૂર વહેતો આવે છે તે જ મારું ગીત બની જાય છે. ઉસ્તાદની પાસે નાડૂ બાંધીને સંગીત–શિક્ષણનો ગાઢ પરિચય કરી લેવો — એ મારાથી કદી થયું જ નથી. સારું જ થયું કે ઉસ્તાદની પાસે મારે શીખવાનું ન આવ્યું. અમારા ઘરમાં ઉચ્ચ પ્રકારના સંગીતનું ખૂબ પરિશીલન થતું હતું તે વાત તમો બધાં જ જાણો છો, છતાં નવાઈની વાત છે કે એ ઘરનો છોકરો હોવા છતાં હું કદી ઉસ્તાદીપણાની જાળમાં બંધાયો નથી. લપાઈને છુપાઈને જે કાંઈ શીખ્યો તે જ. વરંડા પરથી જતાં કે બારીની સામે બેસી રહેતો ત્યારે જે સૂરો હવામાં તણાતા તણાતા કાને આવતા તે જ હમેશાં મનમાં ગુંજ્યા કરતા, તેમાંથી જ મને સંગીતની પ્રેરણા મળી છે. વરસાદના દિવસોમાં અંદર ભૂપાલિસૂરના આલાપ ચાલતા હોય, હું બહારથી સાંભળતો હોઉં, અને કેવી નવાઈની વાત છે કે પાછલા જીવનમાં મેં વર્ષોનાં જેટલાં ગીતો રચ્યાં તેમાંનાં લગભગ બધાંમાં જ અદ્ભુત રીતે ભૂપાલિના સૂર આવી ગયા છે. એટલે તમે સમજ્યા હશો કે સંગીતનું મારું શિક્ષણ સંસ્કારગત છે — નિયમસરનું કે પદ્ધતિસરનું નથી.”

“નાનપણમાં,” કવિ બોલવા લાગ્યા, “મારો કંઠ ખૂબ સારો હતો. તે કાળના શ્રેષ્ઠ ઉસ્તાદ યદુ ભટ્ટ — એવો મોટો ગાયક બંગાળમાં આજ સુધી થયો છે કે નહિ એ શંકા પડતી વાત છે — અમારા ઘરના સભાગાયક હતા. તેમણે મને સંગીત શીખવવાને

માટે કેટકેટલા પ્રયત્નો કર્યા છે, પણ મને મારી કાપીને પણ વશમાં રાખી શકયા નહોતા. એવો હું છોકરો જ નહોતો. કોઈ પણ વસ્તુ શીખવાની હોય ત્યાં મારી ચોટલીયે હાથ આવે એમ નહોતું. આ ભણવાની જ વાત લો ને. કદી કોઈ મને સ્કૂલની દીવાલોમાં ગોંધી રાખી શકયું નહિ. સ્કૂલના શિક્ષણ વિશે મારો જે મનોભાવ બધા જાણે છે, તે અમારા ઘરના વડીલોના છૂપા ટેકાને જોરે જ બંધાયેલો હતો. અમારા ઘરમાં ભણતરનું માન હતું, પણ સ્કૂલ કૉલેજના ભણતરની કોઈને ઝાઝી પડી નહોતી. હું મહીં મહીંથી અગાશીમાં ઊભો રહીને તન્મય થઈને બહારની બાજુ જોઈ રહેતો, મોટા ભાઈ પાછળથી આવી મારે માથે હાથ ફેરવતાં ફેરવતાં કહેતા, રવિ મોટો થઈને જરૂર તત્ત્વજ્ઞાની થવાનો છે. મને લાગે છે કે થોડે ઘણે અંશે થયો પણ છું, પણ જીવનમાં સ્કૂલ કોલેજનું શિક્ષણ મને કદી પોસાયું જ નહિ."

કવિ એક ચિત્તે બોલવા લાગ્યા : "જ્યોતિષમાં તમને વિશ્વાસ છે કે નહિ મને ખબર નથી; મારી કુંડળીમાં જન્મ મુહૂર્તમાં ચંદ્ર છે, અને વિદ્યાને સ્થાને બૃહસ્પતિ છે. લખેલું છે કે જાતક ન ઇચ્છે તો પણ તે વિદ્યા પ્રાપ્ત કરવાનો જ છે. મને લાગે છે કે મારી જન્મોત્રીની વાત કંઇક સાચી છે. સ્કૂલ કોલેજમાં મેં કદી પગ મૂક્યો નથી. એક વાર પ્રેસિડેન્સી કૉલેજના દરવાજામાં પગ મૂક્યો હતો, અને ઉત્તર વયમાં એક વાર વિશ્વવિદ્યાલયમાં આગ્રહને વશ થઈને લેક્ચરર થયો હતો. થોડા દિવસ લેક્ચર આપ્યાં હતાં, પણ મને ગમ્યું નહિ. એટલો જ મારે કૉલેજ સાથે સંબંધ. આપણી કૉલેજોમાં જે રીતે શીખવે છે, તેનો હું ઘોર વિરોધી છું. ખાસ કરીને પંડિતોને કાવ્ય શીખવતા જોઈને આશંકા પામ્યા વિના રહે-વાતું નથી. બધું સહન થાય, પણ વિદ્વાન અધ્યાપકનું કાવ્યવિશ્લેષણ નહિ સહેવાય, દિલીપ. તમે તો એમ. એસ.સી. પાસ થયા છો — જીવનમાં એ એક મોટી ભૂલ કરી છે."

દિલીપદા બોલ્યા : "જી ના, હું માત્ર બી. એસ.સી. છું; તોયે જે કંઈ મારું સાચું શિક્ષણ તે તો ત્યાર પછી જ થયું છે."

કવિ બોલ્યા : "સ્કૂલ કૉલેજમાં શિક્ષણ થઈ શકે જ નહિ. આ વિશ્વવિદ્યાલયમાં સંગીતશિક્ષણની વ્યવસ્થા થાય છે, એ સંબંધે મને બહુ આશા નથી. કારણ કે, કલાના ક્ષેત્રમાં વ્યાપક વ્યવસ્થાની કશી કિંમત જ નથી. જે પ્રેરણામાંથી સાચું સંગીત જન્મે છે તે કલાસરૂમની ચાર દીવાલોમાંથી કોઈને મળી શકે જ નહિ. સ્વરલિપિ-પરિચય અથવા નિયમબદ્ધ થોડાં ગાયનો શીખવવામાં જ એ વ્યવસ્થાની કાર્યશક્તિ ખરચાઈ જશે. ટોળાંમાં શીખી શકાતું નથી. શિક્ષણને કાર્યકર બનાવવું હોય તો નાના શ્રેણીવિભાગો ઉપર ભાગ મૂકવો જોઈએ. વિલાયતમાં રહેતો હતો ત્યારે હું એક વૃદ્ધ અધ્યાપક પાસે ભણ્યો હતો, હેનરી મોર્લી પાસે. મેં જોયું કે શી અદ્ભુત તેમની શિક્ષણપદ્ધતિ હતી! આ જીવનમાં તેમની સાથે મારા મનનો સંપર્ક કદી મટવાનો નથી. આપણા દેશમાં એવા શિક્ષક ક્યાં મળે છે? માત્ર એક જણનું નામ લેવું હોય તો લેવાય — આચાર્ય પ્રફુલ્લચંદ્રનું."

*

વાત વાતમાં સામાન્યપણે બંગાળના રાજકારણની વાત નીકળી. કવિ બોલ્યા : "વર્તમાન બંગાળ આજે ખૂબ પાછળ પડી ગયું છે, તેની જવાબદારી યુવકશક્તિની પંગુતાને માથે જ નાખવી જોઈએ. તરુણોનો પણ વાંક કાઢી શકાય એમ નથી. ભ્રુકુટિકુટિલ રાજ-રોષના પંજામાં પડીને તેઓની શક્તિ ક્ષીણ થઈ ગઈ છે. એ લોકોમાંના ઘણા વિકૃત બુદ્ધિના દબાણમાં આવી ખોટે માર્ગે ચડી ગયા હતા એ ખરું, પરંતુ આપણે એ વાતનો અસ્વીકાર કરી નહિ શકીએ કે કલ્પનાશક્તિના વિકાસની બાબતમાં આખા ભારતમાં બંગાળીનો જોટો મળે એમ નથી. ખોટે માર્ગે ચડ્યા હોય કે સાચે માર્ગે હોય એ

તો પછીની વાત છે, પણ હું પૂછું છું કે આ આત્મત્યાગની પ્રેરણા આવે છે ક્યાંથી? બંગાળની ભૂમિમાં ફલપ્રસૂ કલ્પનાનાં બીજ છે, એટલે બંગાળીને માટે અનંત સંભાવના રહેલી છે. આ પેઢી પાસેથી કદાચ ઝાઝું નહિ મળે, પણ તે પછીની પેઢીને કોણ દબાવી રાખી શકવાનું હતું? હું તો કદી જ કલ્પી શકતો નથી કે સતત રાજકારણના સેવનથી જ કેવી રીતે દેશનો ઉદ્ધાર થઈ શકે. કલા, સાહિત્ય, વિજ્ઞાન, નૃત્ય, સંગીત એની શું કશી કિંમત નથી? આનંદને પંક્તિ બહાર કાઢવાથી એવો શો ચતુર્વર્ગ ફલલાભ થવાનો છે તે મને સમજાતું નથી. દેશના હાડમાં અને મજ્જામાં આનંદને પચાવી દો, એથી બધી રીતે લાભ થશે, એટલું જ નહિ, રાજકારણમાં પણ. યુરોપ તરફ જુઓ, રાજકારણની વિશુષ્ક ચર્ચાએ એમને કલા અને સાહિત્યની બાબતમાં લગારે ઉદાસીન બનાવ્યા નથી, અને આપણા દેશમાં તો ખાલી એક જ ઘોષ જાગ્યો છે કે આનંદને બહાર હડસેલી મૂકી રાજકારણની લડાયક પ્રવૃત્તિને તેજદાર બનાવી એટલે મોક્ષ મળી ગયો. બંગાળની બુદ્ધિ વૃત્તિને જરૂર સડો લાગ્યો છે, નહિ તો આવી મતિ સૂઝે નહિ."

કવિ બોલ્યે જ ગયા : "પણ બંગાળને હું જેમ ખરા અંતરથી ચાહું છું, તેમ તેની વિરુદ્ધ મારી ફરિયાદ પણ પુષ્કળ છે. તમને ખબર નથી, આ બંગાળ દેશ પાસેથી કેટલી બાબતમાં કેટલા આઘાત મારે સહેવા પડ્યા છે. મેં એ જોયું છે કે જેમના જીવનમાં મેં સૌથી વધારે આત્મીયતાથી જોયું છે તેમના તરફથી જ સૌથી વધારે આઘાત થયા છે. કૃતજ્ઞતાનું મૂલ્ય એમણે જે રીતે ચૂકવ્યું છે તેથી હું મૂંઝાઈ ગયો છું, પણ મેં ફરિયાદ કરી નથી. હું જાણું છું કે બંગાળી જાત આત્મઘાતી જાત છે — કોઈનું ભલું કરવા કરતાં ટીકાની ઉદ્ધત કટારીને ધારદાર બનાવવામાં જ એમને વધારે તૃપ્તિ મળે છે. કૃતજ્ઞતાનું મૂલ્ય એ એ રીતે જ આપે છે."

દિલીપદા બોલ્યા, : "શ્રી અરવિંદ કહે છે કે કૃતજ્ઞતાનો પણ ભાર હોય છે, તે સૌ કોઈ નથી ઉપાડી શકતું. તેને માટે હૃદયની વિશાળતા જોઈએ છે."

કવિ એ વાતનું સમર્થન કરીને બોલ્યા : "ખૂબ સાચી વાત છે. કોઈ કોઈ વાર મને એમ થાય છે, કે સાધારણ બંગાળી પ્રકૃતિની સાથે મારે ક્યાંય મળતાપણું નથી. ક્યાંક એક જગ્યાએ જાણે હું એ લોકોથી તદ્દન જુદો જ છું. મહીં મહીંથી મને એવો વિચાર પણ આવ્યા વિના રહ્યો નથી કે ફરી જો જન્મ લઉં તો બંગાળ દેશની ભૂમિમાં ન જન્મું તો સારું."

દિલીપદા બોલ્યા : "આ તમે ચિડાઈને બોલો છો, ગુસ્સામાં બોલો છો."

કવિ બોલ્યા : "કદાચ હશે, પણ તમે તો જાણતા નથી કે એમને હાથે કેવી નિદારુણ વ્યથા હું પામ્યો છું." ત્યાર પછી હસતા હસતા બોલ્યા : "કદાચ જન્મ લઉં તો જર્મનીમાં જન્મ લેવાનો નથી એ નક્કી, જાપાનમાં નહિ એ પણ ચોક્કસ, એના કરતાં તો શૂન્યમાં લીન થઈ જવું જ સારું, ખરું ને?"

ત્યાર પછી કવિ જરા અટકીને હસીને બોલ્યા : "પરંતુ બંગાળની સ્ત્રીઓ બહુ સારી છે દિલીપ! મને એ વિચાર આવતાં ખૂબ આનંદ થાય છે કે એમને હાથે મારે આજ સુધી સામાન્ય આઘાત પણ ખાવો પડ્યો નથી. મને ખબર નથી કે મારું મન એમના પ્રત્યે કેમ આટલું બધું ઝૂકે છે— કદાચ એ મારી કવિસુલભ દુર્બળતા પણ હોય."

બધાં હસી પડ્યાં, દિલીપદા બોલ્યા : "એ બાબતમાં હું આપની સાથે એકમત છું. ખરેખર બંગાળની સ્ત્રીઓ એટલી સારી છે કે— ખૂબ જ સારી છે."

કવિ બોલ્યા : "જરૂર સ્ત્રીઓમાં એવો કોઈક ગુણ છે જેણે તેમને આત્મઘાતી થતી બચાવી લીધી છે — સહનશીલતાની વૃત્તિ તેમના હાડમાં રહેલી છે. આ હમણાં થોડી વાર પહેલાં હું જુલિયન હક્સ્લેના કેટલાક વૈજ્ઞાનિક નિબંધો વાંચતો હતો, તેમાં પણ એ વાતનું સમર્થન છે." × × ×

આમ પરચૂરણ વાતો કરતાં કરતાં વિદાય લેવાનો વખત આવી પહોંચ્યો. કવિ બોલ્યા : "તમને મળવાથી મને એટલો આનંદ થયો છે કે કંઈ કહેવાની વાત નહિ. માંદગીમાંથી ઊઠ્યા પછી આટલી બધી વાતચીત એક સામટી મેં કદી કરી નહોતી. તમે આજ સુધીમાં મારી પાસે કેટલો બકબકાટ કરાવ્યો છે કંઈ પાર નથી. બકાવી બકાવીને લગભગ મારી નાખવાની જ તૈયારી કરી છે. બંને જણ સરખા વાક્યવાગીશ છીએ, એટલે ચર્ચાનો પણ કંઈ પાર નથી. તમારા જેવા તાર્કિકને પલ્લે પડ્યા પછી કંઈ ઉગારો છે?"

દિલીપદા બોલ્યા : "આટલી ઉંમરે પણ આપનામાં આટઆટલી પ્રાણશક્તિ આવે છે ક્યાંથી, એ જોઈને મને તો નવાઈ લાગે છે. આપ, થાકી ગયો છું, કંટાળી ગયો છું, એવું શું કરવા બોલો છો? લખવાનો વેગ પણ આપનો લગારે ધીમો પડ્યો નથી. 'ક્રાંતિક' વાંચ્યું તે એવું તો ગમ્યું! માત્ર પુસ્તકના નામમાં જ ક્લાંતિ છે, લખાણમાં તો ક્લાંતિનું નામ નિશાન નથી."

કવિ અવાજમાં કૃત્રિમ ગોપનતાનો સૂર લાવીને બોલ્યા : "તમને ખાનગીમાં એક વાત કહું છું સાંભળો. હું થાકી ગયો છું એવું જો લોકોને ન ઠસાવી શકું તો તેઓને હાથે મારું મોત અનિવાર્ય છે. આમ ને આમ જ મારા પ્રાણ જવા બેઠા છે. તમને ખબર તો છે જ કે બધા જ મને નામકરણનો રાજા માને છે. અમુક અમુક સંસ્થા ખૂલી છે, પકડો રવિ ઠાકુરને, એકાદ નામ પાડી આપવું પડશે; અમુક શ્રીમાન શ્રીમતીનાં લગ્ન છે, કાગળ આવ્યો જ સમજો, લગ્ન ઉપર

એકાદ મધુર કવિતા લખી આપવી પડશે. આવા ને આવા કેટલાયે ઉપદ્રવ. પણ તમે જ્યારે પરણો ત્યારે કવિતા બવિતા લખી આપવાને માટે વળી મારે આંગણે લાંઘવા ન બેસશો, કહી મૂકું છું."

ઓરડો ઉચ્ચ હાસ્યથી ગાજી ઊઠયો.

વાત વાતમાં હાસિ દેવીને ઉદ્દેશીને બોલ્યા : "જુઓ, તમને એક વાત કહું છું, યાદ રાખજો. જો ખરેખર સુખી થવું હોય તો એ વસ્તુથી હંમેશાં દૂર રહેજો: એક સ્કૂલ – કૉલેજનો પડછાયો પણ લેશો નહિ. બે, ગમે તેમ થાય પણ લગ્ન કરશો નહિ. સમજ્યાં ?"

ઓરડામાં વળી તુમુલ હાસ્યકલ્લોલનું તોફાન જામ્યું.

અમારે જવાનો વખત આવ્યો. એકેએક બધાંએ કવિને પ્રણામ કરીને વિદાય લીધી.

*

આ પછીની કવિની મુલાકાત બરાનગરમાં થોડા દિવસ પછી જ થઈ હતી. કવિ ત્યારે અધ્યાપક શ્રી પ્રશાંત મહલાનવિશ અને શ્રીમતી રાણી મહલાનવિશના અતિથિ હતા. રાત્રે હાસિએ કવિને મારાં કેટલાંક ગીતો સંભળાવ્યાં હતાં. બીજે દિવસે સવારે એ વિશે કવિ સાથે સંગીત વિષયક ચર્ચા કરવાની મારી ઇચ્છા હતી. રાત્રે રાણી માસીનું આતિથ્ય સ્વીકાર્યું. મળસકે પ્રાતરાશ (નાસ્તો) પતાવીને જ (૨૬-૩-૩૮) મેં કવિને પકડ્યા.

મેં કહ્યું : "બંધુ નારાયણે આપની સાથેની મારી વાતચીતનો જે હેવાલ છપાવ્યો છે, તેમાં એક બે વાતો અસ્પષ્ટ રહી ગઈ છે. જો મનમાં ન લાવો — "

કવિ સહાસ્યે બોલ્યા : " લાવું તોયે કયાં તમારા પ્રશ્નબાણમાંથી છૂટકો થવાનો હતો ? છોડો બાણ."

મેં કહ્યું : "સંગીત સંબંધે એક વસ્તુ ઘણા દિવસથી આપને જરા વધારે સ્પષ્ટ રીતે પૂછવાની ઇચ્છા થઈ છે. વાત જરૂરી છે; છતાં હું હજી પૂરેપૂરો નિર્ણય કરી શક્યો નથી.

"વાત એમ છે કે, હમણાં મને પહેલાં કરતાં વધારે એવું લાગ્યા કરે છે કે, આપણું ઉસ્તાદી સંગીત મરી ન ગયું હોય તો પણ મરવા તો પડ્યું છે — એ લોકોની ભાષામાં કહીએ તો ડેકેડન્ટ : અને છતાં અવારનવાર જ્ઞાનેદ્રમોહન, ભીષ્મદેવ, તારાપદ વગેરેનાં ( થોડા દિવસ પછી કેસરબાઈનું સંગીત સાંભળી વળી વધારે એ વસ્તુ લાગી ) ઉસ્તાદી સંગીતમાં જાણે નવી પ્રાણશક્તિનો આભાસ નજરે પડે છે. ઉસ્તાદી સંગીત મને ખૂબ ગમે છે, હજી પણ, એ આપ જાણો જ છો, છતાં જે ઉસ્તાદી ગીતો પહેલાં સારાં લાગતાં તે આજે હવે ઘણે ભાગે નથી લાગતાં. એવું થાય છે કે એ બધાંનો નવજન્મ થવો જોઈએ,— રિવાઇવલ નહિ, રેનેસાંસ : પણ થયું છે શું કે સેંકડે નવ્વાણુ ઉસ્તાદો એ રિવાઇવલ જ — એટલે કે પાછલાને જ આગળ ખેંચીને ચાલવા માગે છે. કળામાં કેવળ રિવાઇવલ જેવી કોઈ વસ્તુ જ નથી એવી મારી પાકી ખાતરી થઈ છે, આમ છતાં ભીષ્મદેવના જેવા, અબ્દુલ કરીમના જેવા, મોતીબાઈના જેવાં એક બે ગુણીજનોનાં ગાયન સાંભળતી વખતે મનમાં જરા ખટકો લાગે છે કે તો શું આ સંગીત હજી પંચત્વ પામ્યું નથી ? એ સંગીત હજી પૂરેપૂરું મર્યું નથી એ વાતની સાબિતી આપણને ત્યારે મળે છે જ્યારે આપણે જોઈએ છીએ કે ભીષ્મદેવ જેવા પ્રાણવાન પ્રતિભાવાન ગાયક એ સંગીતમાં તો શું પણ સારેગમના જેવી મામૂલી વસ્તુમાં પણ નવું તેજ આણી શકે છે. એટલા ઉપરથી કંઈ નહિ તોયે એટલું તો સાબિત થાય છે કે સ્વરવિન્યાસમાં પ્રાણ છે. મરેલી વસ્તુ કંઈ જીવંત મનુષ્યને, પ્રાણવાન પ્રતિભાને હાકલ કરી શકતી નથી, તેના મનમાં અસર પણ જગાડતી નથી. અને

છતાં નવાઈ પણ લાગે છે જ્યારે ઉસ્તાદી સંગીત સાંભળતાં સાંભળતાં ઘણી વાર મનમાં એમ થાય છે કે એ સંગીતને ઘડપણ લાગ્યું છે — ગંગાયાત્રાની હવે વાર નથી — હવે તો એ સંગીતનો નવા દેહમાં નવો જન્મ થાય એમ જ ઇચ્છવું જોઈએ : એટલે કે સંગીતનાં શાશ્વત હવાપ્રકાશ વડે નવાં ગીતોનાં ફૂલ ખીલવવાં, એમાં નવું તેજ આણીને, પ્રેરણા આણીને — નવા લોહીથી એને પુનર્જીવન આપીને. 'वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि' 'જીર્ણ વસ્ત્રો છોડીને માણસ જેમ નવાં વસ્ત્ર પહેરે છે' તેમ સંગીતની શાશ્વત પ્રેરણા પણ એક ચોકઠામાં, એક ફૉર્મમાં ઘડપણ લાગતાં નવા ચોકઠામાં, નવા ફૉર્મમાં નવી દીપ્તિથી ઝળકી ઊઠે — એનું જ નામ કળાનો નવજન્મ. એ થયો પ્રશ્ન નંબર એક.

"નંબર બીજો શો છે તે જરા ધીરજથી સાંભળો. કારણ, એક દૃષ્ટિએ તે વધારે જરૂરી હોવાનો સંભવ છે.

"મને જ્યાં સુધી યાદ છે ત્યાં સુધી આપની સાથે ઘણા દિવસથી એક બાબતમાં મારે મતભેદ જેવું છે. આપ માનો છો — કંઈ નહિ તોયે મારો એવો ખ્યાલ છે — કે આપણાં ગીતોના જેઓ રૂપકાર — performer છે, તેઓ સૂરકાર — composer — નું જરા પણ ઉલ્લંઘન કરે, પાન પરથી ચૂનોયે ખેરવી નાખે, તોયે 'મહતી વિનષ્ટિ'. મને એમ લાગે છે કે ઉસ્તાદી સંગીતના દીર્ઘ જીવનનું એક પ્રધાન કારણ એ છે, — જે વસ્તુ આપે જોડાસાંકોમાં સ્વીકારી હતી — કે તેમાં મોટા કલાકારની સર્જનપ્રતિભાને થોડી છૂટ આપવામાં આવે છે. આપે કહ્યું હતું કે જો કે મોટા ભાગના ઉસ્તાદો પોતાની પ્રતિભાની દીનતાને લીધે સ્વતંત્રતાનો દુરુપયોગ જ કરે છે, તો પણ એ સ્વતંત્રતા આપવાનો મૂળ સિદ્ધાંત ખોટો નથી. કેમ ખોટો નથી એ સહેજ ઉદાર દૃષ્ટિએ વિચાર કરીશું તો સ્પષ્ટ થશે.

"બધા દેશના વિચારશીલ માણસો કબૂલ કરે છે કે જે

કળામાં, જે જીવનયાત્રામાં ફેરફારને લગારે સ્થાન જ નથી, તે કળામાં પ્રતિભાનો ખોરાક બે દિવસ પછી ખૂટી જવાનો જ. તે દિવસે આપે એમ પણ કહ્યું હતું કે મોટી સ્વતંત્રતા સૌને માટે ન હોય, એ વાત સાચી છે, એમ કોણ નહિ માને ? પણ છતાં આપણે કહેવું પડશે કે મોટી સ્વતંત્રતાનો સ્વાદ બધાને બરાબર ન મળે તો પણ, મોટી સ્વતંત્રતાના સદુપયોગની રીતનો મર્મ ન સમજી શકે તો પણ, સર્જનના ક્ષેત્રમાં સ્વતંત્રતાનો અધિકાર બધાયને છે, એ વસ્તુનો સ્વીકાર સમાજમાં થવો જ જોઈએ. ઉસ્તાદી સંગીતમાં આ સત્ય મૂળમાં સ્વીકારાયેલું હતું એટલે આજે પણ અબ્દુલ કરીમ, જોહરાબાઈ, મોતીબાઈ, સુરેન્દ્ર મજુમદારના જેવા સૂરસ્રષ્ટાઓનું સંગીત સાંભળવાનું પરમ સૌભાગ્ય આપણને મળે છે. થોડા દિવસ પહેલાં કાશીમાં મોતીબાઈની અપૂર્વ આશાવરી અને ભૈરવ સાંભળતી વખતે આ વસ્તુનો મને નવેસર અનુભવ થયો. એટલે હું ઇચ્છું છું કે કંઈ નહિ તો એક શ્રેણીનાં બંગાળી ગીતો તો એવાં હોય જેમાં સૂરકાર કલાકારને આવી સ્વતંત્રતા આપે. કારણ, એ મૂળ સિદ્ધાંત સત્ય ઉપર પ્રતિષ્ઠિત થયેલો ન હોત તો ઉસ્તાદી સંગીતથી હજી પણ રસિક હૃદય રસમય થાત નહિ. એ શક્તિને હું સૂરવિહાર — improvisation કહું છું. યુરોપમાં પણ એ લોકો કહે છે કે એ શક્તિ તમારી ભારે સંપત્તિ છે, એને ખોઈ ન બેસશો, જેમ અમે બેઠા છીએ. કદાચ આપ જાણતા હશો કે રોલાંએ મને લખ્યું છે કે એ લોકોના દેશમાં પણ પહેલાં સૂરવિહારની શક્તિ હતી, એટલું જ નહિ, પેલા દિવસ સુધી બીટોવન પિયાનો ઉપર પોતાના સૂરવિહારથી સંગીતાનુરાગીઓને ગંભીર ભાવે હલમલાવી મૂકતા. રોમાં રોલાંએ તેમના જીવનચરિત્રમાં લખ્યું છે કે એવું ઘણી વાર જોવામાં આવતું કે બીટોવનનો સૂરવિહાર જ્યારે થંભી જતો ત્યારે ઓરડામાં એક પણ શ્રોતાની આંખ સૂકી રહેતી નહિ. હું એ વાત કબૂલ કરું છું કે આવી શક્તિ તો એ લોકોમાં

લાખમાંથી એકમાં પણ નહિ મળે. હાર્મનીના બોજા હેઠળ એઓમાં એવી જાતનો મેલડીનો વિકાસ રૂંધાઈ ગયો છે, — મારી આ ફરિયાદના જવાબમાં દસબાર વરસ પહેલાં રોલાંએ પોતાના એક પત્રમાં એ વસ્તુ નિઃસંકોચપણે સ્વીકારી લઈને મને લખ્યું હતું કે એની ખોટ હાર્મનીથી પુરાઈ છે. કદાચ હાર્મની આવી હોત તો આપણા સંગીતની પણ એ જ દશા થાત. પણ એ ગમે તેમ હોય, એકંદરે એ સર્જનપ્રતિભા આદરણીય છે એ વિશે જાણકારોમાં મતભેદ થવાનો સંભવ નથી. એટલે હું — યુરોપની ભાષામાં કહીએ તો — સૂરકારના સૂરને ઇન્ટરપ્રીટ કરવાની સ્વતંત્રતા માગું છું. વિલાયતમાં, જ્યાં હાર્મનીને કારણે આટલાં બધાં બંધનો છે, ત્યાં પણ એ લોકોએ એકમતે કલાકારની એ સ્વાધીનતાનો સ્વીકાર કર્યો છે.”

કવિએ ખૂબ ધ્યાનપૂર્વક સાંભળ્યું, પછી ધીરે ધીરે એક એક કરીને બોલવા લાગ્યા :

“તમારા પહેલા પ્રશ્નના જવાબમાં હું શરૂઆતમાં જ કહી રાખવા માગું છું કે હિંદુસ્તાની સંગીતને હું ખરા અંતરથી ચાહું છું — આજે જ નહિ, નાનપણથી જ. મને લાગે છે કે ચાહવું જોઈએ. દરેક સુંદર સર્જનને, પુરાણું હોય તો પણ, રસિકના મનમાં આનંદ જગાડવો જ જોઈએ. જેઓ ખરેખરું સારું હિંદુસ્તાની સંગીત સાંભળીને પણ કહે છે કે ‘આ શું, ત—ન—ન—ન મિયાઉ, મિયાઉ, એ સારું નથી લાગતું’ તેમને હું કહીશ : ‘તમને એ ગમતું નથી એ વિશે હું તમારી સાથે દલીલ નહિ કરું, કારણ, રુચિ વિશે ચર્ચા કરવી ફોગટ છે. માત્ર એટલું જ કહીશ કે ડાહ્યા થઈને એ વાત તમે ગૌરવપૂર્વક કહેશો નહિ! કારણ, સારી વસ્તુ ન ગમે એ શરમાવા જેવી વાત છે, અભિમાન લેવા જેવી નથી. એટલે ઉત્તમ પ્રકારનું હિંદુસ્તાની સંગીત જ્યારે ખરેખર જ સંગીતનો એક મહાન વિકાસ છે, ત્યારે તે તમને કોઈને સારું ન લાગતું,

હોય તો તે શરમપૂર્વક જ કહેજો, કે સારું ન લાગ્યું, કહેજો કે એ રસના રસિક થવા માટે અમે કશી સાધના જ કરી નથી, અથવા કરવાનો વખત મળ્યો નથી, નહિ તો જરૂર સારું લાગત.

"મને સારું લાગે છે. ઉત્તમ હિંદુસ્તાની સંગીત મને ગમે છે એ મેં અનેકવાર કહ્યું છે. હું માત્ર એટલું કહું છું કે સારી વસ્તુને ચાહવી તે પણ મોહમુક્ત થઈને. બધી જાતનો મોહ વિનાશકારી હોય છે. તાજમહાલ મને સારો લાગે છે, એટલા માટે તાજમહાલની સ્થાપત્ય કળાના અનુકરણમાં દરેક રહેવાના ઘરને ઘુમટ ચણાવવો જ જોઈએ એવું કદી હોય નહિ. હિંદુસ્તાની સંગીત ગમે છે એટલે કંઈ તેની હમેશાં પુનરાવૃત્તિ કર્યા કરવી એવું નથી. અજંતાનાં ચિત્રો ખૂબ સારાં છે એ કોણ નહિ માને? પણ એટલા માટે તેને ઘૂંટ્યા કરીને આપણા ચિત્રક્ષેત્રમાં મુક્તિ શોધવી જોઈએ એવું જો કોઈ કહે તો તે હાસ્યપાત્ર ઠરે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે અજંતામાંથી, તાજમહાલમાંથી, હિંદુસ્તાની સંગીતમાંથી આપણે શું લેવાનું? તો કે, પ્રેરણા — ઇન્સ્પિરેશન. સુંદર વસ્તુનું એક મોટું કામ આ પ્રેરણા આપવાનું છે. શાની? તો કે નવીન સર્જનની. તાનસેન અને અકબરશાહ તો ક્યારના મરીને ભૂત થઈ ગયા છે, પણ આપણે આજે પણ તેમના સૂરનું શ્રાદ્ધ કર્યા કરીશું? કદી નહિ. તાનસેનના સૂર શીખીશું, પણ શા માટે? તો કે, પોતાના પ્રાણમાં તમે જેને રેનેસાંસ કહો છો — નવજન્મ તેનું આવાહન કરવા માટે. હું પણ એ જ વસ્તુ હમેશાં કહેતો આવ્યો છું કે નવસર્જનમાં ગમે તેટલી ત્રુટી હોય — તો પણ મુક્તિ એ કાંટાળા માર્ગે જ મળવાની છે — બાંધેલી સડક ગુલાબની પાંખડી વડે ઢાંકેલી હોય તો પણ તે રસ્તો તો આપણને આખરે ચોરગલીમાં જ લઈ જાય છે. આપણે બધા જ મુક્તિપંથી છીએ. અને મુક્તિ કેવળ નવસર્જનને માર્ગે જ રહેલી છે. ગતાનુગતિકતાની નિષ્કલંક સાધનાને માર્ગે નૈવ નૈવ ચ.

“ હિંદુસ્તાની સંગીતના ઘડપણની વાત તમે કહી હતી. થયું છે એવું કે એ સંગીત કલાસિક થઈ પડ્યું છે. કલાસિક એટલે એક સર્વાંગ સુંદરતાના પર્ફેક્શનના ફોર્મમાં અચલ પ્રતિષ્ઠા. એવી પૂર્ણતા પૂર્ણ હોય છે માટે જ મરેલી હોય છે. પૂર્ણતાની સિદ્ધિ સાથે સાથે જ સ્થિતિ આવે છે. પણ કળાની મુક્તિ સ્થિતિનું અચલાયતન ઇચ્છી શકે જ નહિ. એટલે ઇતિહાસમાં જોજો કે જ્યારે અતિશય ચૂંથી-ખોરીને લીધે આપણને આ કલાસિકપણાનો, પ્રાચીનતાનો મોહ વળગે છે ત્યારે અસંભવિત વસ્તુ બને છે. ગ્રીક રોમન એ તો સુધરેલી પ્રજા હતી, એ તો ચોક્કસ છે, પણ છતાં એમના જેવી સંસ્કૃત પ્રજાની સ્થિતિના વિનાશક થઈને કોણ આવ્યા? બર્બરો. પણ કેમ આ અસંભવિત વસ્તુ ઇતિહાસમાં બનવા પામી? એમના જેવી સંસ્કૃત જાતિ ઉપર જંગલી લોકો અકારણ જ ચડી આવ્યા હતા? ના. સંસ્કૃતિ જ્યારે ઊંઘી જવા માંડે છે ત્યારે ભૂકંપ જ આવે છે — અવસન્ન સ્થૈર્યના કરતાં ધ્વંસ પણ સારો, કુંભકર્ણની મોહનિદ્રા કરતાં વાવાઝોડું અને તોફાન પણ સારાં. આત્મપ્રસન્ન, નિર્વિકાર ચિરસ્થિતિને કરવાની શું? એટલે જોજો દરેક દેશમાં જ કલાસિકપણાની વિરુદ્ધ પ્રાણવાન માણસોનો એક વર્ગ બળવો કરે જ છે. શા માટે કરે છે? તેમને કલાસિક ગમતાં નહિ હોય? ના, ગમે છે માટે જ કરે છે. બળવો કરીને જ તેઓ શત્રુને અપનાવી લે છે — તેની પાષાણ પ્રતિમામાં પ્રાણસંચાર કરીને. કહે છે ને કે રાવણ રામનો મહાભક્ત હતો — માત્ર તે રામની શત્રુભાવે પૂજા કરવા માગતો હતો?

“ હિંદુસ્તાની સંગીતની વિરુદ્ધ આજે આ જે બળવાનાં ચિહ્નો ચારે કોર માથાં ઊંચાં કરતાં જણાય છે તેને એ જ કારણે અકલ્યાણ-જનક માનવાં બરાબર નથી. હિંદુસ્તાની વીણાપાણિ આજે શવાસના છે, તેમના એ આસનને ચળાવવું જ જોઇએ. નહિ તો કમલાસનાની પણ એ નિર્જીવ આસનની જ દશા થશે — તે મરી જશે. બંગાળી

સંગીતમાં પણ જુઓ ને હિંદુસ્તાની સૂરો જ છે પંદર આની તો. એટલે કેવી રીતે માનવું કે બંગાળી સંગીતને ને હિંદુસ્તાની સંગીતને અહિનકુલ સંબંધ છે. બંગાળી સંગીતમાં હિંદુસ્તાની સૂરની શાશ્વત દીપ્તિ જ નવજન્મ પામેલી છે એ વાત ભૂલી ગયે નહિ ચાલે. આપણે જે વિદ્રોહ કર્યો છે તે હિંદુસ્તાની સંગીતના આત્મપ્રસાદ સામે છે, ગતાનુગતિકતાની સામે છે, તેની આનંદદાનની શક્તિ સામે નહિ — કારણ કે આપણા સંગીતમાં પણ આપણે હિંદુસ્તાની સંગીતનાં જ રાગરાગિણીની પ્રેરણા સ્વીકારી લીધી છે. હિંદુસ્તાની સંગીત આપણને જોઈએ છે, પણ તેને અપનાવી શકીએ ત્યારે જ મળ્યું કહેવાય ને. હિંદુસ્તાની સૂરવિહાર વગેરે સાંભળીને હું ખુશ થાઉં છું, પણ હું એમ કહું છું: એ સરસ છે — ખૂબ સારું છે, પણ એને લઈને મારે કરવું શું? મારે તો તે જોઈએ છે જે મારી સાથે બોલે. પ્રાકૃત અને સાધુ બંગાળીનું દૃષ્ટાંત લઈશું તો વાત સ્પષ્ટ થશે.

"વિદ્યાસાગરી 'રામ રાજ્યપદે પ્રતિષ્ઠિત થઈને અપત્યનિર્વિશેષે રાજ્યશાસન અને પ્રજાપાલન કરવા લાગ્યા' એ અતિવ્યાકરણસંમત અનવદ્ય ભાષા થઈ. પણ છતાં બંકિમે એને સ્વીકારી નહિ. તેમને પોતાની નવી ભાષાને માટે ગાળ ખાવી પડી — પણ છતાં બંકિમ જ ભાષાના ઝંડાધારી ગણાયા — વિદ્યાસાગર નહિ.

"આપણે પણ એ જ માર્ગે ચાલીએ છીએ — અર્થાત્ નવસર્જનને માર્ગે. વેણાકરણો કદીક હસ્યા, કદીક વળી ગુરુ ગંભીર સ્વરે તર્જન કરીને બોલ્યા: 'તિષ્ઠ — ગુરુચાંડાલી દોષથી× ભાષા ડૂબવા બેઠી છે.' પણ એ વાત મને લાગે છે ભાગ્યે જ કોઈ નહિ માનતું હોય કે આપણે હાથે પ્રાકૃત બંગાળીના અનધિકાર પ્રવેશથી ભાષા મરી નથી ગઈ. એક બે પુરાણ પંડિત પેડાંટ સિવાય બધા જ કબૂલ

× સંસ્કૃત શબ્દોની સાથે દેશ્ય કે ગ્રામ્ય શબ્દો વાપરવાથી થતો દોષ. —અનુ૦

કરશે કે પ્રાકૃત બંગાળીના સહકારથી બંગાળી ભાષાની પ્રકાશશક્તિ વિવિધ રંગોની શૈલીઓની અને વ્યંજનાની દૃષ્ટિએ વધી છે. અને એ સંભવિત થયું તે આ ગુરુચાંડાલી દોષની કૃપાથી જ, એ યાદ રાખવું. તેની જ કૃપાથી આજના બંગાળમાં સંસ્કૃત છમૂતમંદ્રની સાથે પ્રાકૃત બંગાળનાં કેયૂર કંકણ ભળવા પામ્યાં છે — પરાયાં પોતાનાં બન્યાં છે. માન્યગણ્ય પોતાનાં પ્રિયજન બન્યાં છે.

"એટલે હિંદુસ્તાની સૂરમાં ભેળ કરતાં આપણે શા માટે ખંચાઈએ ? હું માનું છું કે રાગરાગિણીનો પોતાનો એક પ્રકારનો મહિમા છે. હું એ પણ માનું છું કે રાગરાગિણીઓનો પરિચય આવશ્યક છે. પણ તે હમણાં મેં કહ્યું તે પ્રમાણે તેમાંથી પ્રેરણા મેળવવા માટે, તેની નકલ કરવા માટે નહિ. હિંદુસ્તાની સંગીત કેવું છે, ખબર છે ? એ શિવ જેવું છે. રાગરાગિણીની તપસ્યા એ જાણે શૈવ વિશુદ્ધિની તપસ્યા છે. પણ એથી જ તે મરી ગયો. પછી આવી ઉમા — સાથે આવ્યો પેલો ફૂલનો તીરંદાજ દેવતા જેનું અંગ્રેજી નામ 'પૅશન' છે. હું કહું છું કે યુગે યુગે કલાસિસિઝમની શૈવ તપસ્યા ભાંગવી પડશે આ 'પૅશન' વડે — સ્થાણુને વિચલિત કરવો પડશે. નિષ્ક્રિય નિર્વિચલતામાં પણ એક પ્રકારનો મહિમા રહેલો છે, એ હું સ્વીકારું છું, તે મહાન છે. પરંતુ સર્જનની ગતિ હોય ત્યારે જ એ સ્થિતિની નિષ્ક્રિયતાનું વર્તુલ પૂરું થાય. પ્રકૃતિ વિના પુરુષને ઇચ્છવો એટલે પરિણામ નિર્વાણ — કૈવલ્ય આવવાનું. એ માર્ગે કંઈ નહિ તોયે કલાની તો મુક્તિ નથી. સાગર પારના તરંગો પણ આપણા પ્રાણમાં આ પૅશન — સંરાગ જગાડો, તેને લીધે ભૂલચૂક થશે, છો થતી, નિર્ભૂલતમ ઊંઘ કરતાં પણ ભૂલભર્યા જાગરણની કિંમત અનેકગણી વધારે નથી શું ?

"છેલ્લી વાત સૂરવિહાર વિશે. અંગ્રેજી ઇમ્પ્રોવાઈઝેશન શબ્દનું તમે બંગાળી સૂરવિહાર કર્યું છે — સુંદર તરજુમો થયો છે. એ પણ

મને ગમે છે, એથી ગુણીને છૂટ મળે છે એ પણ હું માનું છું. મારાં એવાં અનેક ગીતો છે જેમાં ગુણીને આવી છૂટ ખૂબ મળે. મારો વાંધો અહીં મૂળ સિદ્ધાંતનો નથી, પણ તેના પ્રયોગ વિશે છે.

"કેટલી છૂટ આપવી? અને કોને? મોટી પ્રતિભા વધારે છૂટ માગી શકે એની કોણ ના પાડે? પણ એમાં નાના મોટાનો ભેદ છે જ એ જ મેં તે દિવસે પણ કહ્યું હતું.

"બીજી એક વાત : ગીતની ગતિ ઘણે ભાગે તરલ હોય છે, એટલે તેમાં ગાયકને થોડી સ્વતંત્રતા તો આપવી જ જોઈએ, આપ્યા સિવાય બીજો છૂટકો નથી. અટકાવવો શી રીતે? એટલે આદર્શની દૃષ્ટિએ પણ હું એમ કહેતો નથી કે મેં જે વિચારીને અમુક સૂર આપ્યો છે તેવો જ વિચાર તમારે ગાતી વખતે કરવો પડશે, એ તો બની જ ન શકે. કારણ, કંઠ તો તમારો છે, અને તમારા કંઠમાં તમે પ્રગટ થવાના જ. એટલે એક્સ્પ્રેશનનો ભેદ રહેવાનો જ — જેને તમે ઇન્ટરપ્રિટેશનની સ્વતંત્રતા કહો છો. તમે કહ્યું હતું કે વિલાયતમાં પણ ગાયકવાદકની એ છૂટ મંજૂર થયેલી છે, મંજૂર કર્યા વિના ચાલે જ નહિ. સાહાનાને મોઢે જ્યારે મારાં ગીતો સાંભળતો ત્યારે શું હું કેવળ મને જ સાંભળતો? ના, ના, સાહાનાને પણ સાંભળતો — કહેવું પડતું — મારું ગીત સાહાના ગાય છે. તમારી પદ્ધતિને વિશે મારું કહેવું એમ છે કે તમારી એક પોતાની પદ્ધતિ બંધાઈ ગઈ છે, એ તો ખૂબ ઇચ્છવા યોગ્ય છે, એટલે તમારી પોતાની રીતે તમે 'હે ક્ષણિકેર અતિથિ' જે રીતે ગાયું, મારા સૂરની રચના કાયમ રાખી એક્સ્પ્રેશનની જે છૂટ તમે લીધી તેથી હું સાચે જ ખુશ થયો છું. એ ગીત તમે ગ્રામોફોનમાં આપવા માગો છો, આપો, મારે વાંધો નથી. કારણ, એમાં સૂર–રૂપના ચોકઠા structureને હાનિ પહોંચી નથી. તમારી એ વાત હું પણ કબૂલ કરું છું કે સૂરકારના સૂર કાયમ રાખીને પણ એક્સ્પ્રેશનમાં વધતી ઓછી સ્વતંત્રતા માગવાનો અધિકાર ગાયકને છે. માત્ર પ્રતિભા પ્રમાણે ઓછી અને વધતી વચ્ચે ફેર છે.

એ યાદ રાખવું. પ્રતિભાવાનને જેટલી સ્વતંત્રતા નિઃસંકોચે આપીએ, તેટલી સ્વતંત્રતા સરેરાશ ગાયકો જો માગે તો ના પાડવી જ પડે."

કવિની વાત બપોરે લખી, અને સાંજે તેમને વાંચી સંભળાવી. કવિ ખુશ થઈને બોલ્યા : "શબ્દો મારા જ છે એમ હું ખુશીથી કહી શકું, લખાયું છે પણ સારું. તમે છપાવી શકો છો."

આ પછી કવિ સાથે કાલિમ્પોંગમાં મુલાકાત થઈ હતી. ત્યાં કવિની સાથે થયેલી વાતચીત તરત જ લખી નાખતો અને કવિને વાંચી સંભળાવતો. કવિ સાંભળીને ખૂબ ખુશ થતા.

*

૯ મી જૂન, ૧૯૩૮

સાંજના છ. સાથે કણા હતાં — અશ્રુકણાને કણા કહીને જ બોલાવવાં જોઈએ, કારણ, તેમની આંખમાં અશ્રુ કરતાં મુખ પર હાસ્યની આભા જ વધારે ઝળકી ઊઠે છે — જો કે એ હાસ્ય પ્રગલ્ભ નથી હોતું. કણા સ્વભાવકવિની (વૈયાકરણો માફ કરજો — પોયેટેસનું બંગાળી હોવું જ જોઈએ) રહ્યાં એટલે કવિભક્તિ પૂરેપૂરી, આધુનિક રોમાંટિકામાં એટલી ભક્તિ ઘણે ભાગે જોવામાં આવતી નથી — વિશેષ કરીને લાવણ્યમયીઓમાં.

કવિને જઈને બંનેએ પ્રણામ કર્યા. કણાની ભક્તિવંદના પછી દૈલિપી વંદનાનો સ્વાદ જરૂર કવિને (પરમહંસદેવની ભાષામાં) 'અલૂણો' લાગ્યો હતો. ઉપાય શો? લાવણ્યમયીઓના સહચારનું સુખ મેળવવું અને દુઃખમાંથી હમેશાં છટકી જવું એવી વ્યવસ્થાની આ વાસ્તવતાના યુગમાં આ ધૂળની ધરતી ઉપર આશા રાખવી ખોટી.

( પાત્રોની નાટકીય રીત જ સારી. )

દિલીપ : (પ્રમાણ કરીને) આંખની દૃષ્ટિ 'મ્લાન' થઈ છે એમ લખ્યું છે, તે જોવામાં મહેનત પડે છે?"

કવિ : પડે છે સ્તો.

કણા : આ તો ભારે કહેવાય.

કવિ : પથ્થર જેવું. કહે છે કે માણસ અકૃતજ્ઞ હોય છે. હું કહું છું, વિધાતા પણ કંઈ ઓછા નથી. હું તેમને કહું છું : 'પણ એક દિવસ તમને ખબર પડશે કે તમે તમારા કેવા મોટા ભક્તની પ્રત્યે કેવો વ્યવહાર કર્યો છે. તમારી આ સૃષ્ટિને મેં જે રીતે તીરી તીરીને જોઈ છે તેવી રીતે લાગણીપૂર્વક ભવિષ્યમાં કેટલા જુએ છે, હું જોઈશ. તમારી વિશ્વલીલા જોવાની મારી ઇચ્છા હજી પૂરી થઈ નથી, અને છતાં આવડી મોટી પૂજનના બદલામાં તમે મને આ સરપાવ આપ્યો — મારી આંખ ઉપર પડદો નાખ્યો ! એક દિવસ સમજશો — પણ ત્યારે તમારું કલ્પાંત નકામું જશે.' પણ જવા દો એ વાત. મારે વિશે તમે આ શું કર્યું છે, કહો તો, દિલીપ, શાથી તમે તમારા ભાષણમાં જાહેર કર્યું કે હું સૌને સમાન દાક્ષિણ્યથી મારી સંગસભામાં આવકર આપું છું ?

કણા : એમાં નુકસાન શું ?

કવિ : ચિરસુખી જન ભ્રમે કિ કખન
 વ્યથિત વેદન બુઝિતે પારે ?
 કિ યાતના વિષે બુઝિબે સે કિસે
 કભુ આશીવિષે દંશેનિ જારે ?

[ સદા સુખમાં રહેનાર માણસ ભૂલથી પણ કદી દુ:ખીની વેદના સમજી શકે ખરો ? જેને કદી ઝેરી સર્પે ડંખ દીધો નથી તે વિષની વેદના શી રીતે સમજવાનો હતો ? ]

કણા (હસતે મોઢે) : ભલે ને વિષની વેદના ન ભોગવી, પણ વેદનાની વાત જરા સાંભળવામાં શું ગયું ?

કવિ : એ તે કંઈ એક છે કે કહું. તોયે સાંભળો એક વાત.

ત્યારે હું કલકત્તા હતો. એક સદ્‌ગૃહસ્થ સીધા મારા શયનખંડમાં ઊગી નીકળ્યા. બોલ્યા વિના જ એક આરામખુરસી ઉપર બેઠા. ત્યાર પછી તરત જ એક છાપું ઉપાડી લઈને 'સોપારી છે?—Have you got betelnut?' તરજુમાનું કારણ એ કે રખેને હું બંગાળી ન સમજું.

કણા : શું કહો છો?

કવિ : શું કહું ત્યારે.

દિલીપ : પછી શું કર્યું?

કવિ : કરવાનો શું હતો? બીતાં બીતાં કહ્યું : "મંગાવી આપું છું."

કણા : ત્યાર પછી?

કવિ : તેમણે કહ્યું : જુઓ, મેં વિચાર કરી જોયો છે કે આપનો સંગ ખૂબ શિક્ષાપ્રદ છે. એટલે મેં નક્કી કર્યું છે કે મારી સ્ત્રીને આપના તાબામાં મૂકી જાઉં થોડા દિવસ. મેં ગભરાઈ જઈને કહ્યું, "ના, ના, જુઓ — એટલું બધું કરવાની જરૂર નથી. તેઓ સન્નારી રહ્યાં, તે આટલું બધું કષ્ટ —" સદ્‌ગૃહસ્થ ક્રોધે ભરાઈ ને બોલ્યા, "એ શું બોલો છો? કષ્ટ પડે માટે કલ્ચર નહિ મેળવવું?" — પણ જોજો આ દિલીપ, આ બધું તમે પાછા રિપોર્ટ ના કરી દેશો. (કણાને) એની આગળ વાત કરતાં મને બીક લાગે છે.

કણા (સહાસ્યે) : બીકનું કારણ નિર્મૂળ થયું નથી. પેલે દહાડે અહીંના એક સદ્‌ગૃહસ્થે આપના 'વૈરાગ્યસાધને મુક્તિ' વિશે આપને જે બધા પ્રશ્નોનાં બાણ માર્યાં હતાં, તે યાદ છે ને? તે બધું એક રિપોર્ટમાં છપાવી દીધું છે.

કવિ (કરુણ ભાવે) : ખબર છે. અને તે રિપોર્ટ પણ કેવો!

દિલીપને ગમે તેટલો વઢું લઢું — અધર્મ નહિ કરું — તો પણ

એટલું તો મારે કહેવું જ જોઈએ કે એમના હજારો દોષોમાં આ એક ગુણ છે કે એ કાને સાંભળે છે. મોટા ભાગના મળવા આવનારાઓ કાં તો મૂંગા હોય છે, તેઓ મારી પાસે આવીને સ્થિર બેસી રહે છે. ન છૂટકે મારે કહેવું પડે છે કે આ વરસે વરસાદ સારો થયો છે — દુકાળના દિવસોમાં પણ — અને જેઓ બહેરા હોય છે તેમની આગળ તો વળી વધારે આફત. હું જે કહું અને તેઓ મારી પાસે જે કહેવડાવી લે, એ બંને વચ્ચે ઘણી વખતે હું જોઉં છું કે અહિનકુલ સંબંધ હોય છે.

( ત્રણેનું કલહાસ્ય )

દિલીપ : ગમે તેમ હો, નસીબ સારું છે કે જરા પ્રસન્નતાની હવાનો આભાસ માલમ પડે છે —

કવિ ( હસતાં હસતાં ): અરે, તે આભાસને ગાઢ કરવાને માટે જ તો હું મોંગપુ પહાડ ઉપરથી તમારા દાયરામાં ચાલ્યો આવ્યો.

દિલીપ : પણ ન આવ્યા હોત તો હું આવત —

કવિ : ના રે ના. ત્યાં મૈત્રેયીને ઘેર અમો થોડાં જણ સિવાય કોઈ નથી. એટલું બધું એકાંત તમારાથી સહન નહિ થાત.

દિલીપ ( ફરિયાદને સ્વરે ): હું શાંતિ સહન કરી શકતો નથી એવો ભયંકર આરોપ —

કવિ : શું બહુ નાપાયાદાર છે ? ( કણા તરફ જોઈને ) તમારું શું કહેવું છે? જે વાત ઊડે છે તેના મૂળમાં કંઈક તો હોય છે જ.

કણા : આ બાબતમાં લગભગ પંદર આની.

કવિ : આ જુઓ. તમારી બાંધવીઓમાંથી કોણ નહિ કહે કે તમે જ્યાં જ્યાં જાઓ ત્યાં ત્યાં દાયરો જામવાનો જ? નિર્જનતા — એ તો અમે સહન કરી શકીએ — બધાય જાણે છે.

કણા : આપ નિર્જનતા સહન કરી શકો છો ?

કવિ : નહિ ત્યારે ? જેનું આખું જીવન સોબત વિના ગયું !

દિલીપ (બોલવા જતાં કણાને રોકીને) : વિરોધ કરશો નહિ કણા, સાંભળ્યે જાઓ. મૅકોલેના શબ્દો યાદ નથી ? — એમણે મિલ્ટન સંબંધે લખ્યું હતું ને કે મગજની થોડી અસ્થિરતા વિના કોઈ પણ કવિ થઈ શકતું નથી.

કવિ : ધક્કામુક્કી કરતા જેઓ ઘૂસી આવે છે અને મારી પાસેથી પોતાનું કામ કઢાવી જાય છે, તેની સાથેના સંગને તે વળી સંગ કહેવાતો હશે ? સંગ એટલે મનના માણસનો સંગ. એ બાબતમાં તમારો જોટો નથી — તમને સહેલાઇથી એવાં માણસો મળી રહે છે.

( અથ શ્રીમતી કણાના રૂપેરી હાસ્યનો ઝંકાર )

કવિ : ખરું કહું છું, તમને. તમે એ કારણે ઘણાની દુશ્મનાવટ વહોરી લીધી છે. ન થાય ? કહો તો, કેટલી બેપરવાઇથી તમે તમારી બાંધવી — વત્સલતાની વાત લખ્યે જાઓ છો — તમારા 'તરંગ રોધિબે કે' પુસ્તકનાં પાનાં ઉલટાવતાં ઉલટાવતાં એ જ વસ્તુ યાદ આવતી હતી, અમને એવો સુયોગ ક્યાંથી ?

દિલીપ ( સહેજ હસીને ) : શેક્સપિયરે કહ્યું છે poetry tells lies — કવિતા જૂઠું બોલે છે.

કવિ ( કરુણ નેત્રે કણાને ) : કોઈ માનતું નથી ! અરે, એવો સુયોગ જો મને હોત ને તો — તમે જ કહો ને — દિલીપને નવલ-કથામાં હું હરાવી ન જાત ? — શુંનું શું લખત — બધું મારા ખ્યાલમાં છે. પણ અમારામાં ક્યાં છે એવું આકર્ષણ ?

( અથ કણાનું હાસ્ય )

દિલીપ : કણા, તમારા મુખનું હાસ્ય જોઈ મને સ્કૉટની કવિઓ વિશેની એક ઉક્તિ યાદ આવી કે તેઓ રહ્યા

A simple race that waste their toil
For the vain tribute of a smile!

[ કવિઓ સરળ હોય છે. તેઓ એક સ્મિતના ખોટા પુરસ્કાર ખાતર પોતાની મહેનત વેડફી નાખે છે. ]

કવિ : અરે, ના રે ના. અમે તો રહ્યા કવિ. તમારી સાથે અમારી તુલના ક્યાંથી થાય? તમે રહ્યા ગુણી — હાથોહાથ નગદ વિદાય તમને તો મળે છે — જનસ્રોતની માગણીના પવનથી તમારા સંગીતસાગરમાં તરંગો જાગે છે. અમારો દાનસાગર એની સરખામણીમાં સ્થિર કહેવાય. પણ તમારો પુરસ્કાર તો કલ્લોલે કલ્લોલે — તાળીના ગડગડાટમાં.

દિલીપ : પણ ખોટ પૂરવાની વખતે? અમે ગાયનો ગાયાં, કંઈ જ રહ્યું નહિ. પણ તમે લખ્યું — બધું જ અનંતકાળની સભાને માટે કાયમ રહ્યું, ભાવિ કાળને ચોપડે જમા.

કવિ : એક વાત કહું છું, સાચું કહું છું, આ 'કવિત્વ' નથી કણા, ખાતરીથી માનજો. હું ખરેખર સમજી નથી શકતો કે માણસ શા માટે આટલો કંગાળ બની જતો હશે આ ભાવિકાળના પ્રસાદને માટે. લખીએ છીએ, આનંદ પામીએ છીએ, મનમાં અજવાળું અજવાળું થઈ જાય છે — એ શું ખોટું છે? ભાવિકાળના મૂલ્યાંકનમાં એ બધું ટકશે કે નહિ, રસોત્તીર્ણ તરીકે ગણાશે કે નહિ, એ વિશે શું કરવા આટઆટલી વાદવિતંડા, ચર્ચાચર્ચી, ધમપછાડા, કહો તો? જેને કદી ઓળખવાના નથી, જોવાના નથી, સાંભળવાના નથી — ના ના, દિલીપ, તમારા લોકોનું નસીબ એ દૃષ્ટિએ જોતાં ખૂબ સારું છે. નગદ વિદાયનું માન કદાચ ન મળે, તો પણ 'કિંમત' તો રહેવાની જ. અમને તો કદાચ એયે નહિ મળે અને પેલુંયે નહિ મળે.

દિલીપ : આપ તો શું એમ કહેવા માગો છો કે ગ્રહણ કરનારનો સ્વીકાર અંગીકાર બિલકુલ ગૌણ વસ્તુ છે?

કવિ : તદ્દન એવું હું નથી કહેતો. હું શું કહું છું, સાંભળવું છે ? (જરા થંભીને) સાચું કહું છું, હું પોતાની રચના પ્રત્યે નિષ્ઠુર છું — અતિશય નિષ્ઠુર છું. એક સમય એવો હતો — જુવાનીમાં જ્યારે બીજાના સમભાવ, સ્વીકાર અંગીકારની મને ભૂખ રહેતી. આજકાલ હવે લાગે છે કે એ ખોટું છે.

ફણા : છેક જ ખોટું ?

કવિ : ના; શરૂઆતમાં કંઈક અર્થ હોય છે— સમભાવનો. કારણ, લલિત સર્જનમાં જ્યારે માણસ પહેલવહેલો જરા ચાલે છે અરધું અંધારું અરધું અજવાળું એવા પ્રદેશમાં, ત્યારે બીજાઓ જો ઉત્સાહ આપે તો અંધારું દૂર થઈ જાય છે, અજવાળું વધે છે, એવું જોવામાં આવે છે. તે સમયે એટલા માટે જ આપણામાં કૃતજ્ઞતા જાગે છે જ્યારે આપણે જોઈએ છીએ કે હું જે અનુભવું છું તેનો જ રંગ બીજાઓના મનને પણ લાગે છે — અને તેથી જ તો તેઓ છૂટે મોઢે વખાણ કરે છે. એનો જવાબ આપે છે. પણ પાછળથી આત્મશક્તિ જ્યારે આપણામાં જન્મે છે, સંધ્યાનો અંધકાર જ્યારે પ્રકાશ આગળ હારી જાય છે, ત્યારે બીજાના સ્વીકારની શી જરૂર ? ત્યારે શું મનમાં એમ નથી થતું કે મને જે મળ્યું છે તે જ્યારે ન-મળ્યું થવાનું નથી, ત્યારે બીજા ના પાડે તેથી કંઈ તે જતું રહેવાનું નથી. આનંદ તો સર્જનનો નિત્યસંગી અનુષંગી છે, તે જ્યારે આવીને કહે કે अहमयं भो — આ રહ્યો હું — ત્યારે તેને નામંજૂર કરવાની કોની તાકાત છે ? એટલે ત્યાર પછી પણ આપણે શું કરવા બીજા આગળ હાથ પસારીએ ? — પછી તે આપણા સમકાલીનો હોય કે નિત્ય કાળના ભાવિ સભાસદો હોય. ખુદ આત્મપ્રતીતિએ જ્યારે સરપાવ આપ્યો હોય ત્યારે બીજાની સલામી સંતોષ આપી શકે, પણ તે અપરિહાર્ય નથી.

દિલીપ : આપનો અનુભવ મારા કરતાં અનેક ગણો વધારે

છે, એટલે આપની આગળ એ વિશે કશું બોલતાં સંકોચ થાય છે, તો પણ મને શું લાગે છે, કહું ?

કવિ : કહો ને.

દિલીપ : મને એમ લાગે છે કે બધી સર્જન — પ્રેરણાનું એક વર્તુળ હોય છે — circuit. એ વાત સાચી કે સ્રષ્ટા જ્યારે રૂપસર્જન કરે છે, ત્યારે તે પોતાના અંતરના તગાદાને વશ થઈને જ કરે છે, અને એ તગાદાને અનુકૂળ થવાથી જે ફૂલ ખીલે છે તે સ્વયં સાર્થક હોય છે, સ્વયંસિદ્ધ હોય છે, પરંતુ માણસ માણસ વચ્ચે જે એકતાનો અનુભવ હોય છે તેને પણ પામવા ઇચ્છીએ છીએ. માણસ દાન કરે છે તે દાક્ષિણ્યને વશ થઈને જ કરે છે, પણ દાનની ઊલટી બાજુએ ગ્રહણ હોય છે જ, તો પછી આપણે એવું શી રીતે કહેવું કે દાન તો એક એક સ્વયંસંપૂર્ણ આત્મસિદ્ધિના દ્વીપમાં બંધાયેલું છે. પ્રેમની બાબતમાં આ વસ્તુ મેળવી જોવા જેવી છે. આપણે પ્રેમ કરીએ છીએ તે પ્રેમ કર્યા વિના રહેવાતું નથી માટે જ કરીએ છીએ, તેનો પરમ વિકાસ અહેતુક આત્મદાનમાં જ છે — પણ છતાં પ્રેમનો જવાબ મળતાં તે જેવો અપૂર્વ બની જાય છે, મન ભરાઈ જાય છે, તેવું પ્રેમનું કશું પ્રતિદાન જ ન મળે તો થાય ખરું ? શ્રીરાધાએ શ્રીકૃષ્ણ ઉપર પ્રેમ કર્યો હતો તે તો બેશક આત્મસમર્પણના આનંદના આવેગ-થી જ — પરંતુ શ્રીકૃષ્ણે જો જવાબ ન વાળ્યો હોત તો માત્ર કાવ્ય જ ન થાત એમ નહિ, ચિત્ર પણ અસંપૂર્ણ ન રહેત ? ખરું જોતાં આપવું–લેવું માંગવું–મેળવવું એ બંને મળીને જ વર્તુળ પૂરું — circuit complete થાય છે. એટલે જ મને લાગે છે કે સર્જકને જ્યારે કોઈ માનતું નથી ત્યારે તેને આટલું બધું દુઃખ થાય છે. કારણ કે સુષમાનો સૌથી મોટો શત્રુ ક્ષુણ્ણતા છે.

કવિ : હું જવાબની આવશ્યકતાનો અસ્વીકાર કરતો નથી, તેનાથી તૃપ્તિ થાય છે એની પણ કોણ ના પાડી શકે ? પણ મારું

કહેવું એમ છે કે માણસ આપે છે તે આપવાના સહજ આવેગને લીધે જ આપે છે. જુઓ ને, જગતમાં એવું તો ઘણી વાર બન્યું છે કે સર્જક જે સર્જન કરે છે તેનો કોઈ પણ પ્રકારનો સ્વીકાર જ તેને નસીબે મળતો નથી તેના સમકાલીનો પાસેથી. પરંતુ જ્યારે જ્યારે તેના અંતરમાં ઉપલબ્ધિનો પ્રકાશ પ્રગટે છે ત્યારે ત્યારે તે સમજી જાય છે કે તેને જે મળ્યું છે તે સાચું છે. આટલું જાણ્યા પછી તે શું કરવા બીજાની આગળ હાથ લંબાવે, શું કરવા દુઃખી થાય, જો એને ખબર પડે કે પોતે જે જાણ્યું છે તે બીજા માનતા નથી?

ગાયનનો દાખલો આપીને આ વસ્તુ વધારે સ્પષ્ટ કરું છું.

જુઓ, હું જ્યારે ગીત રચું છું ત્યારે જ મને સૌથી વધારે આનંદ મળે છે. મન કહે છે — નિબંધ લખું, ભાષણ કરું, કર્તવ્ય કરું એ બધું જ એની આગળ તુચ્છ છે. મેં એક વાર લખ્યું હતું :

જ્યારે કરું કામ, પ્રભુ દેતા મને માન ;
જ્યારે ગાઉં ગીત, કરે પ્રેમ ભગવાન.

આ શું કરવા કહું છું? એટલા માટે કે ગીત જે પ્રકાશ મનમાં બિછાવી જાય છે, તેમાં એ દિવ્ય અનુભવ રહેલો છે કે જે અપ્રાપ્ય હતું તે જ નવી રીતે પોતાનું કરીને મેળવી શક્યો છું. જીવનમાં હજારો અવાંતર સંઘર્ષણ, મારામારી, ચર્ચાચર્ચી એ બધું એની સરખામણીમાં બાહ્ય છે એ જ્ઞાન — એ જ સાર વસ્તુ છે — કારણ કે એ જ આનંદલોકની વસ્તુ છે, જે લોક જીવલીલાનું આદિ ઝરણું છે. પ્રકાશલીલામાં સંગીત સૌથી સૂક્ષ્મ—ethereal છે. એટલે જ તે પારકાના સ્વીકારની સ્થૂલતાની અપેક્ષા રાખતું નથી. માત્ર એટલું જ નહિ, પોતાના હૃદયની વાણીને તે સૂરથી રંગી દે છે. જે રીતે, દાખલા તરીકે, પ્રેમનાં ગીતો ગાઈએ છીએ ત્યારે કેવળ ગીતનો આનંદ જ મળે છે, એમ નથી — પ્રેમનો અનુભવ પણ મળે છે, અને તે એવી એક નવીન નિશ્ચિતતામાં થઈને કે મન

કહે છે કે જે અલૌકિક છે, જે આલોકવાસી છે, જે પાસે હોવા છતાં પકડાતું નથી, અને દૂર રહ્યું રહ્યું બોલાવે છે તેને હું પામ્યો છું.

પણ એટલા ઉપરથી એવું ન માની બેસશો કે નિત્યકાળના જવાબનો હું અસ્વીકાર કરું છું. બલકે નિત્યકાળને માનું છું એટલે જ વર્તમાન કાળને અતિસ્વીકારનું માન આપતાં ખંચાઉં છું. ખંચાયા વિના રહેવાય જ નહિ, કારણ, દરેક યુગમાં થોડાં નિત્યકાળનાં મન હોય છે જ — જેમને આપણે રસિક કહીએ છીએ — પણ બાકી બધા ? તેમનાં મન કંઈ નિત્યમન નથી હોતાં, તેઓ કંઈ સાચા રસિક નથી હોતા. ભૂતકાળની જવાબ દેવાની જુદી જુદી રીતોનું નિરીક્ષણ કરીએ અને ભાવિ કાળના જવાબની કલ્પના કરીએ ત્યારે એ વસ્તુ સમજાય, ત્યારે તે લોકોને ઓળખી શકાય જેમને માટે આપણે ગીત રચીએ છીએ, કવિતા લખીએ છીએ.

વર્તમાનનાં ઘણાં મન વર્તમાનકાળનાં તોફાન અને વાવાઝોડાંથી ડહોળાઈ રહેલાં હોય છે, હમેશાં પક્ષપાતના વિદ્વેષ ઊભરા અને કંટાળા, ઉત્સાહ અને ક્રોધના ચગડોળમાં ચકરાતાં હોય છે. એટલે જ તેમનો નિર્ણય સાચો નિર્ણય હોઈ શકે જ નહિ, એટલે જ દક્ષિણા માગતી વખતે વિપુલ પૃથ્વીમાં નિરવધિ કાળના સમાનધર્માને હાક મારવી પડે છે. એવાં સહૃદય મન બેશક અવાંતર ન જ ગણાય — તમારી ભાષામાં કહું તો તેમના વિના વર્તુળ પૂરું જ ન થાય. (જરા થંભીને) તે ઉપરાંત, ચિરંતનકાળના સભ્યોના જવાબની કિંમત વધારે આંકવી પડે છે, જ્યારે આપણે જોઈએ છીએ કે સમકાલીન ગ્રહીતાઓમાંના પંદર આની જેટલા તો સાચો જવાબ દઈ જ શકતા નથી. જુઓ, સાહિત્યનો ધંધો એ દષ્ટિએ જોતાં ભારે દુઃખનો ધંધો છે. એવો નાલાયક તો કોઈ છે જ નહિ, જોજો, જે એમ ન માનતો હોય કે સારું કાવ્ય અને ખોટું કાવ્ય પારખવાનો અધિકાર તેના જેટલો કોઈને હોય. સાહિત્યની પરિષદમાં

કોણ જજ નથી કે જુરી નથી? કોણ એમ નથી માનતું કે પોતે જ સાચો છે? બહુ સાધના કર્યા પછી બહુ પ્રયોગો કર્યા પછી, બહુ પરિશ્રમ કર્યા પછી કવિએ જે રૂપ સર્જ્યું હોય તેને વિશે બે શબ્દોમાં એ લોકો અભિપ્રાય આપી દે છે. રવિ ઠાકુર સોનાર તરી જેવી કવિતા પછી નહિ લખી શકયા, આજકાલ શું બધું ધૂળ જેવું લખે છે — એવા બધા એ અભિપ્રાયો હોય છે. તો પણ એટલા માટે સર્જકને ઝાઝું દુઃખ નથી થતું, પણ દુઃખ તો થાય છે ગ્રહીતાનો વિચાર કરીને.

દિલીપ : વાત —

કવિ : સાંભળો, કહું છું એક દૃષ્ટાંત આપીને.

યુરોપમાં યુવાનીની શરૂઆતમાં જ્યારે હું એ લોકોનું સંગીત સાંભળવા ગયો હતો ત્યારે તે મને ગમ્યું નહોતું. પણ હું જોતો કે હારબંધ એકની પૂંઠે એક એ લોકો ટિકિટ ખરીદવાને માટે કલાકના કલાક ઊભા રહેતા હતા. સારા જલસાઘરમાં સારું સંગીત સાંભળીને એ લોકો કેવા ઉત્સાહમાં આવી જાય છે, કેવા આનંદમાં આવી જાય છે, એ તમે પણ નજરે જોયું છે. શરૂઆતમાં મને એમનું સંગીત સમજાતું નહિ. પણ તે કારણે મેં કદી એમ નથી કહ્યું કે એ લોકોનું સંગીત નકામું છે! હું તો કહેતો : એ લોકોના સંગીતનાં ઈડિયમ શીખ્યો નથી, જાણતો નથી એટલે મને એનું રહસ્ય સમજાતું નથી. એટલે કે એ લોકોના સંગીતથી શરૂઆતમાં આનંદ ન મળ્યો તો પણ હું એવાં અશ્રદ્ધાનાં વચનો કદી બોલ્યો નથી કે એ લોકો આનંદ પામે છે, એ ખોટું છે.

અહીં જ શ્રદ્ધાનો પ્રશ્ન આવે છે — તમે જેને જવાબનું વર્તુળ કહો છો તે આ શ્રદ્ધા હોય તો જ પૂરું થાય છે. પરંતુ આવે વખતે જવાબ ન મળે એ સર્જકનું જેટલું કમનસીબ છે, તેના કરતાં દસગણું કમનસીબ જેઓ જવાબ દઈ શકતા નથી તેમનું છે. તેમનો વિચાર

કરતાં સાચે જ દુઃખ થાય છે. કારણ, સર્જક જ્યારે સાચું સર્જન કર્યું હોય ત્યારે બધા ગ્રહીતાઓ મોં ફેરવી લે તોયે તેનો આનંદ કંઈ મરવાનો નથી — તેને તો સર્જનનો પ્રકાશ, આકાશ, વાયુ, આનંદ મળી ચૂક્યો, પરંતુ જે દુર્ભાગી એ પ્રકાશને, એ હવાને, એ આનંદને જવાબ ન દઈ શક્યો, એમાંનું કશું જ મેળવી ન શક્યો, તેના કરતાં શોચનીય દશા બીજા કોની હોય, કહો ?

( શાંતિ )

કવિ : એટલા માટે જ હું કહું છું કે આપણા દેશની સ્ત્રીઓનો હું ઋણી છું. તેઓ લે છે, લઈ શકે છે, એનું પહેલું કારણ એ છે કે તેઓમાં સ્નેહનો આદર સ્વાભાવિક રીતે જ જન્મે છે. બીજું કારણ એ છે કે તેઓમાં પુરુષોના જેવો હરીફાઈનો ભાવ નથી. દિલીપ, કશું મનમાં લાવશો નહિ, એ દૃષ્ટિએ જોઈએ તો તમારા કરતાં સ્ત્રીઓ અમને વધારે ઉત્તેજન આપે છે. કારણ, મોટા ભાગના પુરુષો જ બીજા પુરુષોની સફળતાની કિંમત આંકતી વખતે મનમાં મનમાં એક પ્રકારની વિમુખતા અનુભવે છે. મને ખબર નથી તમને આવો અનુભવ થયો છે કે નહિ.

દિલીપ : થયો છે. અને માત્ર મને જ નહિ, પણ બીજા પણ અનેકને થયો છે. ક્યાંક મેં એક વાર વાંચ્યું હતું :

Poets are sultans if they had their will
For every author would his brother kill.

[ કવિઓ તો સુલતાન છે. જો તેમનું ચાલે તો દરેક લેખક પોતાના બંધુને મરાવી નાખે. ]

કવિ : ( સહેજ હસ્યા )

દિલીપ : હસવાની વાત નથી, આપની વાત સાંભળીને મને પોતાના એક અનુભવની વાત યાદ આવી. સાંભળો તો — કારણ એ વ્યક્તિગત હોવા છતાં મને લાગે છે કે સામાન્ય રીતે પણ સાચી

વસ્તુ છે. કંઈ નહિ તોયે એમાં આપની વાતનું પૂરું સમર્થન પણ મળે છે.

આપ કદાચ જાણતા હશો કે કેસરબાઈએ પહેલે દિવસે પરિષદમાં ‘ દ્રૌપદી પુકારી ’ કરીને એક ભજન ગાયું હતું. મેં છાપામાં લખ્યું હતું કે કેસરબાઈના જેવા અપૂર્વ ખ્યાલ સાંભળવાનું સૌભાગ્ય જીવનમાં ભાગ્યે જ મળે છે, એ ખરું, પણ ભજન કે કાવ્ય સંગીત તેમનો સ્વધર્મ નથી, કારણ, તેમના ગાયનમાં શબ્દોનો કાવ્યરસ અથવા ભજનનો ભક્તિરસ સૂરના ઐશ્વર્ય સાથે ભળી જતો નથી.

આ પછી હું બાઈ સાહેબને મળવા ગયો હતો તેમની હોટલમાં. મેં જોયું કે બાઈ સાહેબ જરા મારા ઉપર અપ્રસન્ન હતાં. બોલ્યાં, મને ભજન ગાતાં આવડતું નથી એવું છાપામાં શું કરવા લખ્યું ? લોકો શું ધારશે — વગેરે. એ વાત લાંબી છે.

ગમે તેમ હો, ત્યાર પછી તેમણે મને અનેક ભજનો સંભળાવ્યાં. આખરે આગ્રહને વશ થઈ મેં રાહાનાનું એક ભજન ગાયું. જેનું બંગાળી ગ્રામોફોનની કૃપાથી પ્રસિદ્ધિ પામ્યું છે :

સો વૃન્દાવનકી મંગલલીલા
યાદ આવે, યાદ આવે,
કૃષ્ણ કનૈયા છેલ છબીલા
યાદ આવે, યાદ આવે. વગેરે.

કહીશ તો આપ કદાચ માનશો નહિ — સાંભળતાં સાંભળતાં બાઈ સાહેબની આંખોમાં ઝળઝળિયાં આવી ગયાં — ગાયન પૂરું થતાં છલકાતી આંખે મને નમસ્કાર કરીને બોલ્યાં :

“ ઐસા ભજન મેં કૈસે ગાઉંગી બતાઈયે. ” કહેવાની જરૂર નથી કે એ સહૃદયી બાઈ સાથે જોતજોતામાં ખૂબ સ્નેહ થઈ ગયો.

પણ જુઓ, પહેલાં વિમુખ હોવા છતાં મારું ગાયન સાંભળતાં

વેંત તેઓ પ્રસન્ન થયાં. પુરુષ ઉસ્તાદ હોત તો આવું કદી ન બનત — હું શરત મારીને કહી શકું છું. તેમણે કદી મારા સંગીતને સારું કહ્યું નથી, કહેવાના નથી, કહી શકે એમ નથી. તેમના મત પ્રમાણે મારું સંગીત નકામું છે. પણ કેસરબાઈ, વિશુદ્ધ ઉસ્તાદીમાં પણ જેઓ કોઈ પણ પુરુષ ઉસ્તાદથી કમ નથી — અને સંગીતની કલા કારીગરીમાં પણ અત્યારે જેમને અજોડ કહીએ તો અતિશયોક્તિ ન ગણાય — તેઓ સુધ્ધાં મારું ગાયન સાંભળ્યું ન સાંભળ્યું ત્યાં તો મારી સાથે સમભાવના એક સ્વાભાવિક સૂરમાં આવીને મળ્યાં, કારણ, એ મેળ જો ન હોત તો મારી શી તાકાત હતી કે તેમના મનને હું પલાળું ? સાચું કહેવામાં વાંધો શો ? બહારથી જ્યારે તેઓ અપ્રસન્ન હતાં ત્યારે પણ અંતરમાં મારા પ્રત્યે વિમુખ નહોતાં એ અનુભવ તે દિવસ મારી આગળ વિચિત્ર ભાવે પ્રત્યક્ષ થયો.

સંગીતની મિજલસમાં સ્ત્રીઓ પાસેથી આ અહિષ્ણુ શ્રદ્ધા— આ 'ગૃહ્ણામિ' નો ભાવ મેં તેમની સહાનુભૂતિના સ્નેહના પ્રત્યક્ષ સ્પંદન દ્વારા અનુભવ્યો છે. એટલે તેમનો આવિર્ભાવ થતાં મારું સંગીત સારું થાય છે — અને તેમની ગેરહાજરી હોય ત્યારે કેવળ દાઢીમૂછની ભવ્ય સભામાં મારું સંગીત ચગતું નથી — એ હું ઘણી વાર ઠોકર ખાઈને શીખ્યો છું. કણાને પણ ખબર છે.

કણા (સલજ્જ) શુંનું શું બોલો છો !

કવિ (તરત જ) સાચું જ બોલે છે. ના ના દિલીપ, બોલો— એમની વાત બોલો — વારેવારે બોલો — એઓ સલજ્જ વિરોધ કરવાનો ઢોંગ કરે તો પણ સૂર કાઢીને બોલો — હું પણ સાથે સાથે ગાવા લાગીશ — ગભરાશો નહિ — કે " તુજ વિણ ક્યાં મુજ શક્તિ ? " ખાસ કરીને બંગાળી સ્ત્રીને.

દિલીપ : (હસીને) એ જ છે ને —

કવિ : હું પણ કહીશ — એ જ છે ને. એ બાબતમાં હું કેમે

કદી તમારી સાથે એકમત થઈ શકવાનો નથી. વિલાયતની સ્ત્રીનું તમને બધું જ સારું લાગે છે — એટલું જ નહિ શરીરનો રંગ સુધ્ધાં ! ધિક્ ! એ તો મૃત્યુનો રંગ છે એ તમે ક્યારે સમજશો ?"

કણા : આપને નથી ગમતી અમલ ધવલતા ?

કવિ : શદ્ધ હોય તો હા, પણ સ્ત્રીઓના રંગમાં નહિ. મને તો શ્યામળી સ્ત્રી ગમે — સફેદ ઉપર છાયા પડે ત્યારે મારું મન છુટકારાનો દમ ખેંચે.

દિલીપ ( કણાને ) : માફ કરજે કણા, બે સ્પષ્ટ શબ્દો કહું છું કવિની વિરુદ્ધમાં.

જુઓ, શ્યામલિનીઓમાં એવું એક પ્રકારનું સૌંદર્ય છે જે બીજે મળવું મુશ્કેલ છે, એવું મને પણ લાગે છે; જો કે મને વિદેશિનીઓ પણ ગમે છે, એ હું કબૂલ કરું છું. પણ તનુશ્રીની વાત મુલતવી રાખી એક વાત હું જરૂર કહીશ કે તે દેશની સ્ત્રીઓમાં એવી એક પ્રકારની તેજસ્વિતા એવી એક પ્રકારની મનની મોટાઈ જોવામાં આવે છે કે જે આ દેશની સ્ત્રીઓમાં ઝાઝી જોવામાં આવતી નથી.

કવિ (ગંભીરપણે) : કણાએ ચિડાવું જોઈએ. પણ સ્ત્રીઓના સ્તુતિપાઠક તરીકે મારું બદનામ થયેલું હોવા છતાં હું સ્પષ્ટવક્તા થઈ શકું છું હં. કંઈ નહિ તોયે તમારી આ તુલનામાં સંમત થઈને મારા કલંકને થોડું તો દૂર કરું. તે દેશની સ્ત્રીઓમાં એક પ્રકારની તેજસ્વિતા છે જ વળી. હું હમેશાં કહું છું કે તેમના સ્નેહ — પ્રેમમાં પણ એક પ્રકારનું વ્યક્તિત્વ character હોય છે — ના ના કણા, ચિડાશો નહિ. સાંભળો, પણ પૂરું કરું છું.

પણ શું છે તે ખબર છે દિલીપ ! હું એમ કહું છું કે સ્ત્રીઓનું સ્ત્રીજનોચિત સૌંદર્ય જ સારું. આટલો બધો વિસ્તાર શા કામનો ? એઓ વધારે ઉદાર બનશે તો પછી આપણે એમને પહોંચીશું શી

રીતે? અરે, હું તો કૃતજ્ઞતાપૂર્વક કહું છું કે મને કેન્દ્ર કરીને જ એમના પ્રેમનો આદરનો અત્યાચારનો વિકાસ થાઓ — તેમાં ક્યાં સૌંદર્યની કમી આવવાની હતી? વિશેષ કરીને જો તે વહાલ પીરસનાર પરમસુંદરીઓ હોય તો? ના, ખાવું જ પડશે — એ નહિ સાંભળું — શરીરનું જતન આપે કરવું જ પડશે — ક્યાં જશો? છોડીશ તો ને!

[ ત્રણેનું હાસ્ય ]

૧૦–૬–૧૯૩૮

કવિ: રેકર્ડો મેં સાંભળી. ગાયનની સ્થાપત્ય વિષયક Architectural બાજુ તરફ તમારું ધ્યાન વિશેષ હોય એમ લાગે છે — પણ હું એવા ગાયન સિવાય પણ બીજા એક પ્રકારના ગાયનનો પક્ષપાતી છું, જે intensely lyrical – નિબિડભાવે ઊર્મિલ હોય.

દિલીપ: મને પણ ગમે છે, પણ ગ્રામોફોનમાં હાસિ (ઉમા) એ જે ગીત ગાયું છે તે કદાચ જરા કઠણ હશે — પણ હમણાં હું એને કઠણ ગીતો જ શીખવું છું — આવો કંઠ કંઈ મને વારેવારે મળવાનો પણ નથી.

કવિ: એ વાત ખરી, હું આ બધું શીખવવાની વિરુદ્ધ કશું કહેતો નથી — હું માત્ર એટલું જ કહું છું કે હાસિના જેવો કંઠ મળે તો લિરિકલ ગીત શીખવીને પણ ખૂબ આનંદ પીરસી શકાય. (એકદમ) પણ સારા કંઠ કેટલા ઓછા મળે છે, નહિ?

દિલીપ: ખરું, ખાસ કરીને જે કંઠમાં લાગણી વ્યક્ત થાય તે કંઠ તો કેટલા વિરલ હોય છે! કંઈ નહિ તોયે આપણા દેશમાં. એ લોકોના દેશમાં મળે છે.

કવિ: સાચી વાત. આપણા દેશમાં કેટલો શોધું છું સહૃદય કંઠ — પણ મળતો નથી. પણ એ લોકોના દેશમાં જુઓ, કેટલા બધા મળે છે. મને યાદ છે કે જર્મનીના ડાર્મસ્ટાડ શહેરમાં એક

વાર એક કળાપ્રદર્શનમાં લોકોએ ખેડૂત અને ખેડૂત સ્ત્રીઓ પાસે સમૂહગીત ગવડાવી મારું સ્વાગત કર્યું હતું. પહેલેથી ગીતની કશી જ તૈયારી કરી રાખી નહોતી. એ સ્વાગતથી હું એટલો બધો આનંદ પામ્યો હતો તેનું એક કારણ એ કે તેમણે ગાયું હતું પણ ખૂબ સુંદર રીતે.

દિલીપ: સંગીતનું વધારે પરિશીલન થાય તો આપણા દેશમાં પણ સારા કંઠ મળે એ ચોક્કસ. તો પણ આ વિષે મને એક વસ્તુ લાગે છે: આપણા દેશમાં કંઠમાધુર્યને આપણે ઘટતું મહત્ત્વ આપ્યું નથી એટલે જ કદાચ આપણી ભૂમિમાં કંઠકૌશલનો પાક ઊતરતો નથી વધારે — આપણે ભૂલી જઈએ છીએ કે કંઠ-માધુર્યનું પણ મહત્ત્વ છે. પણ ધીમે ધીમે આપણે પણ કંઠમાધુર્યને માન આપતાં શીખીએ છીએ; જ્ઞાનેન્દ્રમોહન, રેણુકા, સાહાના, હાસિ, યૂથિકા એ બધાંના કંઠ લોકોને આટલા બધા ગમે છે, એથી હું ખુશ થાઉં છું. એ ઉપરથી મને લાગે છે કે લોકો એને વધાવતા થતા જાય છે. થયું છે એવું કે આ બધા ઉસ્તાદોનો પ્રભાવ હજી કાયમ છે; જો કે એ પ્રતિષ્ઠાનો હવે કૃષ્ણપક્ષ છે — અમાવાસ્યા આવી જાણો. ત્યાર પછી સંગીતની રસદાનની શક્તિ અને પ્રતિભાને જ કંઠમાધુર્યનો સહજ સહકાર મળતાં લોકો વધારે માન આપશે.

કવિ (ખુશ થઈને): તમારી વાત તદ્દન સાચી છે. મને આ વિશે એક ઉપમા ઘણી વાર સૂઝે છે. એવા કેટલાક રસોઇયાઓ હોય છે જેઓ રાંધવાની નિપુણતા, માલમશાલો ભેળવવાનું કૌશલ, જુદા જુદા વિરોધી ગુણોનાં વ્યંજનોનું સામંજસ્ય, એને જ મહત્ત્વનું ગણે છે. તે લોકો રાંધી રાંધીને પાકા દ્રૌપદી બની ગયા હોય છે, પણ ભૂલી જાય છે કે રાંધવાની નિપુણતા સારી વસ્તુ છે છતાં તેના કરતાં પણ સારી વસ્તુ તો આહારના સુસ્વાદનો મહિમા, આનંદ આપવાની શક્તિ છે. આપણા દેશમાં કહેવાતા ઉસ્તાદોનું

રાગરાગિણીઓનું સૂક્ષ્મ વિશ્લેષણ જોઈસાંભળીને મને હમેશાં એમ જ થાય છે કે એ લોકો ઉસ્તાદ રાંધનારા છે, પણ રસિક ખાનારા નથી. આપણે ત્યાં એ વસ્તુ નમ્રતાપૂર્વક સ્વીકારવાનો સમય આવી લાગ્યો છે કે જે માણસ સારાં ગીત, સારા સૂર પીરસે છે તેનું સારાપણું એ જ મહત્ત્વની વસ્તુ છે, તે તેને શા ઉપાયે સાધે છે તે તેની પોતાની વાત છે—જેઓને આનંદ મળે છે તેઓને માટે એ બાહ્ય છે.

દિલીપ (ઉત્સાહપૂર્વક): કેટલી ચમત્કારક રીતે આપે એ વસ્તુ કહી. મેં બરાબર એ જ વસ્તુ પેલે દહાડે કેસરબાઈના સંગીત વિશે લખી હતી કે તેઓ ગાંધારી રાગનું ગાંધારીત્વ સંપૂર્ણ પ્રકટ કરી શક્યાં કે નહિ તેના સંગીતના સાચા રસ વિચારમાં એ વસ્તુ અવાન્તર છે—બિલકુલ અવાંતર છે. આ વસ્તુ સાંભળીને માત્ર ઉસ્તાદો જ નહિ પણ શિક્ષિત સંગીતરસજ્ઞો પણ મારું માથું ભાંગવા દોડી આવશે. પણ મરતી વખતે પણ છેલ્લા શ્વાસ સાથે પણ હું કહીશ તમને કંસોને મારનાર તો મોટાં થવાનાં જ છે. એ મારનાર અને મારનારીનું નામ સૂરદરદી કોકિલકંઠ અને કોકિલકંઠી છે.

મારે માત્ર એક વસ્તુ પૂછવી છે, આપનો મત સ્પષ્ટપણે કહેશો?

કવિ : બેધડક.

દિલીપ: મને ઘણી વાર એમ લાગે છે કે જો સંગીત શીખવવું હોય તો આપણા દેશની કોકિલકંઠીઓને શીખવવું એ મિથ્યા પ્રયત્ન છે. કારણ કે તેમને સંગીત ઉપર પ્રેમ નથી. કળા ઉપર તેમને 'પ્રીતિ' હશે પણ 'પ્રેમ' નથી. સાદી ભાષામાં કહીએ તો કળાપ્રેમ એ પુરુષોનો જ મોનોપોલી છે, સ્ત્રીઓનો નહિ. અહીં હું પ્રેમનો અર્થ એવો કરું છું કે જેના ઉપર પ્રેમ હોય તેને માટે કષ્ટ સહન કરવાની વૃત્તિ. માત્ર સંગીત ગમતું હોય તેને સંગીતપ્રેમ ન કહી શકાય.

કવિ : તમારી સાથે હું એકમત છું. થયું છે એવું કે સ્ત્રીઓ—

કંઈ નહિ તોયે આપણા દેશની સ્ત્રીઓ — ગમે તેટલું સંગીત ગાય, કવિતા લખે, નાચ શીખે તો પણ લગ્ન થતાં જ તેઓ કેવળ એક ઘરકામને ચરણે આત્મસમર્પણ કરે છે. મોઢેથી તેઓ ગમે તેટલી બડાઈ હાંકે તોયે તેમનું મન માત્ર એક ઘરનેજ માનતું હોય છે. ભવિષ્યમાં કદાચ તેમનામાં એવી હિંમત આવશે કે જેને જોરે તેઓ બેધડક કહી શકશે કે ઘરકામ કરતાં નાચગાન કવિતાનું મહત્ત્વ વધારે છે — પણ હજી તે દિવસ ખૂબ દૂર છે. પણ એમની દૃષ્ટિએ પણ વિચાર કરવો જોઈએ. કુદરતે એમને જકડબંધ બાંધેલાં છે, એટલે એઓ ઘરસંસાર, છોકરાં છૈયાં, એ બધામાં બંધાયા વિના રહી જ ન શકે. એટલે કેટલીક વાર મને પણ તમારી માફક લાગે છે કે સ્ત્રીઓને નાચગાન શીખવવું એ વૃથા પ્રયત્ન છે. છતાં હું આશા રાખું છું કે ભવિષ્યમાં સ્ત્રીઓમાં પણ એવું ચેતન આવશે કે માણસ વિધાતાની પાસેથી જે પામે છે તેના કરતાં વધારે આપવાની જ્યાં સુધી તેની ઇચ્છા ન થાય, જ્યાં સુધી તે સમજે નહિ કે ભગવાનના પણ ઋણી ન રહેવું જોઈએ, બલ્કે તે ઋણ બ્યાજ શુદ્ધાં ચૂકવી દેવું એનું નામ જ મનુષ્યત્વ, ત્યાં સુધી તેઓ સ્ત્રીઓ જ રહેશે, માણસ નહિ બને.

દિલીપ ( હર્ષ અને વિષાદ પૂર્વક ) : સાચી વાત. આપણા દેશની સ્ત્રીઓ હજી સમજતી નથી કે ભગવાનની પાસે તેમને જે મળે છે તેનું ગૌરવ સાચવતાં તેમને લગારે આવડતું નથી. આપે 'બલાકા'માં ભગવાનને કહ્યું છે કે છવલીલામાં

અન્ય સૌને તું દેતો
માત્ર હુંથી જ લેતો !*

છતાં ભવિષ્યમાં એ ચેતન આપણી સ્ત્રીઓમાં પણ આવશે કે ભગવાન તેમની પાસે પણ કલાસર્જન માગે છે. કંઈ નહિ તોયે

* આખા કાવ્ય માટે જુઓ 'ગીતાંજલિ અને બીજાં કાવ્યો' પૃ. ૧૪૩.

એવી આશા મને તો છે. પણ દુઃખ સહિત મારે કહેવું પડે છે કે હજી સુધી આપણા દેશની સ્ત્રીઓ નાચગાન શીખે છે, કવિતા લખે છે તે મુખ્યત્વે કરીને એટલા માટે કે નાચગાન ગાતાં આવડે, કવિતા લખતાં આવડે તો તેમની વૈવાહિક કિંમત વધે છે.

કવિ : ચૂપ, ચૂપ, પેલા ઓરડામાં ઘરનાં પ્રૌઢો બેઠાં છે. આટલું બધું સત્ય સમાજમાં બોલાય કે?

( હાસ્યતરંગ )

દિલીપ : આપને ખબર છે, આપની ઘણી વાત મને ગમે છે એટલે ઘણા લોકો કહે છે કે મારામાં આપને વિશે એક પ્રકારની દુર્બલતા રહેલી છે. એક જણે પેલે દહાડે કહ્યું, — કાલિમ્પોંગમાં કવિ પાસે એવું શું મળવાનું છે કે તેમની પાસે જાઓ છો?

કવિ ( કરુણ હાસ્ય )

દિલીપ : પણ મને તો એ લોકો ઉપર કરુણ હાસ્ય વર્ષાવવાનું મન થાય છે. આપનું પેલું વચન મને ખૂબ ગમી ગયું છે કે આપણે મોટા માણસ પાસે મોટી વસ્તુ માગતા નથી — એટલે મળતી નથી. અને છતાં ન મળે ત્યારે કહીએ છીએ કે શું મળવાનું છે? શ્રી અરવિંદે ૧૯૨૪માં મને એક વાત કહી હતી તે મને યાદ આવે છે: આપવાની જવાબદારી કેવળ આપનારની જ નથી દિલીપ, ગ્રહીતા પોતાનું મન ખોલીને ના ધારણ કરે તો તે દાતાનું દાક્ષિણ્ય પણ સમજતો નથી અને વિધાતાનું દાન પણ પામતો નથી.

કવિ : ખૂબ સાચું છે. એટલે જ હું વારંવાર કહું છું કે આ દેશમાં આ વ્યાપક ક્ષુદ્રતાના પાછળ ખેંચનારા બળનો સામનો કરી કરીને મોટા થવું પડે છે. યુરોપમાં એવું નથી. એ લોકોને લેતાં આવડે છે. તમારી અંદર જો મહાન વસ્તુ હોય તો એ લોકોના દેશમાં તેના માગનારાઓ મળી રહે છે. આપણા દેશમાં શા માટે બોલાવે છે? સર્ટિફિકેટ આપવા, છોકરાંનાં નામ પાડવા, સભામાં

પ્રમુખ થવા. સમાજ મોટો ક્યારે થાય? જ્યારે આપણામાં રહેલી મોટી વસ્તુઓને અનુકૂળતા મળે, પાંચ જણના સમભાવથી, પ્રીતિથી, સ્નેહથી.

દિલીપ: હું પણ આપને એ જ વસ્તુ કહેવા માગતો હતો. કાલે હું એમ કહેવા માગતો હતો — જો કે કદાચ ગોઠવીને કહી નહિ શક્યો હોઉં — કે પ્રેમથી પ્રેમ જ જાગે છે, જાગવું એ પ્રેમ-મયને અભિપ્રેત હોય છે, પ્રાણથી પ્રાણ જાગે છે — જાગવું એ મનોમયને અભિપ્રેત છે. આપ કહો છો કે સર્જક કલાકારને આંતર આનંદ-પ્રેરણામાં જ બહારના ઔદાસીન્ય અને અસ્વીકારથી પડતી ખોટનો બદલો મળી રહે છે. એ હું માનું છું. પણ બહાર અસ્વીકાર થાય જ શા માટે? થાય એ સ્વાભાવિક છે? આ સુંદર જગતમાં એવું અસુંદર ન બનવા જેવું બને જ શા માટે? એ વાત સાચી છે કે પ્રાણવાન મનુષ્ય દુઃખને પણ અમૃતનું પગથિયું બનાવી લે છે, તો પણ દુઃખને અમૃત કહીએ તો તે ખોટું ન કહેવાય? મહાન વસ્તુનું સર્જન કરીએ તો તેનો જવાબ પણ મહાન હોવો જોઈએ, માણસની એ ઉચ્ચાશાના મૂળમાં હાર્મનીની — સુષમાની — ભૂખ રહેલી છે. એટલે જ્યારે આપણે જોઈએ છીએ કે કોઈ એક કાળે મહાન સંગીતને, મહાન કવિતાને કોઈએ જવાબ દીધો નહિ, ત્યારે મનમાં સમજવું કે ગ્રહીતાઓના મનની દશાની ચિકિત્સા કરાવવાની જરૂર છે — તે કોઈ ને કોઈ કારણે વ્યાધિગ્રસ્ત થયેલું છે. કારણ કે મહાન સર્જક પોતાના સર્જનની હવાથી મનના ઉપવનમાં ફૂલો ખીલવે એ જ સ્વાભાવિક છે. જે મનની ભૂમિમાં ફૂલ ન ફૂટે તેને આપણે દુર્ભાગી ભૂમિ ન કહેવી? મહાન દ્રષ્ટા પોતાની દૃષ્ટિભંગી દ્વારા ગંભીર દૃષ્ટિ ઉઘાડે છે — “चक्षुरुन्मीलितं येन तस्मै श्रीगुरवे नमः”— આંખ ઉઘાડે છે માટે જ તો ભોમિયાનું નામ ગુરુ પડ્યું છે. આપની વર્ષાની કવિતાથી વર્ષાના સૌંદર્ય વિશે કેટલાય આંધળાઓની આંખ ખૂલી છે. ચંડીદાસનાં પ્રેમનાં ગીતોએ કેટલાય પ્રેમીઓના મનમાં

પ્રેમના આત્મત્યાગ સંબંધે ચેતના જગાડી છે. મોટા કીર્તનકારના કીર્તનથી કેટલાય ભક્તોનાં હૃદય સમજ્યાં છે કે સૂર અને શબ્દની રાસલીલાથી આનંદના ચિત્રલોકમાં ભક્તિ કેવી રીતે આશ્રય પામે છે, રંગમાં આવે છે. આનાતોલ ફ્રાંસે એટલે જ પોતાના અજોડ Sardin d Epicure માં કહ્યું છે કે કવિ જન્મે છે એટલે જ આપણે જોતાં શીખીએ છીએ, પ્રેમ કરતાં શીખીએ છીએ. આજ કાલ કોણ નથી માનતું ઑસ્કાર વાઇલ્ડનું વચન કે કેવળ કળા જ પ્રકૃતિનું અનુકરણ કરે છે એમ નથી, પ્રકૃતિ પણ હંમેશા કળાના રંગથી રંગાયા કરે છે. આપ કાલે જ નહોતા કહેતા કે આપે પ્રેમની સૂક્ષ્મ દૃષ્ટિથી નિબિડ દૃષ્ટિથી વિધાતાની આ વિશ્વલીલાને નિહાળી એ વિધાતા સમજ્યા નહિ, એ દુઃખ આપનું મટવાનું નથી? વાત કેટલી સાચી છે! કેટલીય વાર ખરી પડેલાં પાંદડાના શબ્દથી કે દૃશ્યથી અમારા મનમાં આપની ખરેલાં પાંદડાંના શબ્દ વિશેની કેટકેટલી કવિતાઓ યાદ આવી છે. તાજમહાલ જોઈને તમારી તાજ-મહાલ–વંદના * સંભારીને કેટલો વધારે આનંદ અમો પામ્યા છીએ. જીવનમાં ગભીર સૂરે ગભીર વાત સાંભળશું તો તે કવિની જ પાસે. એટલે જ્યારે આપણે જોઈએ કે આવાં દાનનો મર્મ પણ માણસ સમજતા નથી, ત્યારે મનમાં લાગે નહિ?

કવિ : તમે સાચું કહ્યું. હું પણ એ વાત જ કહું છું. એનું જ નામ શ્રદ્ધા. તમે ગીતાની વાત કહેતા હતા કે–'तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया। उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनः तत्त्वदर्शिनः — એટલે કે તત્ત્વદર્શી જ્ઞાનીઓની પાસે જ્ઞાન લેવું તેમને પ્રણામ કરીને, પ્રશ્ન પૂછીને, તેમની સેવા કરીને. એ વાત રસબોધની બાબતમાં તો વધારે લાગુ પડે છે! રસબોધને પણ શ્રદ્ધાપૂર્વક સ્વીકારીને વરણ કરવાનો હોય છે. વિજ્ઞાનમાં અશ્રદ્ધા નહિ તો અવિશ્વાસથી આગળ જઈ શકાય. કારણ કે ત્યાં મન અસ્વીકારના ભાલા વડે ઘા મારી

* એ કવિતા માટે જુઓ 'ગીતાંજલી અને બીજાં કાવ્યો' પૃ ૧૩૬.

મારીને જ સત્યની પરીક્ષા કરે છે. એ ગોદાગોદી વૈજ્ઞાનિક સત્યવહ્નિને બુઝાવતી નથી, પ્રજ્વલિત કરે છે. પણ રસની સભામાં, કળાના ક્ષેત્રમાં, સાહિત્યના ક્ષેત્રમાં એ વાત લાગુ પડતી નથી. તેનો માર્ગ પ્રેમનો શ્રદ્ધાનો છે. એ પથના પથિકને એથી જ પ્રણામ કરવા જ પડશે, જિજ્ઞાસુ થવું જ પડશે, નહિ તો કોઈ પણ સર્જનને જવાબ દેવો તેને માટે સંભવિત થશે નહિ. મહાન લલિત સર્જનને માણસ ઘણી વાર જવાબ નથી દઈ શકતા તે એટલા માટે જ — પોતાના મનની ભૂમિમાં આ સહજ સરલ શ્રદ્ધાની ખેતી તેમણે કદી કરી નથી હોતી એટલે જ તેમના પ્રાણના બાગમાં મહાન કવિના કાવ્ય-વસંતથી, મહાન ગાયકના સંગીત–મલયથી રંગીન ફૂલ ફૂટતાં નથી.

યુરોપમાં જોશો તો આ શ્રદ્ધા માણસોના મનના આકાશમાં અને વાયુમાં વ્યાપેલી માલમ પડશે. તેઓ અનેકગણા વધારે પ્રાણના આવેગથી સહજ કુતૂહલથી સાંભળવા માગે છે, જાણવા માગે છે. આને લીધે એઓ કદાચ ભૂલ કરતા હશે, પણ તેયે પ્રાણશક્તિની ભૂલ છે — ઠોકર ખાઈને કદાચ પડે તો પણ આગળ જ પડે છે — ખોટે માર્ગે પડતા નથી. કારણ, જ્યારે માણસમાં આ પ્રાણની સંપત્તિ હોય છે ત્યારે તે સહજ રીતે જ આપે છે — પ્રાણના સરળ દાક્ષિણ્યથી,હૃદયના સહજ ઔદાર્યથી તે પોતાની પ્રીતિ લૂંટાવે છે. એ અતિવેગમાં સ્રોત હોય છે એટલે જ એમાં ગ્લાનિ જમા થવા પામતી નથી.

પણ આપણા દેશમાં જીવનશક્તિનો પ્રવાહ ખૂબ ક્ષીણ છે. એટલે મહાનનો સ્વીકાર કરવામાં આટઆટલી મુસ્કેલી નડે છે. જેઓને વધારે મળે છે તેઓ આપતી વખતે પણ કંજૂસાઈ બતાવતા નથી. તેઓ એક બાજુએ કૃતાર્થ થયા હોય છે, એટલે. તેઓને ક્ષોભ હોતો નથી. એટલે તમે યુરોપમાં જોશો તો જણાશે કે જેઓ મોટા હોય છે તેમની ચારે કોરની આબોહવા મહત્ત્વને અનુકૂળ થઈ શકી છે.

એટલે બુદ્ધિના ક્ષેત્રમાં, મનના ક્ષેત્રમાં એઓ કેટલા મોટા છે—કેટલા સ્વાભાવિક રીતે મોટા છે—વિચારી જો જો જરા, કોઈ કોઈ વાર જ્યારે એમનું આ મહત્ત્વ જોઉં છું ત્યારે મને થાય છે કે બુદ્ધિક્ષેત્રને એ પગથિયે આપણે કદી પહોંચવાના જ નથી કે શું?

દિલીપ: આપણા દેશમાં લોકોમાં અદેખાઈ વધારે છે એ હું કબૂલ કરું છું. એના મૂળમાં તામસિકતા રહેલી છે—જીવનશક્તિ ક્ષીણ થઈ જાય ત્યારે માણસ તામસિક જ થાય ને. પ્રવાહ ક્ષીણ થાય તો લીલ નહિ બાઝે તો શું થાય, કહો?

હું એ પણ કબૂલ કરું છું કે એ દેશની પ્રાણશક્તિની પ્રબળતા આશ્ચર્યજનક છે. દુ:ખની વાત એટલી કે પ્રાણના ઐશ્વર્યથી એ લોકો પ્રમત્ત બની ગયા છે એટલે સાચે માર્ગે ચાલવું એમને માટે દિવસે દિવસે મુશ્કેલ બનતું જાય છે. પણ તેમ છતાંયે એટલું તો કબૂલ કરવું જ જોઈએ કે મુક્તિ નિષ્પ્રાણતાને માર્ગે મળતી નથી, મુક્તિ તો શુદ્ધ પ્રાણશક્તિના વેગને માર્ગે જ મળે છે.

હમણાં મને વારંવાર આ વિચાર આવે છે. આપણા દેશમાં મનનું કે બુદ્ધિનું ઐશ્વર્ય કંઈ ઓછું છે એ વાત મને સાચી લાગતી નથી. પણ કેવળ એટલું કહ્યેયે મારો વિરોધ ઝાઝો પ્રબળ નહિ થાય. આપણામાં—એટલે કે આપણા શ્રેષ્ઠ મનીષીઓમાં પ્રકાશ બુદ્ધિ કરતાં કોઈ ઊર્ધ્વતર લોકમાંથી ઊતરે છે, અને તેનું મૂળ અનાસક્તિ છે. એ અનાસક્તિ જ દિવ્યદૃષ્ટિ આપે છે. આ વસ્તુ જોરપૂર્વક કહેતાં મને સંકોચ થાય છે, રખેને લોકો મારી વાત ઊંધી સમજી બેસે, અને કહે કે આ તે જ 'અમે તો વીર સંતાન છીએ, અમારા જેવા બીજા છે કોણ?' એના જેવો મનોભાવ છે—જે મનોભાવ ઉપર જવાહરલાલને અત્યંત ચીડ છે, મને પણ છે, પણ સાચે જ, આ હું જાતિગત પક્ષપાતને લીધે નથી કહેતો. હું ખરેખર માનું છું કે આપણે મનને અલક્ષ્ય લોક તરફ સહેજ ખુલ્લું કરી શકીએ

છીએ — પછી એને આપ પારલૌકિકતા otherworldiness કહો કે અનાસક્તિ કહો.

કવિ : આ વિચાર મને પણ નથી આવ્યો એમ નહિ. અમુકનો દાખલો લો. તે તો વૈજ્ઞાનિક છે. છતાં તેનામાં એવું એક પ્રકારનું મહત્ત્વ છે કે જે વિરલ છે. એ મહત્ત્વનું વૈશિષ્ટ્ય હોય છે, અને તેનો પ્રધાન ગુણ તમે જેને અનાસક્તિ કહો છો તે હોય છે. પણ છતાં તેનામાં તમને કંઈ ઊણપ લાગી નથી ?

દિલીપ : લાગી છે. તેની પાસેથી મને જીવનમાં ઘણું ઘણું મળ્યું છે, ઘણું ઘણું હું શીખ્યો છું, ઘણું ઘણું મેં જાણ્યું છે. તેનો વિચાર કરતાં પણ મારું મન કૃતજ્ઞતાથી છલકાઈ જાય છે. પણ છતાં મને ઘણી વાર લાગ્યું છે કે તેનામાં તે તગાદો નથી, તે પ્રવર્તના નથી, જે માણસની શક્તિને અને જ્ઞાનને સર્જનના પ્રદેશમાં લઈ જાય છે. તેનામાં પૂરતી સ્વપ્નાલુતા છે, ધ્યાનશક્તિ છે, પરંતુ તે પ્રાણશક્તિ નથી જે પોતાને પ્રગટ કર્યા વિના રહી જ ન શકે.

કવિ : એ શક્તિને જ હું યુરોપનું એક મહાન દાન કહું છું : પ્રાણની એ અજસ્રતા, સક્રિયતા, બહુમુખિતા. એના વગર માણસ વિચાર કરી શકે, જાણી શકે, પણ નિબિડભાવે પોતાને વ્યક્ત નહિ કરી શકે. આપણા ઋષિઓએ કહ્યું છે 'पुरुषः परम्' એટલે કે સર્જક પુરુષ છે. કહ્યું છે કે બ્રહ્મના નકારવાચી ગુણ એ કે તે અવ્રણ, અસ્નાવિર, અપાપવિદ્ધ છે. પરંતુ ત્યાર પછી તરત જ તેનો શ્રેષ્ઠ મહિમા વર્ણવ્યો છે કે તે कविर्मनीषी परिभूः स्वयंभूः છે.

દિલીપ : એ વાત હું સંપૂર્ણપણે માનું છું. શ્રી અરવિંદ એ પ્રાણશક્તિને 'ધ વાઈટલ' કહે છે. કહે છે ઉપલબ્ધિ — realisation જોઈએ ખરી પણ ત્યાર પછીયે પ્રકાશ manifestation જોઈએ. કહે છે કે પ્રાણશક્તિ જ આત્મિક અને વસ્તુ–જગત વચ્ચે સંબંધ જોડનાર છે. એના વિના મહાન ઉપલબ્ધિ થઈ શકે, પણ વસ્તુજગતમાં

કોઈ મોટું પરિવર્તન કે રૂપાન્તર — transformation — કરવું અસંભવિત છે. એટલે જ મને લાગે છે — એ વાત શ્રીકૃષ્ણપ્રેમ ઉર્ફે રોનાલ્ડ નિકસન પણ કહેતો હતો કે આપણે યુરોપના તાબામાં છીએ તેનું રહસ્ય એમાં જ રહેલું છે. આપે પણ એ વાત કેટલીય વાર કહી છે. પ્રાણ એ તાજું લોહી છે. આપણી પ્રાણશક્તિ નિસ્તેજ બની ગઈ હતી એટલે આપણે એ લોકોને ઝૂકવું પડ્યું. નહિ તો કદાચ આપણે જાગત નહિ — કોણ કહી શકે? આપણા જરાજીર્ણ દેહમાં એ લોકોના દેહમનના યુવરાજપદને પરિણામે પુષ્કળ નવો પ્રાણ આવ્યો છે.

કવિ : એ વાત તદ્દન સાચી છે દિલીપ. આપણામાં કેવી નપુંસકતા આવી ગઈ છે તે કોઈની પણ નજરે ચડ્યા વિના રહે ખરી! આત્મઘાતી હું કોને કહું છું? જેઓ પોતાના શ્રેષ્ઠ માણસોને નાના પુરવાર કરવા માગે છે તેમને. તે લોકો જ ભૂલી જાય છે કે સામાન્યમાં સામાન્ય માણસ પણ અસામાન્યના ગૌરવનો ભાગીદાર છે. પણ આપણે આંધળા છીએ — સમજીએ તો કે? — એટલે જેમને આધારે આપણે ઊડીને ઊભાં થવાનું છે તેમને જ સૌ પહેલાં ધૂળ ભેગા કરવા માગીએ છીએ. આ કરતી વખતે આપણે લગારે વિચાર નથી કરતા કે આની સજા શી થશે.

દિલીપ : વાત એમ છે કે આપણા મનની ભૂમિમાં લોયલ્ટીનાં — નિષ્ઠાનાં બીજ ઊગતાં નથી.

કવિ (આવેગથી) : પણ કેમ નથી ઊગતાં, એનો કદી વિચાર કર્યો છે?

દિલીપ (વિચારમાં પડીને) : આપણા સમાજમાં સંઘબદ્ધ થઈને કામ કરવાનો, દલપતિને માનીને ચાલવાનો કશો નિયમ જ નથી એટલે હશે?

કવિ: ના સંઘબદ્ધ થઈને આપણે અનિષ્ટ કરી શકીએ છીએ,

દષ્ટ નથી કરી શકતા. આપણા મનના પાતાળમાં એક પ્રકારની વૃત્તિઓ હોય છે જેમને બહેકાવવી ન જોઈએ. એને નામ આપવું હોય તો અંધારવૃત્તિ એવું આપી શકાય. એ આપણને કમોતના ખાડામાં લઈ જાય છે, આત્મઘાતને માર્ગે ચડાવે છે. દેહ જ્યારે દુર્બલ થાય છે ત્યારે જ માઈક્રોબનું — રોગનાં જંતુનું જોર વધે છે. આખી પ્રજાનું મન જ્યારે તામસિકતાથી છવાઈ જાય છે ત્યારે જ અંધકારના દૈત્યદાનવો હુમલો કરે છે, સંજીવન મંત્ર કરતાં મારણ મંત્ર જ પ્રબલ થઈ પડે છે.

દિલીપ (દુઃખપૂર્વક): મને યાદ આવે છે કે સ્વામી વિવેકાનંદ પણ એ જ વાત વારંવાર કહેતા કે આપણે ખરેખર તામસિક થઈ ગયાં છીએ. કેવળ અંધતાવશ થઈને માનીએ છીએ કે એ જ સાત્ત્વિકતા છે.

*

૧૦–૬–૧૯૩૮

સાંજના પાંચ. કણા, શ્રીહિતેશ ચક્રવર્તી, તેની સ્ત્રી શ્રીમતી અણિમા, કુમારી અનુ સેનગુપ્તા, અને હું; કવિએ ચાનું નિમંત્રણ આપ્યું હતું.

*

કણા (કવિને): આપની આગળ મારી એક અરજી છે.

કવિ: શુભસ્ય શીઘ્રમ્.

કણા: દિલીપદા મારી સંભાળમાં કંઈ ખોટા નહોતા. કમમાં કમ એમની પાસે તો પહોંચી શકાતું હતું. પરંતુ પેલે દહાડે કાંચન જંઘાએ ઘૂમટો ખોલ્યો ત્યારથી એઓ લગભગ ચોવીસે કલાક અન્યમનસ્ક રહે છે. તો પણ ગમે તેમ હો થોડું થોડું ભાન વચમાં વચમાં આવતું હતું. પણ કાલે આપ આવ્યા ત્યારથી તેઓ જાણે અગાધ પાણીમાં પડ્યા છે — મારું બોલેલું કાને કદાચ પહોંચતું હશે, પણ

મર્મમાં પહોંચતું નથી એ હું કસમ ખાઈને કહી શકું. મારે પૂછવાનું એ છે કે સ્વયં ગિરિવર અને કવિવર મારી સાથે આમ હરીફાઈ કરે તો મારે ક્યાં જવું ?

કવિ : એની આશા છોડી દો. અને જો આશા છોડી ન જ શકો તો એક કામ કરો, બર્ટ્રાન્ડ રસેલનું લખાણ ટાંકો.

કણા : અથવા આનાતોલ ફ્રાંસનું ?

કવિ : હા, તેમનું પણ ચાલશે.

( કલહાસ્ય ).

દિલીપ : આપનું 'વિશ્વપરિચય' મને એટલું તો ગમ્યું છે કે કંઈ કહેવાની વાત નહિ. વૈજ્ઞાનિક પરિભાષાને નેવે મૂકી સાહિત્યની સામગ્રી વડે વૈજ્ઞાનિક સત્યની ચટણી આટલી સ્વાદિષ્ટ કરી શકાય એવું કોણે ધાર્યું હોય !

કવિ : વાત એમ છે કે વિજ્ઞાનની આવા પ્રકારની ચોપડી લખતી વખતે આપણે એવો વિચારજ મનમાં આવવા ન દેવો કે હું વિજ્ઞાન લખું છું. નહિ તો ભારી ભારી શબ્દોને લીધે ભાષા ગજેન્દ્રગામી બની જાય છે, અને વિજ્ઞાનનું સત્ય દુષ્પ્રાપ્ય થઈ પડે છે સામાન્ય લોકોને.

દિલીપ : પણ આઇન્સ્ટાઇન તો કહે છે કે વૈજ્ઞાનિક સત્યને લોકભોગ્ય ( પોપ્યુલર ) કરવા જતાં જ તેમાં ભેળસેળ થઈ જાય છે. મને આ વાત ગમતી નથી.

કવિ : મને પણ નહિ. કંઈ નહિ તોયે મોટી મોટી શોધોને વિષે શાસ્ત્રીય ( ટેકનિકલ ) કચકચ છોડી દઈને સામાન્ય લોકોની મનોભૂમિમાં વૈજ્ઞાનિક સત્યનું ખાતર નાખવાની જરૂર છે. એથી પ્રજાનું મન ફળદ્રૂપ થાય છે એ વિશે મને લેશ પણ શંકા નથી.

દિલીપ : વારુ, હમણાં હમણાં વૈજ્ઞાનિકો કહે છે કે આકાશ

સાન્ત finite છે, છતાં સીમાહીન boundless છે. આ તે ઉખાણો છે કે શું છે, કહો તો. આકાશ કે સમય સાન્ત હોય જ કેવી રીતે?

કવિ : એમની ઘણી વાતો માની નહિ લેવાય. હું એમનું દાન શ્રદ્ધાપૂર્વક સ્વીકારીશ, પણ જેમ સંગીતનું સત્ય સ્વીકાર્યા છતાં તેના ઉસ્તાદોનું કહેવું બધું જ માની લઈ શકતો નથી, તેમ જ્ઞાનના મૂળ સિદ્ધાંતો સ્વીકાર્યા છતાં તેના ઉસ્તાદો જે કંઈ કહે તે બધું હજમ ન કરાય. દાખલા તરીકે એ લોકો કહે છે કે સૂર્યની ઉંમર પચાસ લાખ કરોડ વરસ ધારી શકાય. એનો શો અર્થ? પચાસ લાખ કરોડ વરસ પહેલાં સૂર્ય નહોતો? તો શું હતું? તે આવ્યો ક્યાંથી? પ્રત્યેક સર્જનની જન્મકથા જાણવી મુશ્કેલ હોય છે.

દિલીપ : અથવા દાખલા તરીકે એ લોકો એમ કહે છે કે આ વિશાળ જ્યોતિષ્ક બ્રહ્માંડમાં એકમાત્ર પૃથ્વી નામે જે રજની રજ સમો ગ્રહ ટમટમે છે, માત્ર તેના ઉપર જ ચૈતન્યમય જીવનો વાસ છે, બીજા બધા ગ્રહો નિષ્પ્રાણ છે. એવું તે કદી હોય? શ્રી અરવિંદે મારા એક વિજ્ઞાનભક્ત વિલાયત જઈ આવેલા મિત્રને એક વાર લખ્યું હતું કે વૈજ્ઞાનિકોએ જાણ્યું શી રીતે કે પૃથ્વી નામના* ગ્રહમાં અકસ્માત પ્રાણનું સ્ફુરણ થયું હતું, અથવા વિશ્વબ્રહ્માંડમાં બીજે ઠેકાણે પણ પ્રાણનો ધર્મ એવો જ હશે— અથવા તેવો જો ન હોય તો પ્રાણ જ નથી? આ બધી — તેમણે લખ્યું હતું — મનની કલ્પના જલ્પના છે, એની કશી ખાતરી હોઈ શકે જ નહિ. જો સમસ્ત વિશ્વબ્રહ્માંડ અકસ્માત જન્મ્યું હોય તો જીવન અકસ્માત જન્મી શકે. આવા વાકચવાગીશોનાં વચન પાછળ સમય બગાડવો એ વૃથા છે, કારણ, એ બધા પલપલના પરપોટા છે. *

* "How does Sir James Jeans or any other scientist knew that it was by a 'mere accident' that life came into existence or that there is no life anywhere else in the universe or that life elsewhere must either be exactly

ખરેખર, એ લોકો આટલા બધા જોરથી શી રીતે કહી શકે કે આપણી પૃથ્વી ઉપર જે રીતે જીવ રહે છે તે રીત સિવાય બીજી રીતે પ્રાણલીલા સંભવિત જ નથી ? અહીં જ આપણે જોઈએ છીએ કે જીવ કેટલી રીતે રહે છે : માછલાં પાણીમાં, જળઘોડો બરફમાં, પંખી હવામાં, કરચલો ધરતીમાં; એટલે આપણે કેવી રીતે માની શકીએ કે આ અગણિત ગ્રહતારાનો દબદબાભર્યો દરબાર બિલકુલ પ્રાણહીન છે, કેવળ પૃથ્વી નામે એક નાનું સરખું માટીનું ઢેકું પ્રાણોત્સવથી ગાજતું છે ?

કવિ : ખરું છે. વૈજ્ઞાનિકો ખૂબ શ્રદ્ધાપાત્ર છે, એ કબૂલ, એક સો વાર કબૂલ. જીવનવ્યવહારનાં સુખસગવડના પ્રત્યક્ષ પ્રદેશમાં એમણે આપેલા ફાળાને બાજુએ રાખીએ તોયે તેમણે વિવિધ વિશ્વતથ્યની ભૂમિકા–dataમાં વ્યવસ્થા બતાવીને આપણા જ્ઞાનનો અને કલ્પનાનો વિસ્તાર વધાર્યો છે, એ માટે પણ કોણ તેમનું કૃતજ્ઞ નથી ? પણ તેમનાં વિવિધ દાનોને સ્વીકારીએ એટલે તેમની બધી જ વાતો સાંભળીએ અથવા તેમનાં બધાં જ વિધિવિધાનને વેદવચન તરીકે સ્વીકારી લઈએ એવું બની શકે જ નહિ. છતાં તમે પણ જોઈ શકો છો કે તેઓમાં પણ જોરપૂર્વક કંઈ કહેવાની ટેવ ધીમે ધીમે અનાદર પામતી જાય છે. શરૂઆતના વૈજ્ઞાનિકો પોતાની ખાતરીને જોરે કદાચ ઘણી વાત વધારે હિંમતપૂર્વક કહેતા હશે. પરંતુ આજકાલ તેઓ પણ કેટલા નમ્ર બન્યા છે, એ જોવા જેવું છે.

---

the same as life here uuder the same conditions or not at all ? These are mere mental speculation without any conclusiveness in them. Life can be an accident only if the whole world is an accident—a thing created by chance and governed by chance. It is not worth while to waste time on this kind of speculation which is only the buble of a moment." —Sri Aurobindo.

દિલીપ: એ વાત સાચી, એ વિશે મને એક વાત યાદ આવે છે. પેલે દહાડે હું આલ્ડુસ હકસ્લીનું 'એન્ડ્સ એન્ડ્‌ મીન્સ' પુસ્તક વાંચતો હતો. વાંચ્યું છે?

કવિ: વાંચ્યું છે, મને એટલું તો ગમ્યું છે—

દિલીપ: કૃષ્ણપ્રેમે પુસ્તક વાંચીને સમાલોચના કરતાં લખ્યું છે કે જો ખરીદવાના પૈસા ન હોય તો ચોરી કરીને પણ આ પુસ્તક વાંચવું જોઈએ.× કારણ, આલ્ડુસ હવે પહેલાંના આલ્ડુસ રહ્યા નથી, જે કહેતા હતા કે જગતની સત્યતા નક્કી કરવાની એક જ પદ્ધતિ છે—વૈજ્ઞાનિક પદ્ધતિ. તેમણે નિઃસંકોચે લખ્યું છે કે એક વખત હું એમ માનતો હતો કે વિજ્ઞાને વિશ્વબ્રહ્માંડનો જે નકશો દોર્યો છે, તે જ ભરોસાપાત્ર છે, અને બાકીના તો ઊડતા ગપાટા અને કવિકલ્પના છે. પણ હવે મને સમજાયું છે કે જીવનલીલાની વિશાળ સત્યભૂમિકામાંથી માત્ર કેટલાંક ગણી અને માપી જોયેલાં સત્યો વડે વૈજ્ઞાનિક બ્રહ્માંડનો જે નકશો દોરે છે તે ઘા સહન નહિ કરી શકે. આથી તેમણે યુરોપના વિજ્ઞાનના પ્રશંસકોની મશ્કરી કરી છે, જેમની ખાતરી થઈ ચૂકી છે કે "વાસ્તવ જગતમાંથી મન ફાવે એ રીતે ખેંચેલી વસ્તુહીન કલ્પનાનું વૈજ્ઞાનિક ચિત્ર જ સમસ્ત વાસ્તવ જગતનું ચિત્ર છે, અને તેથી જગતનો કશો અર્થ કે મૂલ્ય નથી."*

× શ્રી. અરવિંદે (૧૯૩૮ ડિસેંબર) બંધુવર નીરદવરણને કહ્યું હતું કે આલ્ડુસના જેવા intellectual—બુદ્ધિશાળીની આવા પ્રકારના યોગમાં શ્રદ્ધા જન્મી છે તેનું કંઈક વ્યાપક પરિણામ યુરોપમાં આવશે જ.

* "Beliefs" પ્રકરણ જોવું પૃ. ૨૯૯. એ પ્રકરણમાં તેમણે પોતાની તેજદાર ભાષામાં લખ્યું છે: ઘણાંખરાં આજ્ઞાન જીતી શકાય એવાં હોય છે. આપણે જાણવું નથી હોતું એટલે આપણે અજ્ઞાનમાં રહ્યા હોઈએ છીએ. કયા વિષયમાં અને કેવી રીતે આપણી બુદ્ધિનો ઉપયોગ કરવો એનો નિર્ણય આપણી ઇચ્છાશક્તિ કરે છે. જેઓ જગતમાં કશો અર્થ જોતા નથી તેઓ જગત અર્થહીન હોય એવી માન્યતા તેમના પુસ્તકને એક યા બીજે કારણે સગવડભરી હોય છે, એટલે સામાન્ય રીતે એમ કરતા હોય છે.

વળી દીર્ઘ નિશ્વાસ નાખીને કહે છે, "હવે આપણે વિજ્ઞાનની શરૂઆતની સફળતાને પરિણામે ચડેલા નશાના ઘેનમાં ધસતા નથી, પણ વિભીષિકાભર્યા પ્રભાતમાં વસીએ છીએ, જ્યારે આપણને સ્પષ્ટ જણાઈ ગયું છે કે અત્યાર સુધી વિજયી વિજ્ઞાને કેવળ અશોધિત અથવા તો ખરેખર હીન ધ્યેયોને સાધવાનાં સાધનોમાં જ સુધારા કર્યા છે."

કવિ : એ વાત સાચી તો છે જ. કારણ, વિજ્ઞાન જે કહે છે તે કેવળ વિજ્ઞાનના પ્રદેશમાં જ આધાર રાખવા જેવું હોય છે, બીજે નહિ, એવું આજે મોટા ભાગના વૈજ્ઞાનિકો માને છે. દાખલા તરીકે બધા જ જાણે છે કે વિજ્ઞાનનું રાજ્ય એ ગણતરીનું અને માપજોખનું રાજ્ય છે. પરંતુ મૂલ્યના રાજ્યમાં તેને કશું કહેવાનું નથી. વિજ્ઞાન કહે છે કે એ મારા અધિકારની—જ્યુરિસડિકશનની બહાર છે.

દિલીપ : એ વાત ખરી, પણ માવો, ગોટલો, છાલ બધું મળીને કેરી થાય છે ને, એટલે મૂલ્યને બાદ રાખીને વૈજ્ઞાનિકો બ્રહ્માંડનું જે ચિત્ર આંકે છે, તેને જ કંઈ આપણે તેનું સંપૂર્ણ ચિત્ર નહિ કહી શકીએ. આલ્ડુસે પણ એ જ કહ્યું છે કે તેઓ વિજ્ઞાનની સત્યશોધનની પદ્ધતિને સ્વીકારી સ્વીકારીને : શરૂઆતમાં એવા ખોટા નિર્ણય ઉપર આવ્યા હતા કે વિજ્ઞાનની પદ્ધતિને બ્રહ્માંડની જે ખૂબીઓ જવાબ દે છે, તેટલી જ આધાર રાખવા યોગ્ય છે,—બાકી બધો કલ્પનાનો ગોટાળો છે.

કવિ : એ વાત સાચી, પણ સામાન્ય માણસો એવું માને એને માટે વૈજ્ઞાનિકો જવાબદાર નથી એ ભૂલવું ન જોઈએ. કંઈ નહિ તોયે આજકાલના વૈજ્ઞાનિકો તો નથી જ, એ ચોક્કસ. શરૂઆતના જમાનામાં વૈજ્ઞાનિકો કદાચ જરા વધારે પડતા નિશ્ચિત થઈને કહેતા હશે કે બ્રહ્માંડને કેવળ એક વૈજ્ઞાનિક પદ્ધતિએ જ જાણી શકાશે. પણ આજે હવે તેમની વિચારસરણીમાં ક્રાંતિ થઈ ગઈ છે. દર ચોવીસ કલાકે તેમની થિયરી બદલાઈ જાય છે. બદલાય છે એમ

કહો, એમાં કંઈ વાંધો નથી — વાત એટલી કે તેઓ હવે એમ કહેતા નથી કે કોઈ પણ નિયમને છેવટનો નિયમ માની શકાય. આ બાબતમાં બીજી જિજ્ઞાસાને લીધે માણસના ખ્યાલોમાં જે ફેરફાર જોવામાં આવે છે તેના કરતાં દસગણા વધુ વેગથી વૈજ્ઞાનિક જિજ્ઞાસા-ને લીધે ફેરફાર થાય છે. પેલે દિવસે મેં વાંચ્યું હતું કે એક વૈજ્ઞાનિક કહે છે કે બધા જ law man-made law છે — નિયમમાત્ર માણસના કરેલા છે. કદાચ બેચાર વૈજ્ઞાનિકોમાં મનની મૂળ વૃત્તિ dogmatism — મતાંધતાની વિરુદ્ધ હોય છે અને ઉદાર પ્રયોગો અને જિજ્ઞાસુતાના પક્ષમાં હોય છે એ આપણે છાતી ઠોકીને કહી શકીએ.

દિલીપ : આપને બીજી પણ એકબે વાતો પૂછવાની હતી — જો આપને થાક ન લાગતો હોય તો—

કવિ : અરે, બોલો ને (કણા તરફ ફરીને) આ તમારા ધ્યાનમાં આવ્યું છે કે કોઈ કોઈવાર દિલીપને પણ મારા તરફ દયા, અનુકંપા કે અનુતાપ જેવું કંઈક થાય છે?

કણા : આવ્યું છે — અને એની મને નવાઈ પણ ખૂબ લાગી છે.

કવિ : નવાઈ પામવા જેવી જ વાત છે. એ જ મને ગોદા મારી મારીને સૌથી વધારે બકાવે છે અને કોઈ કોઈ વાર એ જ સૌથી વધારે આહા આહા કરે છે.

(અથ કલહાસ્ય)

દિલીપ : આપનું 'પ્રાંતિક' વાંચ્યું તે ખૂબ ગમ્યું. ખાસ કરીને માણસનાં સ્વપ્નો દેવાળિયાં થવા બેઠાં છે એ વિષે આપે વેદના વ્યક્ત કરી છે એથી. એ જોઈને વધારે આનંદ તો એટલા માટે થયો કે હજી આ બધાં સ્વપ્નોને જ મહત્તમ સત્ય કહેનાર માણસ છે — અને જેઓ કહે છે તેમના કંઠમાં કવિનો ઝંકાર હજી ગાજે છે. પરંતુ જગદ્વ્યાપી રણતાંડવના આ હાહાકાર અને સ્મશાનલીલાનું નિવારણ શામાં છે તે તો એટલી સ્પષ્ટ રીતે કહ્યું નથી?

કવિ : હું શું કહું છું તે સાંભળો. હું આજકાલ એ બધા બનાવોને ઘણે ભાગે નિસ્પૃહ — dispassionate — દૃષ્ટિએ જોઉં છું. હું જોઉં છું કે જીવલીલામાં જીવ એક એક સમયે એક એક ઉપાયનું અવલંબન કરીને જીવતો રહ્યો છે,—તે ઉપાય તે વખતે જીવતાં રહેવા માટે અનુકૂળ હતો. ત્યાર પછી યુગ બદલાયો — ઉપાય પણ બદલાયો. એવું ઘણી વાર બન્યું છે કે કોઈવાર બધા ઉપાય જીવનયાત્રાને અનુકૂળ ન નીવડ્યા અને પ્રતિકૂળ નીવડ્યા, એ વખતે તે જીવતો ન રહી શક્યો — કારણ કે એ રીતે જીવતા રહી શકાતું નથી. એક ઉદાહરણ લઈએ વિપુલકાય મેમથનું. બેશક પહેલાં એઓ એવાં મહાકાય નહોતાં. પરંતુ ગમે તે કારણે હો મેમથની ક્ષુદ્ર આકૃતિ ધીમેધીમે માંસ, મેદ વધારીને બૃહત્ થવા લાગી. આખરે એવું થયું કે એટલાં બધાં માંસમેદ માટે ખોરાક મળ્યો નહિ, અથવા કદાચ પરસ્પરની વિરુદ્ધ તેઓએ નખ દાંતનો એવો ઉપયોગ કર્યો કે તે જમાનાના કુરુક્ષેત્રમાં મેમથલીલાની સમાપ્તિ થઈ. ત્યારે વિધાતા બોલ્યા : હં, વારુ, હવે મન આપું છું — કારણ કે નખ દાંત અને માંસના દિવસ હવે પૂરા થયા લાગે છે.

મન આવ્યું તે પણ મેમથની માંસવૃદ્ધિની પેઠે જ વધવા માંડ્યું. મેમથની આકારવૃદ્ધિની પેઠે તેના કદની વૃદ્ધિ પણ આશ્ચર્ય પમાડે એવી થઈ ગઈ. પરંતુ ધીમે ધીમે ખબર પડી કે મન–મેમથને પણ નખ–દાંત હોય છે, તેને પણ વજન હોય છે. થાય છે શું કે દરેક નવી શક્તિ એક પ્રમાણ અને સુષમાના પ્રદેશને વટાવી જાય છે કે તરત જ ઊંડા સાગરમાં પડે છે. ત્યારે તેને મળેલાં અસ્ત્રો અનુકૂળ આયુધ થવાને બદલે પ્રતિકૂળ શક્તિશેલ થઈ પડે છે.

આ જગતમાં આ મને પોતાના નખ–દાંતની સહાય આપીને કોની મિત્રતા કરી ? તો કહે, પેલા સર્વનાશી લોભની. માણસે ગૃધ્નુતાને વાસનાના મોહથી ઇચ્છી. મને દલીલ પૂરી પાડી કે વાસના

જ માર્ગદર્શક છે, લોભ જ સારથિ છે. બરાબર આ એક જ રીતે સૃષ્ટિપર્વ પછી પૈડાનું ધ્વંસપર્વ ફરતું ફરતું આવ્યું. એ વિશે દુઃખ કરવાથી શું વળવાનું છે, બોલો ? ખબર પડી કે મનની ફેસલામણી પણ ખોટી પડે છે, માણસ સમજવા લાગ્યો કે નિરવધિ માંસને બહેકાવવાથી જેમ ધ્વંસ થાય છે, તેમ નિરવધિ મનને બહેકાવવાથી પણ તે જ પરિણામ આવે છે. કારણ, મન પણ માયાજાળ રચે છે, તેનામાં પણ કૂટ કૌશલ હોય છે. એટલા માટે જ ઉપનિષદ્‌માં કહ્યું છે કે મન સત્યને પહોંચી શકતું નથી, આપણે અંતરાત્મા આગળ હાથ લંબાવવો પડશે: મનની ચિકિત્સાથી હવે રોગ નહિ મટે, કારણ, લોભનો એ રોગ તેની શક્તિ બહારની વસ્તુ છે. જોતા નથી પોતાની આંખે કે મનને બતાવેલે રસ્તે ચાલવાથી શી દશા થઈ પડે છે? માંસ અમુક હદ સુધી તો કામ આવ્યું હતું અને ત્યાં સુધી તો મૅમથનો જયજયકાર પણ થયો હતો. મનની બાબતમાં પણ બરાબર એમ જ થયું. મને ઘણુંઘણું આપ્યું છે, ઘડયું છે, જાણ્યું છે, પરંતુ તેણે જ્યારે ખૂબ ફુલાઈ જઈને કહ્યું કે હું જ બ્રહ્માંડનો એકમાત્ર નિયંતા અને નિયામક છું, ત્યારે અંતર દેવતા હસ્યા — પણ બોલ્યા નહિ. મન વધારે આગળ વધ્યું. પણ તે ઐકયની દિશામાં નહિ, ભેદબુદ્ધિના લોભરાજ્યમાં. પરિણામ શું આવ્યું? તો કહે, માણસની પાસે મનુષ્યત્વની અરજી પહોંચી નહિ, મને દલીલ પૂરી પાડી: ના ના, એ તો બધી પુરાણી નિર્બળતા છે. માણસે લોભમાં પડીને એ વાત સાંભળી — પોતાની પ્રવૃત્તિના ખેતરમાં વિષનાં બી વાવ્યાં. પાક ન ઊતરે? ઊતર્યો નહિ તો શું! હજારો જાણી અજાણી ભીતિની શાખાઓ સાથે વિષવૃક્ષ ઊગ્યું. એટલે જ તો માણસ આજે માણસથી બીએ છે. તેઓ કેવા ઊંધા માર્ગે જાય છે, જુઓ! લોભના પક્ષની મનની બધી જોરદાર દલીલો તેમને શક્તિના સ્વર્ગધામમાં લઈ જઈશ એવી ખાતરી આપી દુર્બળતાના કેવા પાતાળમાં તેમને ખેંચી લઈ જાય છે! માણસ

આજે જમીન ખોદે છે, ગેસમાસ્ક બનાવે છે, લોખંડી જહાજ બનાવે છે, કેમ? જીવવું જોઈએ ને. પહેલાં પણ તેમને શસ્ત્રો બનાવવાં પડ્યાં હતાં, પણ ત્યારે તેમના શત્રુ જંગલી પશુઓ હતાં. હવે તો શત્રુ ખુદ માણસ છે. રોગ ભયંકર છે જ. અને ભયંકર છે એટલે જ કાલે જ્યારે તમે દુઃખ વ્યક્ત કરતા હતા કે નિઃશસ્ત્ર સ્ત્રી બાળકો ઉપર બોંબ પડે છે, ત્યારે હું તમારા દુઃખમાં ભાગ લઈ શકતો હતો, છતાં તમારા આશ્ચર્યમાં નહોતો લઈ શકતો. જે વાવે તે ઊગે નહિ? જો તમે અપ્રેમને જ ખોળે બેસાડો તો પછી સ્ત્રી બાળકોને યુદ્ધમાં બચવાનો શો અધિકાર છે, કહો? જે વસ્તુ — પ્રેમ — આપણને બચાવનાર છે, તેનું જ મૂળ ઊખેડી નાખી લોભની આગને જ કર્તાહર્તા બનાવી દેવી, અને છતાં આશા રાખવી કે પરમશાંતિની છાયા, કરુણાનું બખ્તર અમારું રક્ષણ કરશે? જ્યારે માણસ પોતે હાથે ખોદેલે ધ્વંસને રસ્તે જવા માગતો હોય છે ત્યારે કંઈ નહિ તોયે સ્ત્રીબાળકોને તો સર્વનાશમાંથી બચાવો એવી બૂમ પાડવાનો શો અર્થ છે?

દિલીપ : મને યાદ આવે છે કે ગયા મહાયુદ્ધ વખતે બર્નાર્ડ શોએ આ જ વસ્તુ કહી હતી કે દમદમ બુલેટ ન વાપરવી, ગૅસ ન વાપરવો, સબમરીન ન વાપરવી, આ તે બધી કેવી નાદાની છે? જો યુદ્ધ કરવું છે તો શક્ય એટલા રાક્ષસી બનો — go the whole hog — કદાચ તો જ પોતાની દાનવી મૂર્તિ જોઈને વધારે જલદી ડરી જશો, અને ભાનમાં આવશો. એ તો જાણે સમજ્યો, પણ એને કંઈ આશાનાં વચન ન કહી શકાય. कः पन्थाः—એ જ ચિરંતન પ્રશ્ન રહ્યો ને?

કવિ : એનો ઉત્તર પણ ચિરંતન છે, પણ માણસ તે માર્ગે જવા ઇચ્છતો નથી — એનો શો ઉપાય કહો? मा गृधः—લોભ ન કર— स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्। — ધર્મની એક કણી પણ

શંકાસિંધુમાંથી બચાવી શકે છે — એક ધર્મ જ બચાવી શકે એમ છે બીજું કોઈ નહિ. જો બચવું હોય તો બીજો રસ્તો નથી.

દિલીપ : વાત મને ખૂબ જ ગમી. આપને અહીં હું મારા એક સંશયની વાત કહું છું. ધર્મ ખૂબ સારી વસ્તુ છે, પરંતુ ઘણા દિવસથી મને થયા કરતું હતું કે માત્ર નીતિવચનોથી જ નહિ ચાલે, જરૂર પડયે સમાજવ્યવસ્થા બળ – પ્રયોગથી પણ ફેરવવી જોઈશે. જેમ કે, દાખલા તરીકે, માણસ આજે બધાને ભદ્ર જીવન ગાળવાનો અધિકાર આપવો જોઈએ એમ કહે છે. માણસ આજે જે કહે છે કે ધનની વહેંચણીમાંથી વિષમતા દૂર કરીને સૌને સરખી સગવડ ન આપીએ તો લોભ વધતો જશે, એ વાત સાચી છે. ભદ્ર જીવન ગાળવાનો માણસ માત્રનો જન્મસિદ્ધ હક્ક છે એ વાત સ્વતઃસિદ્ધ જેવી અખંડનીય છે. પરંતુ લેનિનના પક્ષે કહ્યું કે એ હક્ક માણસ ભોગવી નહિ શકે જો શરીરબળની સહાય ન મળે તો. પહેલાં એમ લાગતું હતું કે એ વાત તદ્દન સંગત છે, નહિ તો માણસમાં ફેર નહિ પડે. પણ આજકાલ રોગી માણસની એવી ચિકિત્સામાં આપણને હવે એટલો બધો વિશ્વાસ રહ્યો નથી, જેટલો જુવાનીમાં હતો — જ્યારે હું માનતો હતો કે માણસને બળજબરીએ સારો કરી શકાય છે. પરંતુ ફળ ઉપરથી ઝાડની કિંમત આંકવી એ જ્ઞાન અને વિચક્ષણતા સંમત હોય તો લેનિન સ્ટેલિન જે માર્ગે જાય છે તે માર્ગ સાચો નથી એમ માનવું એ અસંગત છે? જુઓને ફેસિઝમ કેવો રાક્ષસી સંઘ છે. અને છતાં બોલ્શેવિઝમ જો માથું ઊંચું કરીને ન આવ્યું હોત તો એનો જન્મ થવાનો નહોતો. કદાચ ધીરે ધીરે માણસની ચિત્તશુદ્ધિ કરવાને બદલે જોરપૂર્વક તેના કુમળા દીંટા ઉપર વિશ્વબંધુત્વનું પાકું ફળ પકવવા જતાં જ આવી મારામારી અને કાપાકાપી થતી હશે, કદાચ અંગ્રેજોની વાત એકંદરે ખોટી નહિ પણ હોય કે ક્રાંતિને — રેવોલ્યુશનને માર્ગે નહિ પણ ક્રમવિકાસને– ઇવોલ્યુશનને માર્ગે જ સમાજ–સમસ્યાનો ઉકેલ, ન્યાયી વ્યવસ્થાની

સ્થાપના વધારે સહેલાઈથી આવશે. એ વાત અમે માનીએ છીએ કે રશિયા પ્રગતિનો ધ્વજવાહક છે, અને ફેસિઝમ આપણને પાછળ ખેંચે છે, પણ એવું ન બને કે રશિયામાં એ લોકો સામ્યવાદના આદર્શને જે રસ્તે પહોંચવા માગે છે તે રસ્તે નહિ પહોંચી શકે અને કેવળ વિશ્વવ્યાપી કુરુક્ષેત્રમાં સંસ્કૃતિનો ધ્વંસ જ થાય? કારણ, એ વાત તો માન્યા સિવાય છૂટકો નથી કે આદર્શમાં બોલ્શેવિઝમ અને ફેસિઝમ ભિન્નભિન્ન હોવા છતાં અસહિષ્ણુતા અને બળ-પ્રયોગની રીતમાં એ બંને સરખાં જ છે.

કવિ : ખૂબ સાચી વાત. સામ્યવાદનો આદર્શ કોણ નહિ માને, કહો ? પણ આ દળ ઊભું કરીને બળજબરીથી હિંસાને માર્ગે માણસને પ્રેમી બનાવી શકાશે એ વાત ગળે ઊતરતી નથી. કેમ હસો છો ?

દિલીપ : આલ્ડુસે પોતાની નવી જ ચોપડી એન્ડ્સ ઍંડ મીન્સમાં એક વાત કહી છે તે યાદ આવી. તેમણે લખ્યું છે કે ભૂગોળ અને ઇતિહાસમાં થોડો ફેર છે. ભૂગોળમાં એક જગ્યાએથી શરૂ કરી સીધા ચાલ્યા કરીએ તો પાછા તે જ જગ્યાએ આવી શકાય, પણ ઈતિહાસમાં જો અમુક સત્ય આપણે ઇચ્છતા હોઈએ તો તેના તરફ પીઠ કરી બરાબર ઊલટા મિથ્યા તરફ દોડીએ તો તે સત્યથી ક્રમશઃ દૂર જ જતા જઈશું. જો મિત્રતા જ આપણું લક્ષ્ય હોય તો હિંસાનાં અસ્ત્રશસ્ત્ર, તોપ, દારૂગોળા વધારવાથી ત્યાં નહિ પહોંચાય. જો સ્વાધીનતા જ લક્ષ્ય હોય તો શાસનતંત્ર કડક બનાવી માણસને નિયમની જંજીરમાં જકડીને બાંધવાથી તે રાતોરાત જીવન્મુક્ત નહિ બની જાય એ તો જાણે સમજ્યા, પણ તો પછી ઉપાય શો ?

કવિ : ઉપાય જે સત્ય છે, સનાતન સત્ય છે તેના તરફ એકલો જાને રે, દળ નહિ — એકલાં જ તીર્થયાત્રા કરવી.

દિલીપ : મિથ્યાની વિરુદ્ધપણ વ્યૂહ ન રચવો ? ઑર્ગેનાઈઝ —

કવિ : ના, અમેરિકામાં પણ મને તે લોકોએ એ જ પ્રશ્ન પૂછ્યો હતો. મેં કહ્યું હતું કે ના, તમારા ઑર્ગેનિઝેશનમાં, એ દળ ઊભું કરવામાં મને શ્રદ્ધા નથી. આલ્ડુસે સાચું જ કહ્યું છે કે મિથ્યાને માર્ગે સત્યની પ્રતિષ્ઠા થાય નહિ. દળ ઊભું કરવા જઈએ એટલે કોઈ ને કોઈ બહાને મિથ્યાનો આશ્રય લેવો જ પડે, પક્ષાપક્ષી આવે જ. પરંતુ જે શક્તિ દળ ઊભું કરાવે તે શક્તિનો પાયો જ જ્યાં અસત્ય છે ત્યાં સૃષ્ટિ ઊભી જ શી રીતે રહેવાની છે બોલો?

ના, હું તો કહું છું કે હું મિથ્યા સાથે અસહકાર જાહેર કરીશ. હું લોભ નહિ કરું. અને લોભ નહિ કરું એટલે જ ભય પણ નહિ પામું, મરીશ પણું મારીશ પણ નહિ અને મિથ્યાની સાથે ખભો પણ નહિ મિલાઉં. એકલા રહેવું પડે તો રહીશ, પણ સગવડને ખાતર મિથ્યાનો આશ્રય લઈ પક્ષાપક્ષીને નહિ ઉશ્કેરું.

જગતમાં સત્યનો મોટામાં મોટો પ્રચાર એ જ માર્ગે થયો છે. એક એક વ્યક્તિ શિખરની પેઠે, દીવાદાંડીની પેઠે એકલી ઊભી રહી છે અને બોલી છે — સાંભળો કે ન સાંભળો, આ સત્ય મને લાધ્યું છે. એ સત્ય અનાદિ અનંત છે. એનો મંત્ર પ્રેમ છે. એ બધા એક એક માણસનો ચેપ લાગીને હાંક સાંભળીને હજારો લોકો જાગ્યા છે, પણ ત્યાર પછી દળ ઊભું કર્યું કે સત્યભ્રષ્ટ થયા. પરિણામે સત્ય પણ જોતજોતામાં ડૂબી ગયું. એટલે દેશેદેશમાં જુઓ, એક પક્ષ એવો ઊભો થયો જેઓ આજે એ જ વાત કહે છે કે અમે એકલા છીએ એ ખરું પણ કોઈથી ડરતા નથી. એ લોકોને મારો, બાંધો, કાપો, પણ એ લોકો કોઈને મારવા બાંધવાના નહિ, કાપવાના નહિ. યુદ્ધમાં ન જવા માટે તેઓ જેલમાં જશે, પણ હિંસાની વાતમાં અંગૂઠાની છાપ પણ મારી આપશે નહિ. બહાર જેને જે કહેવું હોય તે કહે, તેઓ કેવળ અંતર દેવતાની વાણી સાંભળવા માટે જ કાન માંડીને બેસી રહે છે.

( મારા મનમાં કવિનું જ એક ગીત જાગી ઊઠયું :

વ્યાઘાત આસુક નવ નવ
આઘાત ખેયે અચલ ર'બ

વક્ષે આમાર દુ:ખે બાજે તોમાર જયડંક
દેબ સકલ શકિત, લ'બ અભય તવ શંખ.)

[ નવી નવી મુશ્કેલીઓ છો આવતી. આઘાતો ખાઈને પણ હું અચલ રહીશ, દુ:ખે દુ:ખે મારે હૈયે તારા જયડંકા બાજે છે. હું બધી શક્તિ ખરચીને તારો અભય શંખ લઈશ. ]

For forms of faith let graceless zealots fight
For his can't be wrong whose life is in
the right.

મંત્ર તંત્ર કતઇ આછે
જે ચાય જારે — છુટુક પાછે

રણરોલે આમાય દિયો સત્યપથેર સંગ
તાહ'લે અભ્રાંત સુરે બાજબે તોમાર શંખ.

[ મંત્ર તંત્રનો કંઈ પાર નથી, જેને જે ગમે તેની પૂઠે રણ કોલાહલ કરતા ભલે દોડતા, મને કેવળ સત્યપથનો સાથ આપો, તો તમારો શંખ અભ્રાંત સૂરે વાગશે.]

થોડી વાર સંપૂર્ણ શાંતિ. કણા જ પહેલાં બોલી : કાલે આપની પેલી વાત અમને વારે વારે યાદ આવી, અને અમે કંઈ હસ્યાં છીએ.

કવિ : કઈ વાત ?

કણા : પેલી આપની have you got betelnut — ની વાત; સાથે સાથે આપના દુ:ખનો વિચાર આવતાં દયા પણ આવી.

કવિ : હજી તમે મારી સ્ત્રીના પૂર્વજન્મના પેલા છોકરાની વાત તો સાંભળી નથી.

અણિમા : કહો ને — શ્રમ નહિ પડતો હોય તો.

કવિ ( સહાસ્યે ) : સાંભળો ત્યારે. એ એક કહેવા જેવી વાત છે.

હું ત્યારે એક સ્ટીમલોંચમાં હતો. અચાનક એક પત્ર આવ્યો મારી સ્ત્રીને નામે. એક યુવકે તેમને લખ્યું હતું : “ હું બહુ માંદો છું; સ્વપ્નમાં મને ખબર પડી કે મારી પૂર્વજન્મની માનું ચરણામૃત પીઉં તો સારો થાઉં. મારી આ જન્મની મા કહે છે કે મારી પૂર્વજન્મની મા આપ જ છો. એટલે હવે આપના ચરણામૃત વિના મારો ઉદ્ધાર નથી. ”

ઉપાય શો ? પૂર્વજન્મનો છોકરો તો આવ્યો. બપોરે. મારી સ્ત્રી ત્યારે નહોતાં, ભણવા ગયાં હતાં. મારાં ભાભીને કહ્યું : “ ભાભી, મારી સ્ત્રી તો અહીં છે નહિ, તમે જ તેનું સ્થાન લો તો શું ખોટું ? ” તેઓ ખૂબ ખુશ થયાં. જોઈએ તો ખરાં મજા. અરે, ત્યારે જો ખબર હોત ને કે એ મજામાં કેવી મજા છે ? ગમે તેમ પણ ભાભીએ તો પોતાનો અંગૂઠો લોટામાં ડુબાડયો.

છોકરો પણ કૃતજ્ઞતાથી અને આનંદથી ગદ્‌ગદિત થઈ ગયો એ કહેવાની જરૂર ન હોય.

થોડા દિવસ પછી બીજો એક પત્ર.

“ મારો રોગ લગભગ ગયો છે. હવે થોડો પ્રસાદ આપવો પડશે. ”

કર્મફળ : થોડો પતાસાનો ભૂકો મોકલ્યો. થોડા દિવસ પછી માતૃચરણે પત્ર આવ્યો, કે પ્રસાદ–સેવનથી પુત્રનો રોગ મટયો છે, તો કૃતજ્ઞતાનું ઋણ ફેડવા તેને અમારી પાસે આવીને રહેવું જ

પડવાનું, કારણ, કેવળ માતૃચરણમાં જ તેનું સ્થાન છે, બીજે ક્યાંય નહિ.

વિપન્ન કંઠે મારી સ્ત્રીને કહ્યું : "જો, તું તેની પૂર્વ જન્મની મા હોઈ શકે, પણ હું કંઈ તેનો પૂર્વજન્મનો બાપ નથી. શી રીતે આ જવાબદારી લેવી, કહે જોઉં ?"

( કલહાસ્ય )

કવિ : મારી સ્ત્રી આ સાંભળીને પ્રસન્ન થયેલાં ન લાગ્યાં. ગમે તેમ પણ શું કરવું એ નક્કી કરીએ એટલામાં તો પુત્ર આવીને સશરીરે હાજર થયો. તેને મારું જ દીવાનખાનું આપવું પડ્યું. મેં માળ પર મારી સ્ત્રીના ઓરડામાં આશ્રય લીધો.

દિલીપ : એ તે કેવું ! આપનો પોતાનો ઓરડો તેને આપ્યો ?

કવિ : શું કરું ભાઈ? બીજો ઓરડો તો હતો નહિ. ક્યાં રાખવો ? સાક્ષાત્ સ્ત્રીનો પૂર્વજન્મનો છોકરો, ના કહીએ તો શોભે નહિ.

કણા<br>અણિમા } ( એકત્ર ) પછી ?

કવિ : છોકરો રહ્યો કાયમી થઈને. એક દહાડો ઓરડામાં દાખલ થવા જતાં જોયું તો બારણા આગળ જોડાનું સરઘસ. ઓરડો તમાકુના ધુમાડાથી અંધકારમય. છોકરો માતાને ચરણે બંધુ બાંધવો સાથે આનંદ કરતો હતો.

( કલહાસ્ય )

દિલીપ : ત્યાર પછી ?

કવિ : ઓરડામાં જઈને મેં કહ્યું : વારુ, મારો પ્લાઉનિંગ ક્યાં છે ?

છોકરાએ કુંઠાપૂર્વક કહ્યું : કહેતાં સંકોચ થાય છે, પણ

સત્યબાબુ (મારા મોટા ભાઈ, યાદ રાખજો) અહીં કોઈ કોઈ વાર આવે છે.

કણા : અરે ! આ તો આડકતરી રીતે આપના દાદાને ચોર કહ્યા.

કવિ : કહે નહિ તો કરે શું, ચોપડીનું નામનિશાન ક્યાંય નહોતું.

દિલીપ : તો પણ તમે સહી લીધું ?

કવિ : શું કરું કહો ? અતિથિને શી રીતે હાંકી કાઢવો ?— ખાસ કરીને (આંખ નીચી ઢાળીને) જ્યારે — સમજો છો ને — આ જન્મની વાત નથી સાક્ષાત્ —

(અથ કણા અને અણિમા હસતાં હસતાં આળોટી પડ્યાં — દિલીપ અને હિતેશનું લાંબા વખત સુધી અટ્ટહાસ્ય)

દિલીપ : દુ:ખની વાત એટલી, કે આપના આ સ્વરની અને આપના આ કટાક્ષની નોંધ રિપોર્ટમાં નહિ આવી શકે.

કવિ : પણ પહેલાં સાંભળો પૂરું. દુ:ખ પામવા જેવું હજી શું થયું છે જે ?

છોકરો હજી વધારે દબદબાથી રહેવા લાગ્યો. મારા એક ખુલ્લા ખાનામાં જ રૂપિયા રહેતા. ન સમજાય એમ ઓછા થવા લાગ્યા.

કણા : શું કહો છો ?

કવિ : હજી બાકી છે — સાંભળો તો ખરાં.

પૂર્વજાતક તો મારે ઘેરથી જ કૉલેજમાં જતો બી. એ. ભણવા. પુસ્તક વગેરે બધું બેશક મારે જ પૂરું પાડવું પડતું. પણ તેટલાથીયે પૂરું ન થયું. તેણે એક દહાડો કહ્યું : 'જુઓ મારા બી. એ. ના અભ્યાસમાં જરા હેલ્પ કરો તો સારું.'

(કણા અને અણિમા તરફ વારા ફરતી જોઈને) : હવે તમે જરૂર માણસની દુર્બળતા ક્ષમા કરશો. મને થયું કે એ મને જરૂર

મોટો પંડિત માની બેઠો છે. હવે મારે જવું ક્યાં? હું ભારે ઉત્સાહથી છોકરાને બી. એ. ના અભ્યાસમાં હેલ્પ કરવા લાગ્યો.

( પુનરાય કલહાસ્ય )

દિલીપ : ત્યાર પછી?

કવિ : પૂર્વજાતક કહેતો કે તેના મોટા ભાઈએ તેની સંપત્તિ ચોરી લીધી છે. હું તેને ફરિયાદ ન કરવા માટે સારી સારી શિખામણ આપતો. પૈસાને ખાતર મોટા ભાઈ સાથે કોર્ટમાં જવું, ધિક્. ખાસ કરીને જ્યારે તેને મહિને પાંચસો તો મળે છે, પછી કોર્ટમાં જવાનું કામ શું?

એકાએક એક દિવસ કોઈક આવીને કહ્યું : એ ઇન્ટર પાસ થયેલો નથી — બી. એ. શી રીતે ભણે છે? કઈ કૉલેજમાં જાય છે?

તપાસ કરી. કોઈ પણ કૅલેન્ડરમાં તેનું નામ નહોતું.

દિલીપ : એ કેવું?

કવિ : કેવું શું? અને છતાં હું તેને બી. એ. ના અભ્યાસમાં નિયમિત હેલ્પ કરતો હતો, યાદ રાખજો.

( કલહાસ્ય )

કણા : ત્યાર પછી?

કવિ : અચાનક એક દહાડો તેના મોટા ભાઈ આવી પહોંચ્યા. કહે : એને મોકલો તો સારું. વહુને, એની સ્ત્રીને છેલ્લા દહાડા છે. મેં કહ્યું, એ કેવું? એ પરણેલો છે? મોટા ભાઈ કહે : જી હા. ઘણો વખત થયો, પણ એણે કદી તપાસ રાખી નથી.

બંગાળ દેશ. મહોલ્લાના એક મોટી કન્યાના બાપ એને ગળે પણ કન્યા વળગાડવા તૈયાર થયા — હું જ્યારે આટલો સ્નેહ રાખું છું ત્યારે છોકરો સારો હોવો જ જોઈએ.

છોકરીની મા, ગમે તેમ તોય મા તો ખરી ને — તેણે તપાસ કરવા માણસ મોકલ્યું, કેવો છોકરો છે, શું કરે છે, વગેરે. ત્યારે મારે બધી વાત કહેવી પડી. ક્યાં સુધી ચાલે? મેં તેને કહ્યું કે, બહુ સહન કર્યું, હવે નહિ. ખાસ કરીને જ્યારે હું તારા ઉપર સ્નેહ રાખું છું એમ વિચારીને લોકો તને છોકરી પરણાવવા માંગે છે ત્યારે તેની થોડી જોખમદારી મારે માથે પણ આવે જ.

બાણભટ્ટની કાદંબરીમાંની ઉપમા મને યાદ આવી :

हारमयानर्ककिरणान् चन्दनमयमातपम् ;

ગાહે એ સૂર્ય : દહિતે આમિ ના જાનિ,<br>
શાંત કિરણે કાંત માલિકા ગાঁથિ,

ચંદનસુખસ્નિગ્ધ આમાર વાણી,<br>
સુષમાછંદ મોર વસંતસાથી.

[ સૂર્ય ગાય છે : મને બાળતાં આવડતું નથી, હું તો શાંત કિરણથી કાંત માલિકા ગૂંથું છું; મારી વાણી ચંદનસુખસ્નિગ્ધ છે, સુષમાછંદ મારો વસંતસાથી છે. ]

# રવીન્દ્ર–પત્રમર્મર

સંસારમાં જે કંઈ અકર્તવ્ય છે, તેના બે જ વિભાગ પડે છે. એક અસત્ય, બીજું નિર્દયતા. જે કામમાં પોતાની કે બીજાની પ્રવંચના કરવી પડે, અથવા જેનાથી બીજાને પીડા થાય તેનો ત્યાગ કરવો જોઈએ. બેંકના મૅનેજરે ઠગાઈ કરી હોય તો આપણે તેને દોષ દઈએ છીએ તેનાં માત્ર બે જ કારણ છે. એક તો તે સામાન્ય લોકોને છેતરીને કામ કરે છે, અને બીજું બહુ લોકોને દુઃખ દે છે. તેને પૈસાની અત્યંત જરૂર હોય,—એ જરૂર સ્વાભાવિક છે, એ જરૂર પૂરી કરવી એ નિંદનીય નથી, એટલું જ નહિ જીવનધારણ અને સંસારયાત્રાને માટે અત્યંત આવશ્યક છે, પણ જ્યારે ચોરી છૂપીથી અને નિર્દયતાને માર્ગે એ કામ કરવું પડે, ત્યારે બનતે પ્રયત્ને એ કામનાનું દમન કરવું એ જ શ્રેય છે એમ હું સમજું છું.

દામ્પત્યમાં સ્વામીસ્ત્રીના પરસ્પરના દેહ ઉપર પરસ્પરનો સંપૂર્ણ અધિકાર છે એવી લાંબા સમયથી પ્રચલિત ધારણા યુરોપમાં થોડો સમય થયાં જ શિથિલ થતી જાય છે. મારી એવી માન્યતા છે કે એનું મુખ્ય કારણ એ છે કે ઘણા સમયથી ઘણા પુરુષો લગ્ન કરવાને નારાજ છે. ધીમે ધીમે યુરોપમાં જીવનયાત્રાનો આદર્શ મોંઘો થતો ગયો છે, અને ઘરસંસારનો બોજો માથે લેવા કોઈ એકાએક તૈયાર થતું નથી. આથી ઘણી સ્ત્રીઓને ફરજિયાત કુંવારાં રહેવું પડે છે. અવિવાહિત અવસ્થામાં દેહને પવિત્ર રાખવાની જે આજ્ઞા હતી, તે કદી પણ આવા સમાજમાં ટકી શકે જ નહિ, જ્યાં ઘણી સ્ત્રીઓને

મૂરતિયો મળવાની આશા નથી. આપણા દેશમાં એક તરફથી આ શરીરની પવિત્રતા જાળવવા વિશે જેવી કડક આજ્ઞા છે, તેવી જ બીજી તરફથી સ્ત્રીમાત્રે લગ્ન અવશ્ય કરવાં જ જોઈએ એવી પણ કડક આજ્ઞા છે. વિધવાઓના પણ આહાર વ્યવહાર વગેરેના નિયમોનો કંઈ પાર નથી. યુરોપમાં લગ્ન જેમ જેમ મુશ્કેલ બનતાં જાય છે, તેમ તેમ શારીરિક સતીત્વ વિશેના સંસ્કાર આપોઆપ જ ઢીલા પડતા જાય છે.

બીજું પણ એક કારણ છે. સ્ત્રીઓ જ્યારે નિરુપાય થઈને પુરુષોની પૂંઠે ચાલતી, જીવનનિર્વાહને માટે લગ્ન સિવાય જ્યારે તેમને બીજો ઉપાય જ નહોતો, ત્યારે લગ્નના બજારમાં જે વસ્તુની કિંમત વધારે હોય તેનું રક્ષણ કરવા માટે જીવસટોસટના પ્રયત્ન કરવા પડતા. આજના જમાનામાં સ્ત્રીઓની એ મુશ્કેલી પણ ધીમે ધીમે દૂર થતી જાય છે. સંતાનોનો પ્રશ્ન પણ હવે પ્રબળ રહ્યો નથી, નિવારણના ઉપાયો સહેલા છે. સ્ત્રીઓને ગર્ભ ધારણ કરવો પડે છે એટલા ખાતર જ આજ સુધી દેહને સંભાળવાની જવાબદારી સામાન્ય રીતે સ્ત્રીઓની ઉપર જ વધારે રહેતી, એટલું જ નહિ, આપણા દેશમાં પુરુષ બહુવિવાહ અથવા બહુસ્ત્રીસંભોગ કરે તેની પણ નિંદા થતી નહોતી અથવા બહુ ઓછી થતી હતી. એ તો હમણાં થવા માંડી છે, ખ્રીસ્તી નીતિના આગમન સાથે. એટલું જ નહિ, અમે જ્યારે નાના હતા ત્યારે પણ એ બાબતની શિથિલતા સમાજમાં નિર્લજ્જ ભાવે જ પ્રચલિત હતી. એકંદરે વાત એમ છે કે સ્ત્રીપુરુષની અને ખાસ કરીને સ્ત્રીની શારીરિક પવિત્રતાના રક્ષણ સંબંધી સંસ્કાર જે આર્થિક અને સામાજિક કારણો ઉપર આજ સુધી દૃઢ પ્રતિષ્ઠિત હતા, તે કારણો ક્ષીણ થતાં અથવા લોપ પામતાં કેવળ ઉપદેશને જોરે એ ટકી જ ન શકે. સમાજ પોતાના વિશેષ પ્રયોજનને ખાતર સ્વભાવને રૂંધી રાખે છે, રૂંધી રાખવા માટે તેને અનેક કળાબળ, કૌશલ, અનેક દોરડાં દોરડી, અનેક પહેરાની જરૂર પડે છે, પણ

પ્રયોજનો જ જ્યારે શિથિલ થઈ જાય, ત્યારે સ્વભાવને રૂંધી રાખવાનું સહેલું નથી રહેતું. વ્યક્તિગત સંપત્તિના ઉપભોગનો દાખલો લો ને. મને જ્યારે ભૂખ લાગે ત્યારે મારા ઝાડ ઉપર જો ફળ ન હોય તો તમારા ઝાડ ઉપરથી ફળ પાડીને ખાવાની મને સ્વાભાવિક ઇચ્છા થાય. પરંતુ વ્યક્તિગત સંપત્તિનું રક્ષણ કરવું એ સામાજિક વ્યવસ્થાના રક્ષણને માટે આવશ્યક છે, એટલે જ ફળ પાડીને ખાવું એ ચોરી ગણાય છે. આ ચોરી સંબંધે સમાજે આપણા મનમાં જે સંસ્કાર દૃઢમૂલ કર્યા છે, તે પોતાની વ્યવસ્થાનું રક્ષણ સહેલું બનાવવાના ઉદ્દેશથી જ. જો કોઈ દહાડો વૈજ્ઞાનિક કે સામાજિક કારણે વસ્તુઓની ખાસ કિંમત ન રહે તો પછી ચોરી વિશેના સંસ્કાર આપોઆપ ચાલ્યા જાય. ખરું જોતાં ચોરી ન કરવાની નીતિ એ સનાતન નીતિ નથી, એ માણસની ઘરની ઘડેલી નીતિ છે, એ નીતિનું પાલન ન કરવાથી જો સમાજમાં અશાંતિ ન થાય, તો પારકાની વસ્તુ લેવી એ ચોરી ન કહેવાય. એટલે જ તમે દિલીપકુમાર મારા રવીન્દ્રનાથના લીચુના બગીચામાંથી મારી ગેરહાજરીમાં લીચુ ખાઈ જાઓ તો તમે પણ તેને ચોરી ગણીને પશ્ચાત્તાપ કરશો નહિ, અને હું પણ તેને ચોરી ગણી હાથમાં ધારિયું લઈ દોડી આવીશ નહિ. વ્યભિચારને પણ એ જ વાત લાગુ પડે છે. એમાં જે કાંઈ અપરાધ છે તે સામાજિક છે, અર્થાત્ એથી જો સમાજમાં અશાંતિ થાય તો જ સમાજના માણસોએ સાવચેત થવાની જરૂર છે. જો ન થાય તો વ્યભિચાર એ વ્યભિચાર જ નથી — બીક બતાવીને રોકી રાખવાને માટે એને જે કાળું મોઢું પહેરાવવામાં આવ્યું છે, તે ખસી જતાં માલૂમ પડે છે કે એના ઉપર નરકની છાપ નથી.

બેશક, શારીરિક અસંયમ બધી જ અવસ્થામાં દોષરૂપ છે. ઉપરાંત વિશેષ સાધનામાં કદાચ શારીરિક વૃત્તિનું સંપૂર્ણ દમન કરવાનો વિશેષ અર્થ હશે, એ ચર્ચા નૈતિક ચર્ચાની બહારની છે.

ખરું જોતાં, શાશ્વત નીતિના બે વિભાગ છે: એક મનનો ને એક હૃદયનો; એક અસત્ય, બીજો અપ્રેમ; એકમાં વંચના છે, બીજામાં નિષ્ઠુરતા છે. એકથી આપણે ભોળવીએ છીએ, બીજાથી મારીએ છીએ. આમાં પણ થોડું કહેવા જેવું છે. એક પ્રકારનું અસત્ય હોય છે, જે સત્ય જ ગણાય, જેમ કે કવિકલ્પના. એક પ્રકારની નિષ્ઠુરતા હોય છે, જે પ્રેમ જ ગણાય, જેમ કે અન્યાયની સજા. હું બહુ બક્યો, સમયના અભાવનો વિચાર કરીએ તો એને દોષ જ ગણવો પડે — સમયનું જો મૂલ્ય ન હોત અથવા થોડું હોત તો આ પ્રગલ્ભતાની કશી જવાબદારી ન હોત. એ જ.

૨૭ ફેબ્રુઆરી, ૧૯૨૮ સ્નેહાસક્ત શ્રીરવીન્દ્રનાથ ઠાકુર

કલ્યાણીયેષુ —

કાલે તમને જે પત્ર લખ્યો છે, તે સ્પષ્ટ થયો છે કે નહિ એ વિશે શંકા પડે છે, કારણ કે ખરી વસ્તુનો પત્રના છેવટના ભાગમાં ઇશારો જ કરેલો છે.

મારા મત પ્રમાણે ચરિત્રનીતિના બે મૂળ આધાર છે: એક સત્ય અને એક પ્રેમ. પ્રેમ શબ્દનો રખેને સંદિગ્ધ અર્થ લેવાય એટલા માટે બૌદ્ધ પરિભાષા 'મૈત્રી'નો ઉપયોગ કરવો એ સલામત છે. આપણા જે કોઈ કામમાં સત્યના સ્ખલન દ્વારા વંચના કે વિશ્વાસઘાત થાય, અથવા મૈત્રીના સ્ખલન દ્વારા સંસારમાં હિંસા, વેદના, અશાંતિનો પ્રચાર થાય તે જ નૈતિક દૃષ્ટિએ ખરાબ ગણાય. સ્ત્રીપુરુષના દૈહિક સંબંધનો નૈતિક વિચાર કરતી વખતે એ વાત જ યાદ રાખવી જોઈએ. એમાં Asceticism અથવા વૈરાગ્યની વાત, નૈતિક દૃષ્ટિની વાત નથી — એ શારીરિક અથવા આધ્યાત્મિક ચિકિત્સાશાસ્ત્રની વાત છે. સ્ત્રીપુરુષના શારીરિક સંબંધમાં જ્યાં અસત્ય અશાંતિને સંબંધ હોય ત્યાં જ તે વ્યભિચાર કહેવાય —

જ્યાં એવી આશંકા ન હોય ત્યાં સંન્યાસીની વાત કાન પર લેવાની મને જરૂર લાગતી નથી. ( માઘ, ૧૩૩૪–૧૯૨૭. )

સ્ત્રીપુરુષનો દેહસંભોગ નિંદનીય નથી, તેની તો ખૂબ જરૂર છે, સહજ સ્થિતિમાં તેનું દમન કરવું એ જ ખોટું છે, પરંતુ બીજાં ધર્મકર્મોની પેઠે તે નિતાંત અપરિવર્જનીય છે — ખરું જોતાં ધર્મની તરફ, સુબુદ્ધિની તરફ નજર રાખીને જીવનમાં આપણે એ સંબંધે આત્મદમન બહુ દુઃખે અને બહુ વાર કરીએ છીએ. જો ન કરીએ તો તેમાં આત્મશ્લાઘા કરવા જેવું નથી. યૌનપ્રેમની પરિપૂર્ણતાને માટે દેહ–મનનું મિલન આવશ્યક છે, પરંતુ યૌનપ્રેમની પણ ઉપર માનવપ્રેમ રહેલો છે — અધર્મ માનવપ્રેમનો વિરોધી છે. સંસારયાત્રાની સંપૂર્ણતા ખાતર આપણે અર્થ ઇચ્છીએ છીએ, પરંતુ તેના કરતાં પણ વિશેષ તો સત્યની, કરુણાની ઇચ્છા કરવી જોઈએ — એ પરમાર્થ છે, એમાં આત્માની પરિપૂર્ણતા છે. પોતાની ભોગતૃપ્તિ સાધવાને માટે સંસારમાં અસત્ય કે દુઃખ નહિ પેદા કરીએ, એ સંકલ્પને દુર્બળ ન કરવો એ જ સારું છે. કામનામાં પોતાનું જ જોર પૂરતા પ્રમાણમાં હોય છે, તેને શ્રેયના ખાનામાં નાખી વધારે બળવાન બનાવી દેશો તો પછી કોણ આવરી શકશે? સમાજનીતિને જ હું ધર્મનીતિ નથી કહેતો — તે માનવનીતિ છે, અને તેમાં એવું નથી કહ્યું કે દેહ વસ્તુ કલુષિત છે — તેમાં તો એવું કહ્યું છે કે છેતરશો નહિ, દુઃખ દેશો નહિ. સતીત્વ અસતીત્વ એવી કાંઈ ઐકાંતિક વસ્તુ નથી, પણ સત્ય અસત્ય છે...

સ્ત્રી પુરુષના સંસર્ગમાત્રમાં જ જો અન્યાય રહેલો હોત તો તો પતિપત્નીનો સંબંધ પણ વર્જનીય ગણાત — પણ જે સંસર્ગને જૂઠ વડે ઢાંકવામાં આવે છે અથવા સમાજના ભયથી ગુપ્ત રાખવામાં આવે છે, તે આ ચોરી છૂપીને લીધે જ કલુષિત થઈ જાય છે. જો તમે એવો સવાલ પૂછો કે નિંદા કરવાનો સમાજને અધિકાર છે કે

નહિ, તો તેનો ઉત્તર લાંબો થઈ જાય. સંતાનોને પક્ષે, સ્વામીને પક્ષે જે કઠિન ચિત્તપીડા અને હાનિ થાય છે, તેની અવગણના ન કરી શકાય. જ્યાં સુધી સમાજ-રીતિમાં જ પરિવર્તન ન થાય ત્યાં સુધી પોતાની ભોગવૃત્તિના ઉશ્કેરાટથી એ બધી દુઃખજાળ ઊભી કરવી એ કદી પણ અનુમોદનપાત્ર હોઈ શકે જ નહિ. રશિયામાં સમાજ જ બદલાતો જાય છે. ત્યાં તો વ્યભિચાર શબ્દ જ નિરર્થક બની ગયો છે. ત્યાં તો માતા વિનાના બાળકને કે જારજ સંતાનને કશું દુઃખ કે અપમાન વેઠવું પડતું નથી. એટલે ત્યાંની યૌનનીતિ ત્યાં જ ચાલે, બીજે ન ચાલે. સામાજિક અન્યાય તો પ્રેમમાં નથી, પણ વ્યવહારમાં છે. એટલે દુઃખ દુર્ગતિનું નિવારણ કરવા તરફ ધ્યાન રાખી પોતાની વાસનાને સંયત રાખવાનું કહેવું જ પડશે. જ્યાં સુધી ધનસંપત્તિ એ સમાજમાં સત્ય ગણાય છે ત્યાં સુધી ચોરી જેમ અન્યાય છે, તેમ જ્યાં સુધી વિવાહબંધન સમાજમાં પ્રચલિત છે, ત્યાં સુધી યૌનનીતિએ સંયમને માનવો જ પડશે. (જુલાઈ, ૧૯૩૦)

હકનું જોર તેની હદ ઉપર આધાર રાખે છે — ભાષા ભાવની હદ દર્શાવે છે. તે હદમાં ભંગાણ પડ્યું એટલે તે બિલકુલ સામાન્ય બની જાય છે. વિજ્ઞાનનું ગૌરવ સત્યના સાધારણત્વ ઉપર આધાર રાખે છે, સાહિત્યનું ગૌરવ ભાવના વિશેષત્વ ઉપર. એ વિશેષત્વ અતિ સૂક્ષ્મ વ્યંજના ઉપર આધાર રાખે છે — મને એના ઉપર માયા મમતા છે, તે ખ્યાતિના લોભને લીધે નહિ, પણ મારા સ્વભાવને લીધે. જેમ તેમ જે તૈયાર કર્યું હોય તેમાં મારું વક્તવ્ય હોવા છતાં પણ હું તેને સ્વીકારી નહિ શકું — તેને ન્યાતમાં લેવુ હોય તો શુદ્ધિની જરૂર પડે. ઘણો સમય બગાડ્યો — એ પણ સ્વભાવને લીધે. (જુલાઈ, ૧૯૩૦)

ઉંમર સિત્તેર થઈ — મારા પરિચયના ખાનામાં અનુમાનની જગ્યા લગભગ બાકી રહી નથી. હું શું છું, હું ક્યાં છું, એ વિશે જેઓ તકરાર કરે છે તેઓ આંખ મીંચીને કહે છે, જોઈને નહિ.

એક વખત કોઈ એક પચીસમી વૈશાખને દિવસે હું સોળ વરસની ઉંમરને નાકે આવીને ઊભો હતો, અનેક રસ્તાઓની સામે, અનેક અંદાજો — અનુમાનોની સામે. તેમાંથી બધાને જતા કરી આજે છેવટે એક ઉપર આવીને ઊભો છું. એટલું તો નિઃશંકપણે જાણી શકાયું કે હું કવિ છું. પણ માત્ર કવિ કહીએ તો સંજ્ઞા અસંપૂર્ણ રહે છે. કવિની પ્રેરણા શાની છે, અને તેની સાધનાનું છેલ્લું ઠેકાણું ક્યાં છે એનો પણ એક ચોખ્ખો જવાબ મળવો જોઈએ. એ પણ હું જાણું છું. મારો બધો અનુભવ અને રચનાનો પ્રવાહ માનવમાં આવીને અટક્યો છે. મેં વારેવારે દેવતાને પુકાર કર્યો છે અને વારેવારે માનવે જવાબ દીધો છે — રૂપમાં અને અરૂપમાં, ભોગમાં અને ત્યાગમાં. તે જ માનવ વ્યક્તિમાં છે અને તે જ માનવ અવ્યક્તમાં છે.

ઘણા વખત પહેલાં 'કડી ઓ કોમલ'ની એક કવિતામાં મેં લખ્યું હતું—

"માનુષેર માઝે આમિ બાઁચિબારે ચાઇ." *

(હું માણસોમાં જીવવા ઇચ્છું છું.)

તેનો અર્થ એ થાય છે કે માનવ જ્યાં અમર છે ત્યાં હું જીવવા ઇચ્છું છું. એટલે જ મોટા મોટા નામવાળા નાના વાડાઓમાં હું માણસની સાધના કરી શકતો નથી. રાષ્ટ્રીયતાનો ખીલો રોપીને સમસ્ત માનવને રોકી રાખવા એ મારાથી ન બની શક્યું, — કારણ કે જે માનવ સર્વ લોકમાં હોય છે તેમનામાં જ અમરતા હોય છે.

તમે મને ઉપરની વેદી ઉપર શી રીતે ચડાવી રાખશો ? હું તો તમારા લોકોનો સમવયસી છું. મારી આવી મોટી પાકી દાઢી લઈને પણ મેં તમારી સાથે બકબકાટ કર્યો છે, ઝઘડો કર્યો છે, ડાયરો જમાવ્યો છે, એક ઈંચ પણ આઘો ખસીને બેઠો નથી. મારા વૃદ્ધત્વથી અંજાઈ જઈને તમે પણ બહુ મોં સંભાળીને બોલ્યા છો, એવું મારા ઇતિહાસમાં લખેલું નથી. એને લીધે ઘણી અગવડ થઈ છે,

* આખા કાવ્ય માટે જુઓ 'ગીતાંજલિ અને બીજાં કાવ્યો' પૃ. ૧૨૩.

વખત પણ પુષ્કળ બગડયો છે, પરંતુ મનમાં મનમાં એક પ્રકારનો ગર્વ અનુભવ્યા વિના હું રહી શકતો નથી કે, હું તમારી સાથે બહુ સહેલાઈથી જ એકાસને બેસી શકું છું. એ ઉપરથી હું સમજી ગયો છું કે ઘરડા થવું મારે માટે અસંભવિત છે. જેઓ ધર્મમાં, કર્મમાં, વિષયસંપત્તિમાં, પોતાના કે પોતાના રાષ્ટ્રના ભાગવહેંચણીના ઝઘડામાં પાકા થઈ ગયા છે, તેમનો ચેપ મને કદી લાગવાનો નથી. જે માનવ એકી સાથે 'સનાતન' અને 'પુનર્નવ' છે તેમની પાસેથી મેં કવિતાનું બાનું લીધેલું છે — એટલે માનવોમાં હું જીવતો રહીશ, તમારા બધાની વચમાં, કોઈ વાર તમો મારા શરીર ઉપર ધૂળ નાખશો, તો કોઈ વાર ફૂલ ચંદન. હું માનવના અમૃતને પામ્યો છું, તેનો મેં સુખમાં ને દુઃખમાં ઉપભોગ કર્યો છે, મારા રંગીન માટીના વાસણમાં તે મૂકતો જાઉં છું, — ઘણું ઝરપી જવા છતાં તેમાંનું કંઈક તો બાકી રહેશે જ, — થોડું હોય તોયે વાંધો નહિ, કારણ, વજન ઉપરથી તેનું મૂલ્ય અંકાવાનું નથી...(૧૩૩૭–૧૯૩૦)

શાસ્ત્રમાં કહ્યું છે કે "भुक्त्वा राजवदाचरेत।" એટલે કે પેટ ભરીને ભોગ ભોગવી રહ્યા હોઈએ ત્યારે બાદશાહની પેઠે લાંબા થઈને આળસ કરવું. જીવનનાં સુખ દુઃખ અને કર્મના ભોગ તો ખૂબ પૂરેપૂરા ભોગવી લીધા છે, હવે નૈષ્કર્તવ્ય સિવાય બીજું કોઈ કર્તવ્ય જ નથી. ખૂબ સબ્લાઇમ કોટિનું આળસ કરવાની મનમાં આકાંક્ષા જાગે છે — દાર્જિલિંગના કાંચનજંઘા પહાડના જેવું — ખેતીવાડીની કે કશાની પીડા જ નથી, પશુ પંખી પતંગ કશાંની પરવા જ નથી — ગુપચૂપ બેસીને કેવળ વાદળાંઓને રંગ લગાવ્યા કરે છે.

શ્રી અરવિંદ સંબંધે મારા મનનો ભાવ તમે બરાબર પારખી શક્યા નથી. જરા ફોડ પાડીને કહું છું. આજ કાલ કોઈ કોઈ વાર ચિત્ર ચીતરવાની પ્રેરણા આવે છે, ત્યારે બારણાં બંધ કરવાં પડે છે. કલમને મુખે રૂપનો આવિર્ભાવ નિર્જનમાં જ થાય છે. આમ બારણાં બહાર લોકોને અટકાવી રાખું છું, એટલા માટે હું પોતાને દોષ દેતો નથી. સ્વયં સૃષ્ટિકર્તા પોતાના ચિત્રની પ્રથમ રેખાઓ એકાંતમાં જ દોરે છે.

ચિત્ર ચીતરવાનું કામ જો કે નિર્જનમાં થાય છે, છતાં ચિત્ર તો સર્વ જનનું જ હોય છે. એવે પ્રસંગે તો મુક્તિ આપવી એ જનતાનું જ કર્તવ્ય છે, રચનાશાલામાં અડ્ડો જમાવવા આવવું એ ધૃષ્ટતા છે. જેઓ ચિત્ર ચીતરવાના કામને જ નકામું ગણે છે, તેઓ જંગલી છે— તેઓ ભલે ગમે તે કહેતા, ચિડાય તો ભલે ચિડાતા. તેઓ કમિટિ મિટિંગની કોરમ (સાધક સંખ્યા) સાચવવા માટે બૂમાબૂમ કરે, ત્યારે બારણે ડબલ તાળાં લગાવી કાન બંધ કરવામાં કંઈ દોષ નથી.

શ્રી અરવિંદ આત્મસૃષ્ટિમાં નિવિષ્ટ છે. તેમને સમાજનાં સાધારણ નિયમનો લાગુ નહિ પડે. તેમને સંભ્રમપૂર્વક દૂર જ સ્થાન આપવું પડશે — બધા જ સૃષ્ટિકર્તાઓ એકલા હોય છે, તેઓ પણ એવા જ છે. જ્યાં બધાંનો સાથ જન્મ્યો હોય છે ત્યાંનો જ આપણને અનુભવ છે, — તેમની ઉપલબ્ધિનું ક્ષેત્ર બધી જનતાને વટાવીને પાર ગયેલું છે. પણ આપણે તે સહન કેમ કરીએ છીએ? — જે કારણે વાદળાં દૂર આકાશમાં ભેગાં થાય એને સહન કરીએ છીએ તે કારણે — આખરે ખેતી માટે પણ જો પાણીનો નળ જ વાદળામાં પહોંચાડી દેવામાં આવે તો શહેરના મેયર સાહેબને છાપામાં ગાળ દેવી જ પડે...(૧૯૩૦)

તમારા ગુરુવાદનો અંગ્રેજી વેશ (અનામી) મને ગમ્યો. પરંતુ હું પોતે સ્વભાવથી જ ગુરુવાદી નથી એટલે ગુરુવાદમાં જેમને વિશ્વાસ ન હોય તેવાની તમે જે નિંદા કરી છે તે મેં સ્વીકારી ન લીધી. વાસુકિને જો ધરણીધર માની લો તો પણ એ પ્રશ્ન તો રહેશે જ કે વાસુકિને કોણે ધારણ કર્યો છે? મારા ગુરુદ્વારાના દરવાજા વિશાળ છે — આદિ કાળથી કેટલાય સંદેશ લઈને કેટલાય માણસો આવે છે, મારા કાન તો માંડેલા જ છે, જેમની પાસેથી પરમ મનુષ્યની ખબર જે કોઈ ઉપલક્ષ્યે મળે તેમને હું આસન પાથરી આપું છું. માનવના વિશ્વસમાજમાં કેટકેટલા જ્ઞાનના ગુરુ, વિજ્ઞાનના ગુરુ, કર્મના ગુરુ, સદા આવજા કરે છે! તેઓ દિવ્ય માનવનો કોઈ ને

કોઈ પરિચય લેતા આવે છે, એટલે તે બધાયને યથોચિત રીતે માનવા જોઈએ. પરંતુ માનવા શા વડે? આપણા પોતામાં જ લાગણીનું એક અનુભવજન્ય માપ રહેલું છે — તે આપણું પોતાનું હોય છે, એટલે શું તેને અહંકાર કહેવો? આંખ મારી જ છે, એટલે હું જુદા જુદા પ્રકાશમાં જુદાં જુદાં ચિત્રો જોઉં છું, પરંતુ આંખ મારી જ છે એટલા ખાતર જ તેને ગાળ દેવી જોઈએ? મારી બુદ્ધિ મને ખોટે માર્ગે ચડાવી દઈ શકે એ ખરું, પણ પારકાની બુદ્ધિયે શું ખોટે માર્ગે ન લઈ જઈ શકે? કયા જ્ઞાનીની, કયા સાધકની વાણી માની લેવા જેવી છે તે તો આપણે પોતાની મેળે નક્કી કરીએ ને. હું અનેક બુદ્ધિમાનોને ઓળખું છું, જેઓને પોત પોતાના વિશેષ ગુરુના પરમ મહિમા વિશે અચળ વિશ્વાસ હોય છે, પરંતુ બીજો કોઈ બીજા કોઈ ગુરુને એક માત્ર આશ્રય તરીકે માનીને ચાલે તો તેથી તેઓ ઊકળી જાય છે. તેમના ગુરુને ન માનવા એને જ તેઓ અહંકાર કહે છે. કારણ કે તેઓ માને છે અને બીજું કોઈ માનતું નથી, એ હકીકતથી જ તેમના પોતાના અહંકારને આઘાત લાગે છે. એટલા માટે જ જે ગુરુને માની શકતો નથી તેને તમે જાત જાતનાં વિશેષણોની મેશ ચોપડી છે.

અવતાર વિશે પણ એનો એ જ ઝઘડો છે. ખ્રિસ્તી પુરાણના અવતારને ચરણે જે ભક્તે આત્મસમર્પણ કર્યું છે તે બીજા મતના અવતારવાદીને મૂઢ કહે છે. વળી જે કહે છે, કે જે કોઈ મનુષ્યમાં મહત્ત્વ હોય છે તે મનુષ્યમાં જ મહાન પુરુષ પોતાને પ્રગટ કરે છે, તેને સાંપ્રદાયિક અવતારવાદી પોતાના વિશેષ અવતારના અહંકારને લીધે ગાળ દેવાનો. જ્યાં જ્યાં હું શ્રદ્ધા રાખું છું, ભક્તિ કરું છું, પ્રણામ કરું છું ત્યાં ત્યાં મારા ગુરુ છે. હું મહા માનવના વિરાટ ગુરુ દરબારમાં અર્ઘ્ય લઈ આવવા માટે ઊમેદવાર છું, પણ મને એમ કહેવું અસંગત નહિ ગણાય કે તમારી ભક્તિ, તમારી શ્રદ્ધા, તમારી બુદ્ધિ દ્વારા જ તમે સત્યનો તોલ કરી તેને સ્વીકારો છો, એ તમારો મોહ છે, તમે ન માનો તો પણ જે સત્ય છે તે સત્ય

જ રહેવાનું છે. એવે સ્થળે કોઈ એક લોકપ્રચલિત આપ્ત વાક્યને ‘સુપ્રીમ ગાઇડ’ (શ્રેષ્ઠ રાહબર) તરીકે સ્વીકારી લેવું પડે છે, પછી શ્રદ્ધા, ભક્તિ, વિશ્વાસ હોય કે ન હોય. એના કરતાં વધુ નમ્રતા બીજી હોઈ શકે નહિ. પણ ત્યારે તમે જ પાછા “pages of dead books — મરેલાં થોથાંનાં પાનાંને ગાળ દેશો — જેમ તમારા ગુરુવાદીના અંગ્રેજી તરજૂમામાં દીધી છે — તમારા જ માર્ગને ‘લિવિંગ’ ‘જીવંત’ કહેશો અને મારા માર્ગને ‘પેડાન્ટ્રી’ — શાસ્ત્રાંધતા કહેશો ! ગુરુતત્ત્વ સંબંધે આપણા મધ્યયુગના સાધકોની વાત જ મને સૌથી વધારે ગમે છે. અર્થાત્ આખરે તો એ અહંકાર આગળ જ આવીને વાત અટકે છે કે, તેમના મનના યંત્રનો ધ્વનિ મારા મનના તારે બરાબર સૂરે પ્રતિધ્વનિત થાય છે. તે સમયના સાધકો બાંધેલા મત અને શાસ્ત્રની વાડમાંથી બહાર નીકળી આવ્યા હતા. જે પ્રેરણાથી તેઓ ઉદ્‌બોધિત થયા હતા તે જાણે વિશ્વ-પ્રાણમાંથી તેમનામાં આવી હતી. (ડિસેમ્બર, ૧૯૩૧)

અંગ્રેજી કવિતામાં તમારી સફળતાનાં ચિહ્નો જોઈને ખુશ થયો. મને ખાતરી છે કે એ માર્ગે તમને સિદ્ધિ મળવાનો સંભવ પુષ્કળ છે. તેનું એક કારણ એ કે અંગ્રેજી ભાષામાં પ્રગટ કરવાની શક્તિ અસાધારણ પરિણતિને પહોંચેલી છે; સ્વાભાવિક રચનાશક્તિ અને એ ભાષા ઉપર પ્રભુત્વ હોય તો સિદ્ધિ પ્રમાણમાં સહેલાઈથી મળે છે. વહેતી નદીમાં તરીને આગળ જવું હોય તો તરવાની કુશળતા અને નદીનો પ્રવાહ બંને મદદરૂપ થાય છે. બંગાળી ભાષામાં પોતામાં અજસ્ર ગતિશક્તિ આજે પણ પૂરેપૂરી પેદા થયેલી નથી. એ ભાષામાં કોઈ પણ ઉચ્ચ લક્ષ્ય તરફ જો કલમ ચલાવવી હોય તો ચાલવાની સાથે સાથે મોટે ભાગે રસ્તો ખોદી લેવાની પણ જરૂર પડે છે. એવી રીતે ખોદાખોદ કરતાં કરતાં જે બંગાળી સાહિત્યમાં પહેલાં માત્ર પગે ચાલવાનો ખેતરાળુ રસ્તો હતો ત્યાં રાજમાર્ગ તૈયાર થયો છે, પણ હજી તેમાં બાધાસંકુલ બંધુરતા પુષ્કળ છે. (૧૯૩૬)

# શ્રી અરવિંદ

જે કો ચાહે ધરણી ઉપરે સ્વર્ગને લાવવાને,
તેણે જાતે ધરણી તણી માટી પરે આવવાનું,
પૃથ્વી કેરો મલિન પ્રકૃતિ બોજ ઉઠાવવાનો,
કષ્ટે છાયો વિકટ પથ આ વિશ્વનો કાપવાનો.

— **શ્રી અરવિંદ**

**શ્રી અરવિંદ** વિશે કંઈ લખવા જવું એ મારે માટે દુ:સાહસ છે, એમાં શક શો? તોયે તેઓ મારા ગુરુ દીક્ષાદાતા છે, એટલે અકૃતાર્થ પ્રયત્નમાં પણ ચરિતાર્થતા રહેલી છે. માણસ જેની પાસે ચરમ પંથનો પ્રકાશ પામે છે, તેની વાત કરવાની તેને તૃષ્ણા જાગે છે. પણ આ આત્મસમર્થન આગળ નહિ ચલાવું. બધા જ ઓછામાં ઓછું એટલું તો સમજશે કે શ્રી અરવિંદના મહત્ત્વનું કોઈ ચિત્ર દોરવાનો આ પ્રયત્ન નથી — એ અસંભવિત છે. શ્રી અરવિંદે મારા જ ઉપરના એક પત્રમાં કેટલાંક વર્ષ પહેલાં લખ્યું હતું : "No one can write about my life because it has not been on the surface for man to see." (અર્થાત્, મારા જીવન વિષે કોઈ લખી શકે એમ છે જ નહિ, કારણ, કોઈ જોઈ શકે એમ સપાટી ઉપર એ રહ્યું જ નથી.) હું તો મારી શક્તિ અનુસાર તેમને વિષે બોલવાનો પ્રયત્ન કરીશ — અને એટલી વ્યક્તિગત રીતે.

આવી બાબતમાં એ માર્ગ જ સૌથી વધુ સલામત હોય છે — કારણ, યોગ સંબંધે અવૈયક્તિક વાત કરવાને હું અધિકારી નથી. શ્રી અરવિંદના પત્રોમાંથી વ્યક્તિગત પત્રો ચૂંટી કાઢવાનું પણ એ જ કારણ છે.

શ્રી અરવિંદની ગીતા વિષે મેં પહેલ વહેલું સાંભળ્યું મિત્રવર્ય શ્રીકૃષ્ણપ્રેમ પાસેથી. એમનું નામ પહેલાં રોનાલ્ડ નિક્સન હતું. અત્યારે એઓ સંન્યાસી છે — આલમોડામાં સાધના કરે છે. તેમણે મને કહ્યું હતું કે આવી ઉજ્જવલ અને ગભીર વ્યાખ્યા મેં કદી વાંચી નથી. તે વાતને આજ બાર વરસ થયાં હશે. ત્યાર પછી મેં શ્રી અરવિંદનાં અંગ્રેજી 'એસેસ ઓન ધ ગીતા,' 'સિન્થસિસ ઓવ યોગ,' 'ફ્યુચર પોયેટ્રી,' 'લાઇફ ડિવાઇન' અને 'મધર' વાંચ્યાં. સાંભળીને કોઈને નવાઈ લાગશે પણ એ વાત સાચી છે કે મારા સ્વદેશી મિત્રો સંખ્યામાં લગભગ અગણિત હોવા છતાં તેમને કોઈને મોઢેથી મેં તે વખતે શ્રી અરવિંદની કે તેમનાં પુસ્તકોની વાત સાંભળી નહોતી — પહેલ વહેલી સાંભળી એક વિદેશી મિત્રને મોઢે. ત્યારે જ હું પહેલ વહેલો યોગી શ્રી અરવિંદ તરફ વળ્યો.

ત્યાર પછી મેં તેમને પત્ર લખ્યો. જવાબ આવ્યો : ના, મુલાકાત નહિ થાય. લગ્ન સંબંધે પણ મેં તેમને પ્રશ્ન પૂછ્યો. જવાબમાં તેમણે જે કહ્યું તે શ્રી સુરેશચંદ્ર ચક્રવર્તીએ મને લખી જણાવ્યું. એ પત્ર લાંબો છે — આખો ઉતારવો અનેક કારણે સંભવિત નથી — તો પણ છેવટનો થોડો ભાગ ઉતારું છું :

"તમારી બાબતમાં બધો આધાર તમારા જીવનધ્યેય ઉપર છે. પ્રાણિક અને શારીરિક * સુખોપભોગનું જીવન ગાળવાનું હોય તો તમે ગમે ત્યાંથી તમારી સહચરી પસંદ કરી શકો છો. જો તમારું ધ્યેય ઉચ્ચતર હોય, કળા, સંગીત કે દેશસેવાનું હોય — તો જીવનસહચરીની

* મૂળમાં vital and physical છે. — ન.

શોધમાં વાસના નિર્ણાયક ન બનવી જોઈએ, પણ કોઈ ઉચ્ચતર વસ્તુને એ કામ સોંપવું જોઈએ અને એ સ્ત્રીમાં કંઈક એવું હોવું જોઈએ જેનો તમારા ચિત્ત (Psychic part of your being) સાથે મેળ હોય. જો તમારું ધ્યેય આધ્યાત્મિક જીવન ગાળવાનું હોય તો પરણવા પહેલાં તમારે પચાસ વાર વિચાર કરવો જોઈએ.... આ તો મેં તમને કેવળ સામાન્ય સિદ્ધાંતો જ બતાવ્યા છે. એની જટિલતા ઉપરથી તમને ખ્યાલ આવી જશે કે તમને ચોખ્ખો ને ચટ જવાબ આપી દેવો એ કેટલું મુશ્કેલ છે. આ વસ્તુઓ નજર સામે રાખી તમારે જાતે જ નિર્ણય કરવો જોઈએ."

*

તે વખતે યોગ સંબંધી પ્રશ્નો મારા મનમાં નવા નવા ઉપસ્થિત થયા હતા, એટલે શ્રી અરવિંદને ફરી વાર લખ્યું અને મારી જાત જાતની સમસ્યાઓ જણાવી. એકદમ પત્ર આવ્યો : સારું, પોંડીચેરી આવો તો મુલાકાત થશે.

ત્યારે હું ગાયકગાયિકાની શોધમાં આખા હિંદુસ્તાનમાં ફરતો હતો, 'ભ્રામ્યમાનેર દિનપંજિકા' લખતો હતો, સંગીત વિશે ભાષણો આપતો હતો, ગાતો હતો. બધું છોડીને પોંડીચેરી દોડી ગયો. એક હોટેલમાં ઊતર્યો.

અહીં એક વસ્તુ કહી રાખું. અમારી વાતચીત અંગ્રેજીમાં થઈ હતી. વાતચીત પૂરી થતાં જ તરતોતરત બધું અંગ્રેજીમાં જ લખી રાખ્યું હતું. પાછળથી તે તેમને મોકલી આપ્યું, તેમણે પોતાને હાથે (ખૂબ થોડા) સુધારા કરી આપ્યા. અહીં તેનો જ બંગાળી અનુવાદ આપ્યો છે.

હજી થોડી ભૂમિકા બાકી છે. શ્રી અરવિંદે મારા પ્રશ્નોના

જવાબમાં એવી ઘણી વાતો કહી હતી જે બધી હું તે વખતે પૂરેપૂરી સમજી શક્યો ન હતો, પણ પાછળથી તેમના પત્રો વગેરેમાંથી સાધનાની જુદી જુદી અવસ્થાઓ દરમ્યાન મને સમજાઈ હતી. તે ભાગોમાંથી થોડું થોડું પાદટીકામાં આપ્યું છે— વાતચીતને પૂર્ણતા આપવાના હેતુથી. બધું જ અંગ્રેજીમાં ઉતારી શક્યો નથી — સ્થાનાભાવને લીધે. પાદટીકામાં અવતરણચિહ્નોમાં જે વચનો મૂક્યાં છે, તે બધાં મારા પ્રશ્નોના જવાબમાં શ્રી અરવિંદે પોતાને હાથે લખેલાં છે. કોઈ કોઈ વાર મને એમ થાય છે કે આવી પાદટીકાઓ વધારીને લખાણની સ્વાભાવિક ગતિ ભારે કરી નાખવી એ સારું ન પણ હોય — પછી વિચાર કરીને નક્કી કર્યું કે શ્રી અરવિંદની અનુપમ ભાષામાંથી થોડું થોડું આ પ્રમાણે પાદટીકામાં આપવું એ બધી રીતે ઇચ્છવા યોગ્ય છે. મારાં સાધક – સાધિકા સતીર્થોએ પણ એમ જ કહ્યું.

*

૨૫મી જાન્યુઆરી, ૧૯૨૪. સવાર. વરંડામાં શ્રી અરવિંદ એક ખુરશીમાં બેઠા હતા. પ્રણામ કરીને હું બેઠો. વચમાં ટેબલ હતું.

સૌમ્ય પ્રશાંત મૂર્તિ. આવી સ્થિર, અતલસ્પર્શી શાંતિની આભા કોઈની દૃષ્ટિમાં પ્રગટતી કદી મેં જોઈ નહોતી. દાઢી મૂછ ઝાંઝાં ન હતાં, પણ વાળ ખભા સુધી ઝૂલતા હતા. શરીર પર માત્ર એક ચાદર હતી, પગ ઉઘાડા હતા. મનમાં એવો સંભ્રમ જાગ્યો! છાતી ધડધડ થવા લાગી. યોગી! એ પહેલાં મઠના સંન્યાસી અને બહુ બહુ તો એકાદ બે તાંત્રિકને જોયા હતા, પરંતુ નિર્જનવિલાસી યોગી તપસ્વીની આટલી પાસે કદી આવ્યો નહોતો — ખાસ કરીને જેઓ મારે વિશે કંઈક જાણતા હોય એવા યોગી પાસે. પાછળથી શ્રી અરવિંદે મને લખ્યું હતું કે હું સંગીતનો અભ્યાસ કરું છું એ તેઓએ સાંભળ્યું હતું, અને તેમણે મારા તે ઉત્સાહ પ્રત્યે સમભાવ પણ

સેવ્યો હતો. પણ તે વખતે મને કલ્પના સરખી નહોતી કે મારે વિશે તેમને રજમાત્ર ઔત્સુકય હશી. *

શ્રી અરવિંદ થોડી વાર મારા તરફ એકીટશે જોઈ રહ્યા — સ્થિર દૃષ્ટિએ. કેવા કેવા ભાવોના તરંગો જાગી ઊઠ્યા તે હું પ્રગટ નહિ કરી શકું — માત્ર હું એટલું જ કહું છું કે તેવી દૃષ્ટિ કદી મારી નજરે પડી નથી, આજ લગીમાં. ગમે તેમ હો, મહામહેનતે પોતાની જાતને સંભાળી લઈ મેં કહ્યું: "હું જાણવા માટે આવ્યો છું કે મને આપના યોગમાં કોઈપણ પ્રકારની દીક્ષા મળી શકે ખરી કે નહિ."

શ્રી અરવિંદે શાંત કંઠે કહ્યું: "પહેલાં મને તમે બરાબર ગોઠવીને કહો કે તમો શું ઇચ્છો છો, અને શા માટે મારા યોગમાં દીક્ષા લેવા માગો છો?"

શું જોઈએ છે? — શા માટે? — મને પોતાને જ ક્યાં ખબર હતી કે ગોઠવીને કહું? છતાં અસ્તવ્યસ્ત વિચારોને ગમે તેમ કરીને ગોઠવી કાબૂમાં આણી મેં કહ્યું: "હું જો એમ કહું કે આપ મને

---

* પાછળથી તેમણે મને એ સમયની વાત લખી હતી:

"It is a strong and lasting personal relation that I have felt with you ever since we met and even before I met you for the first time, I knew of you and felt at once the contact of one with whom I had that relation which declares itself constantly...and followed your career with a close sympathy and interest. It is a feeling which is never mistaken...It was the same inward recognition that brought you here." (બધું છાપતાં સંકોચ થાય છે એટલે થોડુંક જ ઉતાર્યું છે — એટલું પણ ન ઉતારત. પરંતુ શ્રી અરવિંદના પ્રતિભાજ્ઞાન વિશે એ ઉપરથી કંઈક જાણવા મળે એમ છે એટલે જ લોભ થયો. બેશક, આ બધાની મને લેશમાત્ર તે વખતે ખબર નહોતી — અથવા મેં સાંભળ્યું હોત તો તે વખતે માનત કે કેમ તે પણ કોણ કહી શકે?)

મદદ કરી શકો કે નહિ — એટલે કે — મારા કહેવાનો અર્થ એ છે કે — જીવનનું ધ્યેય શું છે — તે મારે માત્ર જાણવું છે એમ નહિ — પામવું પણ છે."

"આ પ્રશ્નનો જવાબ આપવો સહેલો નથી," તેમણે મૃદુ સ્વરે કહ્યું, "હું એવી કોઈ ઇપ્સિત વસ્તુ જાણતો નથી જે સૌ કોઈના જીવનમાં લક્ષ્યરૂપે સ્વીકારાઈ શકે. જીવનનાં લક્ષ્ય બહુ અને જાત જાતનાં હોય છે — ન હોય એ બને જ નહિ. યોગમાર્ગીઓ પણ જુદાં જુદાં ધ્યેય લઈને આવે છે યોગ કરવા. કોઈ વળી યોગ ઇચ્છે છે આ જીવનમાંથી મુક્તિ પામવા માટે — જેમ કે માયાવાદીઓ. એ લોકો કહે છે કે આ ઇન્દ્રિયનું જગત તો માયા છે, એ પરમ લક્ષ્યને ઢાંકી દે છે. વળી કોઈ કોઈ યોગ ઇચ્છે છે પ્રેમ અથવા મૈત્રીની આકાંક્ષાથી. કોઈને વળી આનંદ જોઈએ છે, કોઈને વળી દિવ્ય શક્તિ જોઈએ છે, કોઈને વળી જ્ઞાન. એટલે તમારે પહેલાં મનમાં નક્કી કરીને મને કહેવું પડશે કે તમે શાને માટે યોગ કરવા માગો છો?"

મૂંઝાયેલે અવાજે હું બોલ્યો: "મારે એ જાણવું છે — કે જીવનનું સંસારનું — એટલે કે નાનાવિધ અસંગતિ અને સ્વતોવિરોધનું — દુઃખ દૈન્ય આધિવ્યાધિનું કોઈ નિરાકરણ યોગમાં મળે કે નહિ?"

"બીજા શબ્દોમાં તમારે જોઈએ છે જ્ઞાન—પ્રજ્ઞા?"

"હા, — ના, માત્ર જ્ઞાન જ નહિ — આનંદ પણ જોઈએ છે. અવશ્ય."

"જ્ઞાન અને આનંદ તમને યોગમાં જરૂર મળી શકે."

ઉત્સાહમાં આવીને હું બોલ્યો: "તો તો આપની પાસે દીક્ષા મેળવવાની આશા હું રાખી શકું ખરો?"

શ્રી અરવિંદે તેવા જ શાંત કંઠે માત્ર કહ્યું: "રાખી શકો જો તમે યોગની શરત સ્વીકારવા તૈયાર હો અને તમારી યોગતૃષ્ણા પ્રબળ હોય."

(શ્રી અરવિંદે provided your call is strong એવા શબ્દો વાપર્યા હતા.)

"યોગની શરતો શી શી છે તે જરા સમજાવો તો સારું—અને યોગની તૃષ્ણા — call એટલે શું એ ન સમજાવો?"

તેઓ જવાબ દેવા જતા હતા એટલામાં હું બોલ્યો: "આપના 'યોગિક સાધન' પુસ્તકમાં આપે પોતાને 'તાંત્રિક' કહ્યા છે — એટલે કે માયાવાદી વેદાંતિક નહિ, લીલાવાદી સાધક. આપના 'લાઈફ ડિવાઈન' પુસ્તકમાં પણ આપે લખ્યું છે: 'To fulfil God in Life is man's manhood. We must accept the many sidedness of the mainfestation even while we assert the unity of the Manifested. All problems in life are essentially problems of harmony.*

"હું લીલાવાદી છું એ વાત સાચી. પણ તમે એ પ્રશ્ન શા માટે પૂછો છો?"

"મારો પ્રશ્ન એ છે કે આપના યૌગિક સાધનનો યોગ કરવા જતાં જીવનમાંથી પેનશન લઈ બધાં ઐહિક કર્મોને તિલાંજલિ દઈ ગુફાપંથી તપસ્વીના જેવા તો ન થઈ જવું પડે ને? — તમે માયાવાદી નથી એમ કહો છો, એટલે જરા હિંમત રહે છે."

શ્રી અરવિંદ જરા હસ્યા: "હું માયાવાદી નથી એ ખરું, પણ 'યોગિક સાધન' પુસ્તકનો પ્રણેતા હું નથી.'

"ત્યારે?"

* ભગવાનના આદેશમાં જીવનને ચરિતાર્થ કરવું એનું નામ જ મનુષ્યત્વ. આપણને જે ગોચર થાય છે તેમાં ઐક્ય રહેલું છે એ વાતનો સ્વીકાર કરવા છતાં તેની પ્રકાશલીલાની બહુમુખતાને આપણે અંગીકાર કરવી જ જોઈએ. જીવનની બધી સમસ્યા જ મૂળમાં તો સુષમાની — સુમેળની સમસ્યા છે.

"ઑટોમૅટિક લખાણ કોને કહે છે તે જાણો છો?"

"પ્લેનચેટ?"

"બરાબર પ્લેનચેટ નહિ. હું કલમ પકડી રહેતો અને કોઈ શક્તિ તે કલમ પાસે પુસ્તક લખાવ્યે જતી."

"આ વાત મેં કોઈ પાસે સાંભળી છે ખરી. એક વાત પૂછું — આપ આવું લખાણ શા માટે લખતા?"

"હું એ વખતે નિર્ણય કરવા માગતો હતો કે આવી ઘટના-ઓમાં કેટલું સત્ય રહેલું છે, અને મગ્ન ચેતન્યમાંથી કેટલું સૂચન આવે છે અંતર્લીન ચેતનામાં થઈને."

(શ્રી અરવિંદે આ વસ્તુ પોતાને હાથે આ શબ્દોમાં લખી આપી હતી: 'At the time I was trying to find out how much of truth and how much of subliminal suggestion from the submerged consciousness there might be in phenomena of this kind.")

"પણ એ વાત રહેવા દો," તેમણે કહ્યું, "તમારા મૂળ પ્રશ્ન ઉપર જ આવું."

"પાર્થિવ ભૂમિકામાં જે કર્મો તમને મૂલ્યવાન લાગે છે," તેમણે કહ્યું, "તે બધાં છોડવાં જ પડશે એવું કંઈ નથી. તો પણ તે ભૂમિકાની બધી વસ્તુઓની આસક્તિમાંથી તમારે મુક્ત થવું પડશે — પછી તમે કર્મચક્રની મધ્યમાં રહો કે બહાર રહો. કારણ, તમે એ આસક્તિને જો પોષ્યે રાખો તો ઉપરનો પ્રકાશ અવ્યાહત રીતે તમારામાં થઈને તમારી પ્રકૃતિનું રૂપાન્તર નહિ સાધી શકે."

"એનો અર્થ શું એવો થયો કે મારે, દાખલા તરીકે લાગણી, મૈત્રી અથવા સ્નેહપ્રેમના આનંદને પણ છોડવો પડશે?"

"તેમ નથી. સ્નેહ, લાગણી અથવા મૈત્રીથી દૂર રહ્યા વિના ભગવાનની પાસે જવાય જ નહિ, એવું કશું નથી. બલ્કે ઊલટું છે: ભગવાનના સાન્નિધ્યના અને ઐક્યના અનુભવને પરિણામે સાધક જે દિવ્યચેતના પામે છે, તેનું એક આનુષંગિક ફળ એ આવે છે કે બીજા બધાનું પણ સાન્નિધ્ય અને બીજા બધા સાથે પણ ઐક્ય અનુભવાય છે.* માયાવાદીઓના યોગમાં અને સંન્યાસયોગમાં ચરમ લક્ષ્ય મૈત્રી અને સ્નેહના બધા પ્રકારના સંબંધો છોડી દેવાનું, આ વિશ્વજગતના જીવ અને અન્ય સર્વ કાંઈ પ્રત્યેની આસક્તિથી મુક્તિ પામવાનું એટલે કે મોક્ષ હોય છે; જો કે ત્યાં પણ, છેવટે છેવટે નિર્વાણની પહેલાંજ જીવ પ્રત્યે એક પ્રકારની કરુણા અથવા અનુકંપાનો ભાવ આવે છે — જેમ કે બૌદ્ધ સાધનામાં. પણ અન્યની સાથે ઐક્યાનુભવ અથવા અન્ય પ્રત્યે સ્નેહપ્રેમનો વિશ્વભૌમ આનંદ એ જ જીવનમુક્તિને અથવા સર્વાંગીણ પરિણતિને આવશ્યક છે — અને એ મુક્તિ અને પરિણતિજ પૂર્ણ યોગનું ધ્યેય છે."×

---

* પાછળથી શ્રી અરવિંદે પોતાને હાથે લખી આપ્યું હતું: "Absence of love and fellow-feeling is not necessary to the Divine nearness; on the contrary a sense of closeness and oneness with others is a part of the Divine consciousness into which the Sadhaka enters by nearness to the Divine and the feeling of oneness with the Divine."

× પાછળથી શ્રી અરવિંદે પોતાને હાથે લખી આપ્યું હતું: "An entire rejection of all relations is indeed the final aim of the Mayavadin and in the ascetic yoga an entire loss of all relations of friendship and affection and attachment to the world and its living beings would be regarded as a promising sign of advance towards liberation, *Moksha*; but even there, I think, a feeling of oneness and unattached spiritual sympathy for all is

